# અદૃષ્ટ ફળ દર્પણ.

-: અથવા :-

## ભાવી અદૃષ્ટને સુધારવાનું દર્પણ.




યોજક,

મગનલાલ કરૂણાશંકર ઓઝા.

એસ્ટ્રોલોજર,

લુવારપોળ—સુરત.





પ્રકાશક,

માસ્તર એમ. કે. ઓઝા.









સંવત્ ૧૯૭૬ સને ૧૯૨૦





"સુરત સીટી" પ્રીન્ટીંગ પ્રેસ-સુરત.




કિંમત રૂ. ૨-૪-૦



PRINTED BY THAKORDAS MANSING AT THE "SURAT CITY" P. PRESS NEAR CHAWTA BRIDGE SURAT,

&

PUBLISHED BY M. K. OZA LUVAR POLE, SURAT.

# અર્પણ પત્રિકા.



यतो नियुक्तो दौत्येन तया देव्या शिवः स्वयम् ।
शिवदूतीति लोकेऽस्मिन् ततः सा ख्यातिमागता ॥

અર્થઃ—જે માયાવડે શિવ પોતે દૂતપણાને પામ્યા છે અર્થાત્ જેના આવિર્ભાવથી શિવ જે નિર્ગુણ સ્વરૂપે છે તે સગુણ સ્વરૂપે થાય છે તથા તે જ કારણથી જે માયાનું નામ શિવદૂતી અર્થાત્ શિવ જેના દૂત છે એમ પડયું છે, જે સર્વના સ્રષ્ટારૂપે, પાલન ર્તારૂપે તથા સંહાર કર્તારૂપે છે, તે મહામાયા જગદંબિકાને હું અંબાપુત્ર આ પુસ્તક અર્પણ કરૂં છું.

લી૦ અંબાપુત્ર

મગનલાલ કરૂણાશંકર ઓઝા.

# પ્રસ્તાવના.



અદૃષ્ટનો અર્થ એ થાય છે કે, જે વસ્તુ આપણા જોવામાં નહિ આવેલી તે. અર્થાત્ અદૃષ્ટનો અર્થ પ્રારબ્ધ થાય છે. હવે પ્રારબ્ધ એટલે પૂર્વનાં જે સંચિત કર્મ તે. વૃક્ષને જે ફળ લાગે છે, તે આપણી ચક્ષુરિન્દ્રિય પ્રકાશની સહાયતાથી જોઇ શકાય છે, પણ પ્રારબ્ધનું ફળ આપણાથી જોવાઈ શકાતું નથી. કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે, "पराञ्चि खानि व्यतृणत् स्वयंभूस्तस्मा त्पराङ् पश्यति नान्तरात्मन् અર્થ:-બ્રહ્માએ ઇન્દ્રિયોને એવી બાહ્ય રીતે કરેલી છે કે, જેથી તેઓ બાહ્ય વસ્તુઓને જોઈ શકે છે, પણ આંતર વસ્તુને તેઓ જોઇ શકતી નથી." માટે અહીં અદૃષ્ટ ફળનો અર્થ એ કે, પૂર્વે કરેલ કર્મનો ભોગવટો. જેમ દર્પણ આપણા મુખ વગેરેનો પ્રકાશ પાડે છે, તેમ સુખ યા દુઃખ જે શરીરને ભોગવવાં પડે છે, તે દર્પણરૂપે છે. આના જ સંબંધમાં મુંડકોપનિષદના તૃતીય મુંડકના પ્રથમ ખંડમાં કહ્યું છે કે, द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्न्योऽभिचाकशीति અર્થ:- સર્વદા જોડાયલાં તથા ચિત્સ્વરૂપ હોવાથી સમાન રૂપવાળાં બે પક્ષીઓ અર્થાત્ જીવ અને ઇશ એકજ શરીરરૂપી વૃક્ષનો આશ્રય કરી રહેલાં છે. આ પક્ષીઓ માંહેલું એક પક્ષી (જીવ) વડના ઝાડના સ્વાદયુક્ત ફળને અર્થાત્ સુખદુઃખાત્મક કર્મફળને ભોગવે છે તથા બીજું પક્ષી (ઇશ) ભક્ષણ કર્યા વિના અર્થાત્ કર્મફળ ભોગવ્યા વિનાજ કેવળ જોયા કરે છે." તેમજ તેમાં કહ્યું છે કે, આ એક જ વૃક્ષમાં અર્થાત્ તુલ્ય શરીરમાં પુરૂષ અર્થાત્ કર્મ તથા તેના ફળને ભોગવનારો જીવ દેહની સાથે તાદાત્મ્યપણાના અભિમાનને પામવાથી હું સુખ તેમજ દુઃખને ત્યાગ કરવા અસમર્થ છું, આ રીતના દીન ભાવને પામવાથી શોક કરે છે તથા અવિવેકને લીધે અનેક પ્રકારના ચિંતાને જીવ પામે છે. પણ જ્યારે દેહોપાધિથી રહિત જીવથી વિલક્ષણ ઇશ્વરને તે જુવે છે અર્થાત્ ઇશ્વરની સાથે અભેદ ભાવને પ્રાપ્ત થાય છે તથા હું ઇશ્વરસ્વરૂપનાજ મહિમારૂપે

છું, એમ જાણે છે ત્યારે તે શોક રહિત થાય છે. આના જ સંબંધમાં દૃષ્ટાંત છે કે, જેમ ચંદ્રનું પ્રતિબિંબ જળમાં પડેલું હોય તથા તે જળ કોઇ બાહ્ય ઉપાધિથી હાલે છે ત્યારે તે ચંદ્રનું પ્રતિબિંબ પણ હાલતું જણાય છે. તે જ પ્રમાણે અદૃષ્ટ કર્મ-રૂપી બાહ્ય ઉપાધિને લીધે જળમાં રહેલા પ્રતિબિંબની માફક શરીરમાં રહેલ જીવ, પોતાના માની લીધેલ દેહને સુખ યા દુઃખ આવી પડે છે, ત્યારે પોતેજ તે સુખ યા દુઃખ માની લે છે. આ જે માની લીધેલ સુખ યા દુઃખ છે, તેનું જ નામ **પ્રારબ્ધ** છે. આ સુખ તેમજ દુઃખ દેહરૂપી જળમાં ત્રણ પ્રકારનાં હોય છે. જેમકે **આધ્યાત્મિક, આધિદૈવિક** તથા **આધિભૌતિક**. શરીરપર તાવ આદિ કાંઇ રોગ થાય તે દુઃખ **આધ્યાત્મિક** કહેવાય, ઇશ્વરની અવજ્ઞા કરવાથી જે દુઃખ તે **આધિદૈવિક** તથા વ્યાઘ્રઆદિ જોવાથી દેહને જે દુઃખ થાય તે **આધિભૌતિક** દુઃખ છે. આ ત્રણ પ્રકારના દુઃખનું નિવારણ નીતિરૂપી મછવાવડે થાય છે. જેમ સમુદ્રને તરવા માટે હોડી છે, તેમ આ સંસારરૂપી સમુદ્રને તરવા માટે નીતિરૂપી નૌકા છે. આ સંસારાર્ણવમાં સર્વ મનુષ્યને ઇષ્ટની પ્રાપ્તિ તથા અનિષ્ટની અપ્રાપ્તિની ઇચ્છા થાય છે. આ અનિષ્ટને અર્થાત્ દુઃખને ટાળવા માટે પુરૂષ પ્રયાસ કરે છે. આનું નામ પુરૂષાર્થ છે. મનુષ્યને પુરૂષાર્થવિશે પ્રેરનાર પૂર્વ **જન્મના સંસ્કાર** છે, છતાં હુંપણાના અભિમાનને લીધે પુરૂષ એમ માને છે કે, આ પ્રયાસ તો મેં કર્યો. આ પુરૂષાર્થ અથવા તો સંસ્કારને લીધે જેમ સમુદ્રમાં કોઇ ખડક હોય તથા તે પર બેસી જવાથી આપણને ભયની નિવૃત્તિ થાય છે, તેમ થોડા સમયને માટે દુઃખનો અભાવ થાય છે, છતાં સમુદ્રની ભરતી વખતે ખડકપર પાણી ફરી વળવાથી પાછો તે મનુષ્યનો ખડકરૂપી આશ્રય અર્થાત્ પુરૂષાર્થવડે મેળવેલ ઇષ્ટની પ્રાપ્તિનો નાશ થાય છે તથા પાછા સંસારરૂપી સમુદ્રના મોજામાં તણાય છે. હવે સમુદ્રમાં કેટલાક ખડકોમાં ગુફાઓ હોય છે, જેમાં મગર, વ્યાલ આદિ હિંસક પ્રાણીઓ ભરાઇ રહેલાં હોય છે. પેલો મનુષ્ય જેણે કે પ્રથમ ખડકનો આશ્રય કરેલો હતો, તે એમ જાણે છે કે, ખડક પર બેસી રહેવાથી જળના તરંગો મને ખેંચી જાય છે, માટે આ વખતે હું ખડકની ગુફાનો આશ્રય કરૂં, કે જેથી તરંગો મને ખેંચી ન જાય. છતાં દૈવ કંઇ ઉલટું બનાવે છે. તેજ

પ્રમાણે પ્રપંચી મનુષ્યરૂપી મગર યા સુસવાળના પંજામાં તેઓ સપડાઈ જાય છે, કે જેમના છળ કપટથી તેમને બચવું અત્યંત મુશ્કેલ પડે છે. આ પ્રમાણે અથડામણમાં પડેલ મનુષ્ય પોતાના મનને કાંઈક શાંતિ પામવા કોઈ માર્ગસૂચક જ્યોતિષીને મળે છે અને તેને પૂછે છે કે, મારો આ દુઃખનો અંત ક્યારે આવશે? જો કે તે પણ તેણે કરેલ કર્મને ટાળવા સમર્થ નથી, પણ તેને શાંતિ આપી જણાવે છે કે, અમુક યોગોના ભાવથી, તથા અમુક દાન તથા શાંતિથી તેમજ આટલા યોગો જતાં સુખ તને થશે, એમ પ્રમાણ આપે છે. આ પ્રમાણે શ્રદ્ધા અને ભાવનાથી તને સુખનો માર્ગ જડશે. અમુક સમય પછી તને સારા કર્મનો ભોગવટો આવશે તથા ત્યારે તું સુખને મેળવીશ. આથી તેના મનને જરા શાતા વળે છે. જો કે આ ઈશ્વરી માયા એવી રીતે વિસ્તાર પામેલ છે કે જેના પારને કોઈ પહોંચી શકયું નથી. તેથી જ શાસ્ત્રકારોએ કહ્યું છે કે, **मम माया दुरन्यया** અર્થાત્ મારી માયા એવી છે કે, યોગી પણ તેનું ઉલ્લંઘન ઘણા કષ્ટવડે કરી શકે છે. જો પ્રારબ્ધ કરતાં પુરૂષાર્થ બળવાન્ હોત તો તે જેમ ધારે તેમ કરી શકત. પણ કહેવત છે કે Man proposes & God disposes અર્થાત્ પુરૂષાર્થ ગમે તેટલો હોય, પણ પ્રારબ્ધ કર્મને વશ સર્વ છે. માટે ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ સંબંધી જે પુરૂષાર્થ કરવામાં આવે છે, તેનું ફળ તાત્કાલિક નથી, પણ જેમ વૃક્ષ વાવ્યા પછી તેનું ફળ કેટલોક કાળ ગયા પછી હોય છે, તેમ અનેક જન્મની સંસિદ્ધિવડે તે ફળ પ્રાપ્ત થાય છે. આપણા શાસ્ત્રમાં કહ્યું છે કે, પરદેશગમન કરવું, એ મહાન્ પાપ છે. પણ તેવું કશું વચન શ્રુતિમાં જણાતું નથી. ઋગ્વેદ સંહિતાના વચનવડે રા. રા. તિલકે કાઢેલ ઓરાયન નામના પુસ્તકમાં સિદ્ધ કરી બતાવ્યું છે કે, આપણે સર્વે પ્રથમ ઉત્તર ધ્રુવમાં રહેતા હતા. પણ અમુક સમય પછી જ્યારે પ્રલય આવે છે અર્થાત્ પૃથ્વીની જ્યારે ધરી ફરે છે ત્યારે ત્યાં મનુષ્યને રહેવું અગવડવાળું થઈ પડે છે. આજ કારણથી આપણા આર્યો ઉત્તર ધ્રુવમાંથી નીકળી આ દેશમાં આવીને વસ્યા. માટે પરદેશ ન જવું એમ શ્રુતિસિદ્ધ પ્રમાણ નથી. વળી વાલ્મીકિ રામાયણ વગેરેમાં જોઈશું તો એવા દેશોનું વર્ણન કરેલ છે કે, જે દેશોમાં આધુનિક શાસ્ત્રમાં ત્યાં જવાનો નિષેધ કરેલ છે. બીજું હાલના સમયમાં

આર્થિક જ્ઞાન મેળવવા માટે અન્ય દેશો સાથે સંબંધ ન રાખવામાં આવે તો કદી દેશોન્નતિ થવાનો સંભવ નથી. પૂર્વે શ્રીરામચંદ્રજી જેવા પુરૂષોએ ભારતવર્ષની બહારના પ્રદેશમાં રહેલ વાનર સાથે સંબંધ રાખી રાવણ જેવા મહાન્ પુરૂષનો પરાજય કર્યો હતો તો વૈશ્યાદિવર્ણે શા માટે પરદેશ ગમન નહિ કરવું જોઇએ? આથી સમજવું જોઇએ કે, વિષયોનું મહત્વ સંપૂર્ણ જોઇતા મુદ્દાના તત્વ વિના કેવી રીતે જણાય? પ્રારબ્ધના સંબંધમાં નીતિ શાસ્ત્રમાં કહ્યું છે કે;

दैवमुल्लंघ्य यत्कार्यं क्रियते फलवन्न तत् ।
सरोम्भश्चातकेनात्तं गलरंध्रेण गच्छति ॥

અર્થઃ—દૈવનું ઉલ્લંઘન કરી જે કાંઇ પુરૂષાર્થ કરવામાં આવે છે તે સફળ થતો નથી. ચાતક પક્ષી સરોવરનું પાણી પીવા જાય છે, પણ તે ગળાના માર્ગથી બહાર નીકળી જાય છે.

વળી દૈવની વિચિત્ર ઘટના કેવી છે, તેના સંબંધમાં લખ્યું છે કે;—

कुत्रायोध्या क्व रामो दशरथ वचनाद्दण्डकारण्यमागा-
त्क्वासौ मारीचनामा कनकमयमृगः कुत्र सीतापहारः ॥
सुग्रीवराममैत्री क्व जनकतनयान्वेपणे प्रेषितोऽहं ।
योऽर्थोऽसंभावनीयस्तमपि घटयते क्रूरकर्मा विधाता ॥

અર્થઃ—અયોધ્યા નગરી ક્યાં? દશરથના વચનથી રામચંદ્રજીનું દંડકારણ્યમાં પધારવું ક્યાં? ત્યાં વળી મારીચ નામનો સુવર્ણનો મૃગ મળવો ક્યાં? સીતાનું હરણ થવું ક્યાં? વળી સુગ્રીવ સાથે રામચંદ્રજીની મૈત્રી થવી ક્યાં? વળી સીતાની શોધ માટે મને હનુમાનને મોકલવો ક્યાં? માટે હનૂમાનજીનું કહેવું એમ છે કે, દૈવની ગતિ એવી વિચિત્ર છે કે, ન બનવા યોગ્ય પણ બને, એવું ભાવી બળવાન્ છે. રામચંદ્રજી પણ જો કે, ત્રિકાળજ્ઞ હતા, છતાં અદૃષ્ટને ટાળવા સમર્થ ન હતા તેનાજ સંબંધમાં કહ્યું છે કે,

वह्नौ विशुद्धामपि जानकीं तां जहौ वनान्ते किल रामचंद्रः
सा किं न शुद्धा स च किं न वेत्ता बलीयसी केवलमीश्वरेच्छा ॥

અર્થ:-સીતાજી અગ્નિવિશે શુદ્ધ થયાં હતાં, છતાં રામચંદ્રજીએ વનમાં તેને છોડી દીધાં હતાં. રામચંદ્રજી ત્રિકાળજ્ઞ હતા, છતાં તેઓ શું એમ નહોતા જાણતા કે, સીતાજી શુદ્ધ છે? પણ જો કે પોતે પ્રભુ અર્થાત્ સમર્થ હોવાં છતાં જે વસ્તુ વિધિએ નિર્માણ કરી છે તેને પોતે પણ ભોગવવી જ જોઇએ, જેથી તેમણે સીતાનો ત્યાગ કર્યો. વિધિને અદૃષ્ટ કહેવાનું કારણ એ કે, મનુષ્યને પૂર્વ જન્મનું જ્ઞાન હોતું નથી. આથી પોતાના સંસ્કારરૂપે કેવું ફળ પ્રાપ્ત થવાનું છે, તેની તેઓને ખબર હોતી નથી. આ જ કારણથી વિધિને અદૃષ્ટ કહેવામાં આવે છે. આ અદૃષ્ટનો ભોગવટો ન હોય તો કૃતનાશ તથા અકૃતાભ્યાગમરૂપ દોષની અવશ્ય પ્રાપ્તિ થવી જોઇએ. અહીં કૃતનાશનો અર્થ એ છે કે, જે કંઇ કર્મ આપણે આપણા હાથથી આ જગતમાં કર્યાં, તેનો ભોગવટો મેળવ્યા વિના તે કર્મનો નાશ થવો જોઇએ. અકૃતાભ્યાગમ દોષનો અર્થ એ છે કે આપણને સુખ યા દુઃખની જે પ્રાપ્તિ થાય છે, તે પ્રાપ્તિ કોઇ પણ કોઇ પણ પ્રકારના કર્મ કર્યા વિનાજ આપણને થવી જોઇએ તથા આ પ્રમાણે હોય તો મનુષ્યને સતત સુખની જ પ્રાપ્તિ થવી જોઇએ તથા દુઃખનો લેશ પણ આવવો જોઇએ નહિ. કારણ કે ન્યાયદર્શનમાં કહ્યું છે કે, કાર્ય તથા કારણ બેઉ એકરૂપે હોવાં જોઇએ. હવે કારણ બે પ્રકારનાં હોય છે. નિમિત્ત કારણ તથા ઉપાદાન કારણ- જેમકે ઘડો કરવામાં કુંભાર નિમિત્ત કારણ છે તથા મૃત્તિકા ઉપાદાન કારણ છે. હવે પરમાત્મા નિમિત્ત કારણરૂપે છે તેમજ ઉપાદાન કારણરૂપે પણ છે. જો કેવળ પરમાત્મા નિમિત્ત કારણરૂપે હોય તો તે જગતથી ભિન્ન હોવા જોઇએ, પણ તેમ નથી. હવે પરમાત્મા ઉપાદાન કારણરૂપે હોવાથી જે ગુણ જગતના હોય તે જ ગુણ પરમાત્મામાં હોવા જોઇએ. જેમકે મટોડીના સર્વ ગુણો ઘટમાં રહેલા છે. પણ જગતમાં પરમાત્માના જ એકલા સાત્વિક ગુણો રહેલા નથી, પણ સાત્વિક તેમજ ક્રૂરપણાના ગુણો રહેલા છે. આ જ કારણથી બૌદ્ધે શ્રી શંકર ભગવાનને એક વાર પ્રશ્ન કર્યો હતો કે, **ईश्वरः जगतः कारणं नोत्पद्यते कृतः वैषम्यनैर्घृण्यप्रसंगात्** અર્થ:— ઇશ્વર જગતના કારણરૂપે નથી. કારણ કે ઇશ્વરમાં એકજ સાત્વિકપણાનો જ ગુણ છે તથા જગતમાં વિષમપણું તથા ઘાતકીપણાના ગુણો રહેલા છે. જગતને વિશે આવા ગુણોના ઉદ્દ્ભવનું કારણ પ્રાણીનાં

સંચિત કર્મ છે. આ સ્થળે કોઈ શંકા લાવશે કે, જગત્ પ્રથમ નિર્માણ થયું તે વખતે ક્યાં સંચિત કર્મો હતાં? આનો ઉત્તર એટલોજ છે કે, જેમ પરમાત્મા અનાદિ છે તેમ જગત્ પણ અનાદિ છે. કારણ કરોળીઓ જેમ પોતાની જાળથી જૂદો હોતો નથી, તેમ પરમાત્મા પોતાની જાળરૂપી જગતથી જૂદો નથી. વળી બીજી શંકા એ ઉઠશે કે, સર્વદા સારાં કર્મનો જ ઉદ્ભવ કેમ થતો નથી? સારાં તેમજ નરસાં કર્મનો કેમ ઉદ્ભવ થાય છે? આનું સમાધાન એ છે કે, કર્મનો ઉદ્ભવ કરનારી માયા છે. આ માયા પરમાત્મામાંજ રહેલ છે તથા તેનો સમાવેશ પણ પરમાત્મામાંજ થાય છે. આ માયા ત્રિગુણાત્મક છે. જેમ દોરડું ઉત્પન્ન કરવા ત્રણ દોરડીને આમળા દેવામાં આવે છે, તેમ માયા અર્થાત્ કોઇ પણ પ્રકારની પ્રવૃત્તિનું સ્વરૂપ થવા, ત્રણ પ્રકારના ગુણોની આવશ્યકતા છે. તેમાં જે ગુણની પ્રાધાન્યતા હોય છે, તેવા પ્રકારની પ્રવૃત્તિ થાય છે. હવે ત્રીજી શંકા એ થાય છે કે, જે સુખ દુઃખાદિ આપણને ભોગવવાં પડે છે તે પૂર્વના સંચિતને લીધે, તો પછી સારાં યા નરસાં કર્મ કરવાની પ્રવૃત્તિ અર્થાત્ ક્રિયમાણ ફળની પ્રાપ્તિ શાને આધારે થાય છે? આ સ્થળે આપણે જાણવાનું છે કે, આપણાં શાસ્ત્રમાં કહ્યું છે કે, અમુક ઉપવાસ કરવાથી તથા ઉપાસના કરવાથી અથવા અમુક પ્રાયશ્ચિત્ત કરવાથી પાપની હાનિ થાય છે. આનો અર્થ એ નથી કે, આપણાં કરેલ કર્મના અર્થાત્ પ્રારબ્ધના ફળની હાનિ થાય છે, પણ આમ કરવાથી આપણી બુદ્ધિવિશે એવા પ્રકારનું સ્ફુરણ થાય છે કે, જેથી આપણું મન સાત્વિક ભાવવાળા કર્મ કરવા તરફ દોરવાય છે. હવે ચોથી શંકા એ થાય છે કે, આવા સત્કર્મના કાર્યમાં યોજનાર કોણ છે? તેના સંબંધમાં કહેવાનું કે, તેમાં યોજનાર પૂર્વ જન્મના સંસ્કારજ છે. કોઇ કહે કે, અમુકના ઉપદેશથી અમુકને ચિત્તની શુદ્ધિ થઇ; પણ અમુકના પ્રસંગમાં આવવું, તે સંસ્કારને લીધેજ. તેમજ જગતમાં સારા યા નરસા જનોના સમાગમમાં આવવું, તે પણ ભૂત સંસ્કારને લઇનેજ છે.

આ અદૃષ્ટ ફળ દર્પણમાં પ્રથમ પ્રકરણ નીતિ સંબંધી છે. કારણ ભાવી અદષ્ટ સુધારવા નીતિયુક્ત કર્મો કરવાની આવશ્યકતા છે. બીજા પ્રકરણમાં પ્રારબ્ધ તથા પુરૂષાર્થમાં શું ભેદ છે, તે જણાવ્યો

છે. ત્રીજામાં પોકલ પ્યાર રાખનારા કેવી રીતે જણાઇ આવે, તે સંબંધી વિવેચન આપ્યું છે. ચોથા પ્રકરણમાં જ્યોતિષના સંબંધમા કેટલાક નિર્ણયો આપેલા છે, ૫મા પ્રકરણમાં શંસ્કાર અથવા પ્રારબ્ધ પ્રમાણે સર્વ થાય છે, તે સંબંધી વર્ણન છે, છઠ્ઠામાં લુચ્ચા લોકોથી આપણે બચી જઈ આપણાં કર્મો કેવી રીતે સુધરે તે સંબંધી વર્ણન છે. સાતમામાં મહાન્ પુરૂષો હોવા છતાં અદૃષ્ટ તેમને કેવી સ્થિતિપર લાવે છે તે સંબંધી વિવેચન છે. આઠમામાં આપણા અદૃષ્ટમાં જેમ હોય છે તેમજ થાય છે, પણ મનુષ્યની ધારણા કશી પણ પાર પડતી નથી, આ બાબત આપી છે. નવમામાં ધર્મ, અર્થ કામ તથા મોક્ષ મેળવવા માટે કર્મોની જરૂર છે તે સંબંધી વર્ણન છે. દશમામાં પરદેશ જવાથી આપણી આર્થિક સ્થિતિ સુધરે છે તથા તેથી આપણા કર્મમાં ફેરશાર થવાથી ભાવી અદૃષ્ટમાં ફેરફાર થાય છે. માટે પરદેશ ગમનથી થતા ફાયદા માટે નિરૂપણ કર્યું છે. અગીઆરમામાં બાળલગ્ન આદિથી કેવાં પરિણામો થાય છે તથા તેથી ભાવીમાં આપણે કેવા પાછળ પડીએ છીએ, તે માટે વિવેચન આપ્યું છે. બારમામાં મંત્ર આદિમાં ખોટી શ્રદ્ધા રાખી બેસવાથી આપણે કેવા પાયમાલ થઇએ છીએ, જેથી આપણા અદૃષ્ટમાં કેટલો બધો અનિષ્ટ ફેરફાર થાય છે તે સંબંધી કહ્યું છે. તેરમામાં પ્રભુ માટે પ્રેમ રાખવાથી ભગવાન્ કેવી રીતે ભકતોનાં કાર્યો પાર પાડે છે તે સંબંધી કહ્યું છે તથા ચૌદમામાં જ્ઞાનનું સાધન જે ભકિત, તે સંબંધીનાં પદો છેવટમાં આપ્યાં છે. એકંદર રીતે ભાવી અદૃષ્ટને સુધારવા આવી રીતના વાંચનની મનુષ્યને જરૂર છે. છેવટમાં મારે લખવાનું કે, આ પુસ્તકમાં જે કાંઇ દોષો રહ્યા હોય, તે હંસક્ષીર ન્યાયની માફક વાચકે સુધારી વાંચવા.

સંવત ૧૯૭૯
પોષ શુકલ પૂર્ણિમા.

લી૦ શ્રી જગદંબાનો ઉપાસક,
**છોટલાલ ચંદ્રશંકર શાસ્ત્રી.**
આત્મપુરાણ આદિના કર્તા.

**તા.ક.** વાચક વર્ગને મારી નમ્ર વિનતિ છે કે મહાન્ લડાઇના કારણને લીધે .તેમજ કાગળોની મોંઘવારીને લીધે, ઉપગંત મારી તબીયત ન.અનુકૂળ હોવાથી આ પુસ્તક માટે જે વિલંબ થયો છે તે

માટે દરગુજર ચાહું છું. બીજું આ પુસ્તકમાં મારા સ્નેહી સંબંધી રા. રા. છોટાલાલ ચંદ્રશંકર શાસ્ત્રી જે આત્મપુરાણ, ઉપનિષદ અને શાંકર ભાષ્ય આદિના અનુવાદક છે, તેણે મારા પુસ્તકમાં સુધારો વધારો કરી વેદાંત સિદ્ધાંતોનું જે પ્રતિપાદન કર્યું છે તથા પ્રુફો સુધારી જે મદદ કરી છે, તેને માટે હું તેનો આ સ્થળે અત્યંત આભાર માનું છું.

માસ્તર મગનલાલ કરૂણાશંકર ઓઝા.



# અનુક્રમણિકા







॥ ॐ तत्सत्परमात्मने नमः ॥




# પ્રકરણ ૧ લું.

## સંસારના ત્રિવિધ તાપોમાંથી બચવા માટે સંખ્યાબંધ નીતિની પવિત્ર નશિહતો.

(સદ્બોધ)

ॐ शं नो मित्रः शं वरुणः । शं नो भवत्यर्यमा । शं न इन्द्रो बृहस्पतिः । शं नो विष्णुरुरुक्रमः । नमो ब्रह्मणे नमस्ते वायो । त्वमेव प्रत्यक्षं ब्रह्मासि । त्वामेव प्रत्यक्षं ब्रह्म वदिष्यामि । ऋतं वदिष्यामि । सत्यं विदिष्यामि । तन्मामवतु । तद्वक्तारमवतु । अवतु माम् । अवतु वक्तारम् ।

ॐ शांतिः शांतिः शांतिः

तैत्तिरीय उपनिषद्-प्रथम अनुवाक्

શબ્દાર્થ:-મિત્ર અમારૂં સુખ કરનાર થાઓ, વરૂણ અમારૂં સારૂં કરો, અર્યમા અમારૂં સારૂં કરો, ઇન્દ્ર તથા બૃહસ્પતિ અમારૂં સારૂં કરો, સર્વવ્યાપક શ્રી વિષ્ણુ ભગવાન્ અમારૂં સારૂં કરો, બ્રહ્મને નમસ્કાર. હે વાયુ દેવ! આપને નમસ્કાર છે. આપ પ્રત્યક્ષ બ્રહ્મદેવરૂપે છો. આપને પ્રત્યક્ષ બ્રહ્મદેવરૂપે કહીશ. હું આપને પ્રાણવાયુરૂપ કહીશ. હું આપને

સત્યરૂપે કહીશ. સમષ્ટિરૂપ બ્રહ્મદેવ વ્યષ્ટિરૂપ મારૂં પાલન કરો. આચાર્યનું પાલન કરો, બ્રહ્મદેવ મારૂં રક્ષણ કરો. વક્તાનું બ્રહ્મદેવ રક્ષણ કરો. ૐ શાંતિ, શાંતિ, શાંતિ.

## મંગળાચરણ.

ॐ सत्यं ज्ञानमनंतं यन्निष्कलं निष्क्रियं परम् ।
अद्वितीयं निर्विशेषं ब्रह्म तमुपास्महे ॥
अखंडं मंडलाकारं व्याप्तं येन चराचरम् ।
तत्पदं दर्शितं येन तस्मै सद्गुरवे नमः ॥

## ભાવાર્થ.

સત્ય જ્ઞાન ચૈતન્ય જે, અકળ અક્રિય અનંત,
અદ્વિતીય અપૂર્વ તે, ભજું ભાવે ભગવંત;
અખંડ મંડલાકારે, વ્યાપ્યું જે આ ચરાચર,
તત્પદદર્શક શ્રીગુરો, પ્રણમું વારંવાર.

# અમૂલ્ય નીતિમુક્તામાળા.

(૧) પ્રભાતના પ્રારંભમાં પરમાત્માને પ્રેમપૂર્વક વારંવાર પ્રણામ કરવા. આ પરમાત્મા ભેદરહિત, અવિચળ લક્ષણવાળા, તરંગ વગરના સમુદ્રની પેઠે નિશ્ચળ, નિત્યરૂપે, મુક્તરૂપે, અવિભક્ત, પરમ બ્રહ્મરૂપે, એક છતાં અનેકના કારણરૂપે, કારણ તથા કાર્યથી વિલક્ષણ, અદ્વિતીય, પરથી પર, પ્રત્યક્-રૂપે, એકરસરૂપે, સ્વતંત્ર લક્ષણવાળા, સચ્ચિદાનંદરૂપે, અનં-તરૂપે તથા અવ્યયરૂપે છે. આ પરમાત્માને હરિ કહેવાનું કારણ એ કે, તે સર્વનાં પાપોનું હરણ કરવાવાળા છે.

## સત્યનું સ્વરૂપ.

(૨) સર્વદા સત્યનું આચરણ કરવું જોઇએ. જેનો ત્રણે કાળે બાધ નથી થતો, તે સત્ય કહેવાય છે. કહ્યું છે કે, सत्येन सर्वं प्रतिष्ठितम् સર્વનો આશ્રય સત્યને વિશે છે. વળી

કહ્યું છે કે, 'Truth is the greatest religion સત્ય એ જ મહાન્ ધર્મ છે.' વળી શાસ્ત્રમાં કહ્યું છે કે, 'सत्यान्नास्ति परो धर्मः સત્યથી ચઢિયાતો બીજો કોઇ ધર્મ નથી.'

## ધર્મનું સ્વરૂપ.

(૩) તૈત્તિરીય ઉપનિષદની શિક્ષાવલ્લીમાં ગુરૂએ શિષ્યને નીચે પ્રમાણે ઉપદેશ કરવાનું કહ્યું છે:–सत्यं वद, धर्मं चर, स्वाध्यायान्मा प्रमदः । आचार्याय प्रियं धनमाहृत्य प्रजातंतुं मा व्यवच्छेत्सीः। सत्यान्न प्रमदितव्यम् । धर्मान्न प्रमदितव्यम् । कुशलान्न प्रमदितव्यम् । भूत्यै न प्रमदितव्यम् । स्वाध्यायप्रवचनाभ्यां न प्रमदितव्यम् ॥ અર્થ:–સત્યને બોલવું, ધર્મનું આચરણ કરવું, વેદાધ્યયનનો કદી ત્યાગ કરવો નહિ, ભણી રહ્યા પછી ગુરૂને ગુરૂદક્ષિણા આપી, પ્રજાના સૂત્રને કાપી નાંખો મા, અર્થાત્ બ્રહ્મચર્યાશ્રમ થઇ રહ્યા પછી ગૃહસ્થાશ્રમ પાળવાને માટે પ્રવૃત્ત થાઓ, સત્યનો કદી ત્યાગ કરો મા, ધર્મનો કદી ત્યાગ કરો મા, વિવેકથી કદી ભ્રષ્ટ થાઓ મા, જે સમૃદ્ધિ આવી મળી છે, તેની વૃદ્ધિ થવાના કર્મોરૂપ સમૃદ્ધિનો ત્યાગ કરો મા, પોતાનું અધ્યયન તથા પારકાને ઉપદેશ કરવામાં કદી પ્રમાદ કરો નહિ.

## ગુરૂનું વર્ણન.

(૪) સદ્ગુરૂના મંત્રને કદી પણ ભુલવો નહિ. ગુરૂને વિનયથી કહેવું કે, હે સ્વામિન્! હે પ્રણામ કરનારા લોકોના બંધુરૂપ! હે કરૂણાના સમૂહરૂપ! હું કે જે સંસારસમુદ્રમાં પડયો છું, તેને સરળ તથા કરૂણારૂપ અમૃતને વર્ષનારી, આપની કટાક્ષયુક્ત દૃષ્ટિવડે ઉદ્ધાર કરો, ગુરૂનો અર્થ નીચે પ્રમાણે છે:–ગુ કહેતાં હૃદયમાં રહેલ અજ્ઞાનરૂપી અંધકારનું રુ કહેતાં છેદન કરનાર અર્થાત્ સત્ય સુખનો માર્ગ દર્શાવી, આંતરબાહ્ય અજ્ઞાનરૂપી અંધકારને નષ્ટ કરી, સુખશાંતિના પવિત્ર પ્રદેશને પહોંચાડનાર સદ્ગુરૂ સાક્ષાત્ પરમાત્મસ્વરૂપે છે.

## સ્વધર્મ નિરૂપણુ.

(૫) સ્વધર્મ એ જ ભવસાગરને તારનાર સુખરૂપ સેતુ છે. માટે પ્રાણુાન્તપર્યંત ધર્મના પાલનમાં તત્પર રહેવું. મનુષ્યે શુદ્ધ સત્વ ગુણુને ધારણુ કરવો જોઇએ. શુદ્ધ સત્વ ગુણુના ધર્મ નીચે પ્રમાણે છે:–પ્રસન્નતા, સ્વસ્વરૂપનો અનુભવ, પરમ શાંતિ, તૃપ્તિ, હર્ષ અને પરમાત્મામાં નિષ્ઠા, કે જેથી સર્વદા આનંદ રસની પ્રાપ્તિ થાય છે. વળી નિરભિમાનપણું, નિયમ, યમ આદિ, શ્રદ્ધા, ભક્તિ, મુમુક્ષુપણું, દૈવી સંપત્તિ તથા દુષ્ટ પદાર્થોથી નિવૃત્તિ, આ મિશ્રિત થયેલા સત્વ ગુણુના ધર્મ છે.

## પુણ્યનું ફળ.

(૬) યથાકાળે યથાશક્તિ પુણ્ય કરવું જોઇએ. કારણુ કે પુણ્ય એ ધર્મનું મુખ છે. પરોપકાર એ જ મહાન્ પુણ્ય છે. માટે સ્વાર્થ કે બદલાની ઇચ્છા વગર નિષ્કામ વૃત્તિથી જેટલો બને તેટલો પરોપકાર કરવો. શાસ્ત્રમાં કહ્યું છે કે;–

अष्टादश पुराणेषु व्यासस्य वचनद्वयम् ।
परोपकारः पुण्याय पापाय परपीडनम् ॥

વ્યાસ ભગવાને જે અઢાર પુરાણુ બનાવ્યાં છે, તે સઘળાંમાંથી સાર એટલો છે કે, પરોપકાર કરવાથી પુણ્યની પ્રાપ્તિ થાય છે તથા પારકાને દુઃખ આપવા જેવું બીજું પાપ નથી. વળી શાસ્ત્રમાં કહ્યું છે કે,–

परोपकाराय फलंति वृक्षाः परोपकाराय वहन्ति नद्यः ।
परोपकाराय वर्षन्ति मेघाः परोपकाराय सतां विभूतयः ॥

અર્થ:–વૃક્ષનાપર ફળ આવે છે તે પરોપકારને અર્થે છે, પરોપકારને માટે નદીઓનું વહેવું છે. પરોપકારને માટે

જળની વૃષ્ટિ થાય છે. તેમ જ સજ્જન પુરૂષની સંપત્ પણ પરોપકારને અર્થે જ હોય છે.

સજ્જન દુઃખથી દાઝતા, છતાંએ હિત કરનાર;
પત્થર મારો વૃક્ષને, તો પણ ફળ દેનાર.

## ક્ષમાનું ભૂષણ.

(૭) ક્ષમા એ સત્પુરૂષનું મુખ્ય ભૂષણ છે. આ જ કારણથી શાસ્ત્રમાં કહ્યું છે કે,–

**नरस्याभरणं रूपं रूपस्याभरणं गुणः।**
**गुणस्याभरणं ज्ञानं ज्ञानस्याभरणं क्षमा ॥**

અર્થઃ–મનુષ્યને રૂપ એ આભૂષણ છે, રૂપનું ભૂષણ ગુણ છે, ગુણનું ભૂષણ જ્ઞાન છે તથા જ્ઞાનનું ભૂષણ ક્ષમા છે અર્થાત્ ક્ષમા હોય તો જ બધા ગુણો શોભે છે.

## આત્મઘાતિ કોણ ?

(૮) નિરંતર પોતાના નિત્ય કર્મમાં ઇશ્વરપરાયણ બુદ્ધિથી ઓછામાં ઓછો એક કલાક પણ રોકવો. જે આ પ્રમાણે નથી કરતો, તે આત્મઘાતી કહેવાય છે. ઇશાવાસ્ય ઉપનિષદમાં કહ્યું છે કે,

**असुर्या नाम ते लोका अंधेन तमसाऽऽवृताः ।**
**तांस्ते प्रेत्याभिगच्छन्ति ये के चात्महनो जनाः ॥**

અર્થઃ–જે મનુષ્યો આત્માનું હનન કરનારા છે, તેઓ આ જગતનો ત્યાગ કર્યા પછી અંધત્વથી અર્થાત્ આત્મસ્વરૂપના અજ્ઞાનથી આવૃત અસુર્ય લોકને પામે છે. અર્થાત્ પાપકર્મના ફળને અજ્ઞાની પુરૂષ જે લોકમાં ભોગવે છે, તે લોક અસુર્ય કહેવાય છે.

## કાર્યની પ્રવૃત્તિનો નિયમ.

(૯) પરિણામનો પૂર્ણ વિચાર કર્યા વિના કોઈ પણ કામમાં પ્રવૃત્ત થવું નહિ. કહ્યું છે કે, अनारंभो हि कार्याणां प्रथमं

बुद्धिलक्षणम् । प्रारब्धस्यान्तगमनं द्वितीयं बुद्धिलक्षणम् અર્થ:—કાર્યનો આરંભ ન કરવો, એ પ્રથમ બુદ્ધિનું લક્ષણ છે. આરંભ કર્યા પછી તે કાર્યને પાર પહોંચાડવું, એ બીજું બુદ્ધિનું લક્ષણ છે. લાભ તથા હાનિનો વિચાર કરી લાભ માલમ પડતા કાર્યમાં જે મનુષ્ય પ્રવૃત્તિ કરે, તે મનુષ્ય પરિણામે સુખી થાય છે.

## ઇશ્વરી શક્તિ કેવી છે ?

(૧૦) પાપકર્મ કર્યા પહેલાં તેનો જવાબ માંગનારી ઇશ્વરી અનંત શક્તિનો મનુષ્યે વિચાર કરવો. સારાં યા માઠાં કર્મોનો કુદરતના નિયમ પ્રમાણે આ જગતની સપાટી ઉપર જરૂર ઇશ્વર તરફથી બદલો મળે છે. કારણ કે કહ્યું છે કે, अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम् અર્થ:—શુભ અથવા અશુભ જે કાંઇ કર્મ કરવામાં આવે છે, તેનો ભોગવે જ છૂટકો છે.

## અપકાર ન કરવા સંબંધી.

(૧૧) સામા મનુષ્યને નુકશાનમાં ઉતારવાની કદી પણ કોશીશ કરવી નહિ. કારણ કે કુદરતનો એવો નિયમ છે કે, જે ખાડો ખોદે તે પડે. માણુસો આ કાયદાને ભૂલી જાય છે. ટાંગેલા દૂધપર બીલાડી તરાપ મારે છે, પણ તે વખતે તે પાછળના ધોકાને જોતી નથી.

## ધર્મની ત્વરિતા ગતિ.

(૧૨) ધર્મના કાર્યમાં કદી ઢીલ કરવી નહિ. વળી પાપના કાર્યમાં કદી પગ મૂકવો નહિ. કહ્યું છે કે, "धर्मस्य त्वरिता गतिः ધર્મની ગતિ ઉતાવળી છે." જીંદગીનો પળનો પણ ભરોસો નથી. તેટલા જ માટે શાસ્ત્રકારોએ કહ્યું છે કે, "गृहीत इव केशेषु मृत्युना धर्ममाचारेत् જાણે હમણાં જ કાળ માથાના વાળ પકડી ઉભો રહ્યો હોય, તે પ્રમાણે ધર્મમાં વિલંબ કરવો નહિ." વળી કહ્યું છે કે, " अकालो नास्ति धर्मस्य जीविते

चंचले सति અર્થ:–ધર્મના કાર્યને માટે વિલંબ હોતો નથી. કારણકે મનુષ્યની જીંદગી ઘણી ચંચળ છે."

## સત્કાર્યમાં સહાયતા.

(૧૩) સત્કાર્યમાં સર્વદા સ્નેહથી યથાશકિત સહાય કરવી, પણ અસત્ કાર્યને સો ગાઉ દૂર રાખવું. કારણ કે ખોટા કામમાં ખરચેલો પૈસો પુણ્યના ખરચેલા પચાસ પૈસાપર પાણી ફેરવે છે.

## આપત્તિમાં કેમ કરવું?

(૧૪) ન ટળી શકે એવી અડચણ કે આપત્તિમાં ખોટી ચિંતા તથા હાય અફસોસ કરી તમારા જીવને નિષ્કારણ બાળશો નહિ. કારણ કે વ્યર્થ ચિંતાથી તન, મન અને ધનની વધારે ખરાબી સિવાય બીજું કાંઇ પરિણામ આવતું નથી. આ જ હેતુથી શ્રી કૃષ્ણ ભગવાને કહ્યું છે કે, " तस्मादपरिहार्येथें न त्वं शोचितुमर्हसि અર્થ:–જે બાબત તારાથી ટળી શકે એમ નથી, તેવી બાબતનો તારે શોક કરવો, એ મિથ્યા છે."

## સુખનિરૂપણ.

(૧૫) સુખને માટે દૂર જવાની જરૂર નથી. કેમકે સુખ તમારી પાસે જ છે. કહ્યું છે કે, "संतोष एत्र पुरुषस्य परं निधानम् અર્થ:–સંતોષ એ જ મનુષ્યને પરમ ભંડાર છે." વળી **વિવેક ચૂડામણિમાં** શ્રી શંકરાચાર્યે કહ્યું છે કે, " वैराग्यान्नपरं सुखस्य जनकं पश्यामि वश्यात्मनस्तच्चेच्छुद्धतरात्मबोधसहितं स्वाराज्यसाम्राज्यधुक् । एतद्द्वारमजस्रमुक्तियुवते यस्मात्त्वमस्मात्परं सर्वत्रास्पृहया सदात्मनि सदा प्रज्ञां कुरु श्रेयसे અર્થ:–વશ્ય અંતઃકરણવાળાને વૈરાગ્ય કરતાં વધારે સુખને ઉત્પન્ન કરનાર બીજું કાંઇ પણ જોવામાં આવતું નથી. વળી વૈરાગ્ય જો અત્યંત શુદ્ધ

આત્માના બોધ સહિત હોય તો આત્માનંદરૂપી ચક્રવર્તી-પણાના સુખને આપે છે. સર્વદા મુક્તિરૂપી સ્ત્રી મળવાનું દ્વાર એ જ છે. માટે તું પરમ કલ્યાણને માટે સર્વ વસ્તુમાં અસ્પૃહાવાળો થઇ સર્વદા આત્મામાં જ બુદ્ધિને જોડ."

## કરકસરથી ફાયદો.

(૧૬) જેમ કપડું સંભાળી સોડ તાણનાર શૈયાનું સુખ ભોગવી શકે છે, તેમ ઉપજ તપાસી ખર્ચ કરનાર મનુષ્ય તંગીના તરંગોમાં ખેંચાયા વગર સુખી જીંદગી ભોગવી શકે છે.

## ભલાઇનું પરિણામ.

(૧૭) જો તમે તમારૂં ભલું ઇચ્છતા હો તો સર્વનું ભલું કરો. કારણ કે ભલામાંથી ભલું થાય છે.

## સુખ મળવાની કુંચી.

(૧૮) પ્રાતઃકાળે એવું કાર્ય કરો કે, મધ્યાહ્ન સુખમાં જાય, મધ્યાહ્ને એવું કરો કે, રાત્રે સુખે કરી નિદ્રા આવે. હે મનુષ્યો! યુવાનીરૂપી ખીલતા પ્રભાતમાં એવું કાર્ય કરવું કે, જેથી પ્રૌઢ અવસ્થા સુખમાં જાય. વળી પુખ્ત વયમાં એવું કરો કે, જેથી વૃદ્ધાવસ્થામાં આરામ ભોગવાય અને પ્રભુના દરબારમાં ઉંચું આસન પમાય.

## ટેક કેવી?

(૧૯) સત્યના ટેકમાં રહેનારને પ્રભુ સર્વદા સહાય કરે છે. માટે ટેક કદી છોડવી નહિ. નિશ્ચયથી જરાપણ ડગવું નહિ. કારણકે છાંદોગ્યના સાતમા પ્રપાઠકના ચોથા ખંડમાં કહ્યું છે કે, મન કરતાં પણ સંકલ્પ વધારે બળવાન્ છે. જ્યારે સંકલ્પ કરવામાં આવે છે ત્યારે પ્રથમ વિવક્ષાબુદ્ધિ ઉત્પન્ન થાય છે. પછી વાણીને ઉચ્ચારવામાં પ્રેરણા થાય છે. વાણી નામને પ્રેરણા કરે છે. નામનો મંત્રમાં સમાવેશ થાય છે તથા મંત્રમાં કર્મનો સમાવેશ થાય છે.

## સંપથી થતું સુખ.

(૨૦) સૌની સાથે હળીમળીને ચાલવું. સંપ ત્યાં જ જંપ છે. કુસંપ તથા કજીઆના કાદવમાંથી કોઇ મીઠાશ મેળવી શકયું નથી.

## પરદોષમાં દષ્ટિ ન કરવી.

(૨૧) હંસક્ષીર ન્યાયની માફક ગુણગ્રાહી થજો. બીજાના દોષ જોવાની ચતુરાઈને દૂરથી નમસ્કાર કરો. ગુણગ્રાહી ગુણ જ ગ્રહણ કરે છે.

## ખોટી બાબતમાં નહિ ઉતરવુ.

(૨૨) મતલબ વગરની વાતમાં માથું મારવું નહિ. વળી અજાણ્યા કજીઆમાં વચ્ચે ઉતરવું નહિ. ચીનમાં લડાઇ તથા કોચીનમાં ધામધૂમ શા કામની ?

## કરકસરથી ફાયદા.

(૨૩) કરકસર એ કમાણીની સગી બહેન છે. કહ્યું છે કે 'सो सर तथा एक कसर'. માટે કરકસરને કમાણી કરતાં દોઢી પેદાશ જાણવી.

## મનને નિમંત્રણ.

(૨૪) નુકશાન કરનારી ચીજોને નજીક આવવા દેવી નહિ. લાલચુ મનને સખત કાબુમાં રાખી હાનિ કરનારી હદથી દૂર ઉભા રહી, લાભ ઉપર નિશાન તાકવું.

## નિયમથી ફાયદો.

(૨૫) નિયમ એ આત્માનો જમણો હાથ છે. નિયમ સો યમને પણ જિતે છે. નિયમ વગરનાં કાર્યો કદી પણ સફળ થતાં નથી. કહ્યું છે કે "a life without princi-

is like an empty box અર્થ:–નિયમ વગરની જીંદગી પૈસા વગરની પેટી જેવી ખાલી ખોખારૂપે છે."

## આળસનો ત્યાગ.

(૨૬) આળસનો ત્યાગ કરી મગજને હમેશાં કર્તવ્યમાં જાગૃત રાખવું. કારણ ઘડી પછી શું થનાર છે, તેની કોઈને ખબર હોતી નથી. સૌના માથાપર કાળની કટાર ઝઝૂમી રહી છે. આ કટાર કયારે તૂટી પડશે, તે કોઈથી કહી શકાતું નથી. કહ્યું છે કે;–

आलस्यं हि मनुष्याणां शरीरस्थो महा रिपुः ।
नास्त्युद्यमसमो बंधुः कृत्वायं नावसीदति ॥

અર્થ:–મનુષ્યના શરીરમાં રહેલ મોટામાં મોટો શત્રુ આળસ છે. ઉદ્યમ સમાન હિત કરનાર કોઈ બંધુ નથી. ઉદ્યોગ કરવાવડે મનુષ્ય કદી નાશને પામતો નથી.

(૨૭) ધર્મ, કર્મ, ભકિત, દાન, માન તથા અપમાન એ હંમેશાં મનમાં રાખવાં. પણ લોકોને મોઢે કદી સંભળાવવાં નહિ.

(૨૮) સુખની વખતે ગર્વથી ફૂલાઈ જવું નહિ તથા દુ:ખથી ડરીને ગભરાઈ જવું નહિ. કારણ કે સુખ તથા દુ:ખ સંસારના તડકાના છાયારૂપે છે. સુખ તથા દુ:ખ આ સ્થૂલ દેહને જ છે. આત્માને તેનો સંગ નથી. વળી પ્રારબ્ધ કર્મના અસ્તિત્વને લીધે સુખ તથા દુ:ખ આવી પડે છે. માટે તેનો ભોગવવે જ છૂટકો છે.

(૨૯) મિત્ર સાથે પ્રત્યેક વ્યવહારમાં પ્રમાણિક, વચનમાં સાચા તથા નિષ્ઠામાં નેક રહેવું. વળી ટેક પાળનાર અનેકને સંતોષ આપી શકે છે.

(૩૦) આવક જાવકનો હિસાબ રાખી, તેના પ્રમાણમાં જ ખર્ચના ખીસાને નાનો મોટો કરવો.

(૩૧) આંખે દેખાય છે, તે પણ ઘણી વખતે ખોટું ઠરે છે. માટે ધીરજવડે ધ્યાન રાખી દરેક બાબતનો પૂર્ણ વિચાર કરવો, જેથી પાછળથી પસ્તાવું ન પડે. માટે શાન્તિ તથા ધીરજને હૃદયમાં સ્થાન આપી, દરેક વસ્તુનો વિચાર કરી, પછી તેમાં પ્રવૃત્ત થવું.

(૩૨) જેની સાથે પ્રસંગ પડે તેની શક્તિ, તેનો અધિકાર, તેની વિદ્વત્તા, તેના વિચાર, તેની બુદ્ધિ, તેનો દરજ્જો તેમ જ સંયોગને તપાસી તેની સાથે વાતચિત કરવી.

(૩૩) સાહસને તજી, વિચારને ધારણ કરી, દઢતા રાખી સંકટ સમયે સર્વદા શાંતિપૂર્વક સમયસૂચકતા વાપરતાં શીખવું.

(૩૪) ધીરજ, ખંત તથા ખાત્રીથી કરેલ કામ ઘણે ભાગે સારાં થાય છે.

(૩૫) બેદરકારીની જવાબદારીમાં કોઇ ભાગીદારી રાખતું નથી. તેમ બેદરકારીનો કોઇ મદદગાર થતો નથી. માટે દરેક કાર્યો હમેશાં કાળજીથી કરવાં.

(૩૬) લોભ, લાલચ, વહેમ, વિષાદ, ભય તથા મદ, આ બધા દુર્ગુણના સ્તંભો છે. આ સર્વે વગર પાયે લટકતી હવાઇ સુખની ઈમારતના નાપાયાદાર ટેકા છે. જે કામ જાતે કરવા લાયક હોય, તે બીજાને સોંપ્યાથી તેની સફળતાનો સ્વાદ અને તેના ભોગવટાની મઝા મુઠીમાં પકડેલા ધૂમાડાની પેઠે સરી જાય છે.

(૩૭) પારકે વિશ્વાસે રહે, તેના વહાણને વાયુના ઝપાટા ખેંચી જાય છે. જેમ દરિયાનો તથા હવાનો વિશ્વાસ રાખવો પડે છે તેમ ધર્મગુરૂ, માબાપ તથા સન્મિત્રો ઉપર સંપૂર્ણ વિશ્વાસે રહી, પોતાના કાર્યમાં પોતે જાતે દેખરેખ રાખતાં શીખવું.

(૩૮) હજારો ગાયોના ટોળામાં વાછરડાને છૂટું મૂકવાથી તે તુરત પોતાની માને ઓળખી તેની તરફ દોડે છે, તેજ રીતે હજારો માણસોની પાછળ ફરતો કાળ, ભલાં બૂરાં કાર્યોની

કમાણીરૂપ સુખ અથવા દુઃખને લઇ, ઇન્સાફની લીટીપર પગ મૂકતો કર્મનું અચૂક ફળ આપવાને ચાલ્યો આવે છે.

(૩૯) સુખથી જે ફૂલાતો નથી, દુઃખમાં જે દબાઇને દટાઇ જતો નથી, સારૂં જોઇને જે ખુશી થતો નથી અને નબળું જોઇને જે મોં મરડતો નથી, તેને ખરો જિતેન્દ્રિય તથા યોગી જાણવો.

(૪૦) શ્રદ્ધાને સંકટ નથી, ઇન્સાફને અધીરાઇ નથી, સેવાને સંકટ નથી તથા પુણ્યને પશ્ચાત્તાપ નથી.

(૪૧) જેને ન્યાયબુદ્ધિ છે, તેને નુકશાન નથી. વળી ઉંડી સમજ છે, તેને આફત નથી.

(૪૨) મનને મારે, તે જ મહાત્મા. આત્માને જે ઓળખે તે અધિકારી. તેમજ વાણીને વશ રાખે, તેને સત્યવાદી જાણવો.

(૪૩) પુરૂષાર્થના જેવો કોઈ પવિત્ર દેવ નથી. વળી નસીબનું પૂછડું પકડી પથારામાં પડયા રહેનારા જેવો બીજો કોઇ પાપી નથી.

(૪૪) અર્થ વગરનું ભણતર તથા સાર વગરની સરસ્વતી વૃથા છે. પીઠપર ઉપાડેલા ઘાડવાથી ગધેડાને ઘીનો કાંઇ સ્વાદ આવતો નથી, પણ ચણાનો તોબરો ચઢાવી તેનો સ્વાદ લેનાર ઘોડાને જ ચંદીની લહેજત મળે છે. માટે મેળવેલ વસ્તુનું રહસ્ય સમજી તેનો સદુપયોગ કરતાં શીખવું.

(૪૫) કોઇપણ વાતમાં આંખ મીંચીને કૂદી પડવા પહેલાં તેની બેઉ બાજૂનાં નાનાં મોટાં કારણો તપાસી તોળી પછી જ પગ મૂકવો. કેમકે વગર વિચારે માથું મારવા જતાં ઘણા પાછળથી પસ્તાય છે.

(૪૬) કારણ તથા સંયોગ તપાસ્યા વગર મનની વાત જ્યાં ત્યાં કહેતા ફરવી નહિ. કારણ કે બે કાનમાં જે વાત સચવાઇ નહિ, તે ચાર કાનમાં કેમ રહેશે ?

(૪૭) બીજાનો ભેદ બનતાં સૂધી બહાર કાઢવો નહિ. કારણ કે ચાર કાનની ચાર દીવાલોમાં બંધ રાખેલી વાત છ કાને પડવાથી વખતે પસ્તાવાનો સમય આવી પડે.

(૪૮) ખરા દીલની ખંત દરેક મુસીબતનો અંત લાવે છે. માટે કોઇપણ બાબતમાં ખંતથી દૂર ન ખસવું.

(૪૯) આ દુનિયામાં જેટલા સંબંધ બંધાય છે, તેટલા ખાતાં ચાલુ થાય છે. માટે ખર્ચનું કરજ અદા કરી ખાતું ચોખું કરવાની ચીવટ રાખવી. ઈશ્વર, ગુરુ, માબાપ અને સઘળા સંબંધીઓના આપણે દેવાદાર છીએ. આ અદા કરવાની સ્મૃતિ અંતરરૂપી આંખ સામે ખડી રાખવી.

(૫૦) પારકાની પડતી જોઇ જેઓ ખુશી થાય છે, તેમને કોઇને કોઈ વખતે બીજાના સંકટનો વારસો મળે છે. માટે દુખીઆને દાબ દેવા કરતાં દયારૂપી મલમ લગાડવાથી ઉભયનું કલ્યાણ થાય છે.

## યોગ્ય વખતે સર્વ સારૂ.

**अवसरपठिता वाणी गुणगणरहितापि शोभते पुंसाम् ।**
**रतिसमये रमणीनां भूषाहानिस्तु भूषणं भवति ॥१॥**

અર્થ:—મનુષ્યોની સમય વખતે બોલાયલી વાણી જો કે ગુણના સમૂહથી રહિત હોય, છતાં પણ તે શોભે છે. જેમકે ક્રીડા સમયે સ્ત્રીઓ ભૂષણોથી રહિત હોય, છતાં ભૂષણરૂપે થાય છે. (૧)

## સંતોષનું ફળ.

**असंतुष्टा द्विजा नष्टाः संतुष्टश्च महीपतिः ।**
**सलज्जा गणिका नष्टा निर्लज्जा च कुलाङ्गना ॥२॥**

અર્થ:—જે બ્રાહ્મણો સંતોષથી રહિત હોય, તેનો નાશ થાય છે. તેમ સંતોષયુક્ત રાજા નાશ પામે છે. વારાગનામાં

જો લજ્જા હોય તો તેનો નાશ થાય છે. તે જ પ્રમાણે ઘરની સ્ત્રી જો લજ્જાથી રહિત હોય તો તે પણ નાશ કરનારી છે. (૨)

## પરિચયથી થતું ફળ.

अतिपरिचयादवज्ञा संततगमनादनादरो भवति ।
मलये भिल्लपुरंध्री चन्दनतरुकाष्ठमिन्धनं कुरुते ॥३॥

અર્થ:–કોઇની સાથે વધારે પરિચય થવાથી તેના પર અવજ્ઞા થાય છે. વારંવાર જવાથી તેનાપર અનાદર થાય છે. મલયાચળ પર્વતપર ભિલ્લ લોકની સ્ત્રી ચંદનના લાકડાને બાળવાના લાકડા તરીકે વાપરે છે. (૩)

## ક્ષમાનું ફળ.

क्षमाधनुः करे यस्य दुर्जनः किं करिष्यति ।
अतृणे पतितो वह्निः स्वयमेवोपशाम्यति ॥४॥

અર્થ:–જેના હાથમાં ક્ષમારૂપી ધનુષ્ય છે, તેને દુર્જન શું કરી શકવાનો હતો? તરણાથી રહિત જગ્યા પર અગ્નિ પડયો હોય તો તે પોતાની મેળે શાંત થાય છે. (૪)

## અમૃત કયાં છે?

अमृतं शिशिरे वह्निरमृतं प्रियदर्शनम् ।
अमृतं राजसन्मानममृतं क्षीरभोजनम् ॥५॥

અર્થ:–ટાઢમાં અગ્નિ અમૃતરૂપે છે, પ્રિય વસ્તુનું જોવું અમૃતરૂપે છે, રાજાની તરફથી માન મળવું તે અમૃતરૂપે છે, તે જ પ્રમાણે દૂધનું જમણ પણ અમૃતરૂપે છે. (૫)

## કોને કઇ વસ્તુ વિષરૂપે?

अनभ्यासे विषं शास्त्रं अजीर्णे भोजनं विषम् ।
मूर्खस्य च विषं गोष्ठी वृद्धस्य तरुणी विषम् ॥६॥

અર્થઃ-શાસ્ત્રનો વારંવાર અભ્યાસ નથી કરવામાં આવતો તો તે કટાઇ જાય છે. અજીર્ણ થયલું હોય તેનાપર જમવું તે વિષરૂપે છે. મૂર્ખની સાથે વાતચિત કરવી તે વિષરૂપે છે. તે જ રીતે વૃદ્ધ પુરૂષને યુવાન્ સ્ત્રી મળે, તે પણ વિષરૂપે છે. (૬)

## અતિશયનો ત્યાગ.

**अतिरूपाद्धृता सीताऽतिगर्वाद्रावणो हतः ।**
**अतिदानाद्बलिर्बद्धश्चाति सर्वत्र वर्जयेत् ॥७॥**

અર્થઃ-સીતા અત્યંત રૂપવાળી હોવાથી તેનું હરણ થયું. રાવણે અત્યંત ગર્વ કર્યો, જેથી તેનું મરણ થયું. બલિરાજાએ ઘણું દાન કર્યું, જેથી તે બંધનને પામ્યો. માટે કોઇ વસ્તુના અતિશયપણાનો ત્યાગ કરવો જોઇએ. (૭)

## કોણ આંધળો ?

**न च पश्यति जन्मान्धः कामान्धो नैव पश्यति ।**
**न पश्यति मदोन्मत्तो ह्यर्थी दोषान्न पश्यति ॥८॥**

અર્થઃ-જન્મથી આંધળો હોય તો તે જોઇ શકતો નથી. કામવિકારથી અંધ હોય તે જોઇ શકતો નથી. મદોન્મત્ત પણ જોઇ શકતો નથી. તેમ સ્વાર્થી મનુષ્ય પણ દોષને જોઇ શકતો નથી. (૮)

## પૈસાના સર્વે ગુલામ.

**अर्थस्य पुरुषो दासो दासस्त्वर्थो न कस्यचित् ।**
**इति सत्यं महाराज बद्धोऽस्म्यर्थेन कौरवैः ॥९॥**

અર્થઃ-પૈસાનો ગુલામ પુરૂષ છે, પણ પૈસો કોઈનો ગુલામ નથી. ભીષ્મપિતામહ કહે છે કે, હે યુધિષ્ઠિર! આ જ રીતે મને કૌરવોએ પૈસાથી બાંધી લીધો છે. (૯)

## અવ્યવસ્થિતની સહાય ફોકટ.

क्षणे तुष्टाः क्षणे रुष्टास्तुष्टा रुष्टाः क्षणे क्षणे ।
अव्यवस्थितचित्तानां प्रसादोऽपि भयंकरः ॥१०॥

અર્થ:-જેઓ ક્ષણવારમાં સંતુષ્ટ થાય, ક્ષણવારમાં ગુસ્સે થાય, જેનામાં ક્ષણે ક્ષણે સંતોષ અથવા ગુસ્સો રહેતો હોય, આવા અવ્યવસ્થિત ચિત્તવાળા મનુષ્યનો જરાપણ ભરોસો કરવો નહિ. (૧૦)

## કોના વિના કઇ વસ્તુ નકામી?

अपुत्रस्य गृहं शून्यं दिशः शून्यास्त्वबान्धवाः ।
मूर्खस्य हृदयं शून्यं सर्वशून्या दरिद्रता ॥११॥

અર્થ:-પુત્રરહિત મનુષ્યનું ઘર નકામું છે, બાંધવોરહિત મનુષ્યને સર્વ દિશાઓ શૂન્યરૂપે છે, મૂર્ખનું હૃદય નકામું છે, તે જ પ્રમાણે દરિદ્રતાથી સર્વ નકામું છે. (૧૧)

## મોટાને દૂષણ ભૂષણરૂપે.

अयुक्तं स्वामिनो युक्तं युक्तं नीचस्य दूषणम् ।
अमृतं राहवे मृत्युर्विषं शंकरभूषणम् ॥१२॥

અર્થ:-મોટા મનુષ્યને અયુકત હોય, તે સારી નીવડે છે તથા નીચને યુકત હોય તે દૂષણરૂપે બને છે. જેમકે અમૃત રાહુને મૃત્યુને પમાડનાર થયું તથા વિષ શંકરને ભૂષણરૂપે થયું. (૧૨)

## આપણી લાપસી પરાઈ તે કુસકી.

उष्ट्राणां च विवाहेषु गीतं गायन्ति गर्दभाः ।
परस्परं प्रशंसन्ति अहो रूपमहो ध्वनिः ॥१३॥

અર્થ:-ઉંટના વિવાહમાં ગધેડાઓ ગીત ગાય છે. ઉંટ તથા ગધેડું એક બીજાની પ્રશંસા કરે છે. ગધેડું

ઉંટના રૂપનાં વખાણ કરે છે તથા ઉંટ ગધેડાના ભુંકવાનાં વખાણ કરે છે. (૧૩)

## વસ્તુને વૃદ્ધાવસ્થા કયારે ?

**अध्वा जरा मनुष्याणां अनध्वा वाजिनां जरा ।**
**असंभोगो जरा स्त्रीणां वस्त्राणामातपो जरा ॥१४॥**

અર્થ:-મનુષ્યો જો વધારે ચાલે છે તો તે થાકી જાય છે. ઘોડો બાંધી રાખ્યો હોય તો તે નકામો થઈ પડે છે. સ્ત્રી સંભોગથી રહિત હોય તો [illegible] જેવી લાગે છે. તેમજ વસ્ત્ર તડકામાં નાંખવાથી ચુંથાઈ જાય છે. (૧૪)

## કોનો જન્મ નકામો ?

**धर्मार्थकाममोक्षाणां यस्यैकोऽपि न विद्यते ।**
**अजागलस्तनस्येव तस्य जन्म निरर्थकम् ॥१५॥**

અર્થ:-જે મનુષ્ય ધર્મ, અર્થ, કામ તથા મોક્ષમાંથી કશાની પ્રાપ્તિને માટે પ્રયત્ન કરતો નથી, તેનો જન્મ, જેમ બકરીના ગળાપરનો આંચળ નકામો છે, તેમ નકામો છે. (૧૫)

## ધર્મની શીઘ્રતા.

**अजरामरवत्प्राज्ञो विद्यामर्थं च साधयेत् ।**
**गृहीत इव केशेषु मृत्युना धर्ममाचरेत् ॥१६॥**

અર્થ:-જાણે પોતે અમર તથા યુવાન્ જ રહેવાના હોય, તેમ વિદ્યા તથા અર્થને માટે પ્રયાસ કરવો જોઇએ. કોઈએ જાણે કેશવડે પકડી રાખ્યો હોય, તેમ કાળનો ભય રાખી ધર્મ આચરવો જોઇએ. (૧૬)

**इतरपापफलानि यथेच्छया**
**विलिखितानि सहे चतुरानन ।**
**अरसिकेषु कवित्वनिवेदनं**
**शिरसि मा लिख मा लिख मा लिख ॥१७॥**

અર્થઃ-હે બ્રહ્મા ! તમારી મરજી પ્રમાણે જે કાંઈ મારાં પાપો થયાં હોય, તેનાં ફળો લખો. પણ મારા નસીબમાં એવું ન લખતા કે મારે જે મનુષ્ય અરસિક હોય, તેવાને મારી કવિતા નિવેદન કરવી પડે. (૧૭)

## મોટાનો ધર્મ.

अद्यापि नोज्झति हरः किल कालकूटं
कूर्मो बिभर्ति धरणीं खलु पृष्ठभागे ।
अम्भोनिधिर्वहति दुस्तरवाडवाग्निं
अङ्गीकृतं सुकृतिनः परिपालयन्ति ॥१८॥

અર્થઃ-હજી પણ મહાદેવ, વિષ કે જે તેમણે કંઠમાં રાખી મૂક્યું છે તેનો ત્યાગ કરતા નથી. પૃથ્વીનો હંમેશને માટે કાચબો પોતાના મસ્તકપર ભાર ઝીલી રહ્યો છે. જો કે વાડવાગ્નિ ઘણો દુસ્તર છે, છતાં સમુદ્ર હજી પણ તેને પોતાને વિશે રાખે છે. આ તો ખરૂં છે, કે મોટો મનુષ્ય જે કામ એક વખત માથે લે, તેનું હમેશને માટે રક્ષણ કરે છે. (૧૮)

## કઈ વસ્તુ વશ ન રહે ?

शास्त्रं सुचिन्तितमथो परिचिन्तनीय-
माराधितोऽपि नृपतिः परिसेवनीयः ।
अङ्के धृतापि तरुणी परिरक्षणीया
शास्त्रे नृपे च युवतौ च कुतो वशित्वम् ॥१९॥

અર્થઃ-શાસ્ત્રનું જો કે વારંવાર ચિંતન કરવામાં આવ્યું હોય, છતાં તેનું ચિંતન કર્યાજ કરવું, નહિ તો તે ભૂલી જવાય છે. રાજાની સેવા કરેલી હોય, છતાં સેવા કર્યા જ કરવી. સ્ત્રીને ખોળામાં રાખતા હોય, છતાં હમેશાં તેનું રક્ષણ થવું જોઈએ. કારણ કે શાસ્ત્ર, નૃપ તથા સ્ત્રી હમેશાને માટે વશ થઈને રહે છે, એમ માનવું તે ખોટું છે. (૧૯)

## આભ ફાટયો ત્યાં થીગડું કેમ દેવાય ?

सस्यानि स्वयमत्ति चेद्वसुमती माता सुतं हन्ति चे-
द्वेलामम्बुनिधिर्विलङ्घयति चेद्भूमिं दहेत्पावकः ।
आकाशं जनमस्तके पतति चेदन्नं विषं चेद्भवेत्
अन्यायं कुरुते यदा क्षितिपतिः कस्तं निरोद्धुं क्षमः ॥२०॥

અર્થ:–જો પૃથ્વી પોતે જ અન્ન ખાઈ જતી હોય, માતા જો પોતેજ છોકરાનો નાશ કરતી હોય, જો સમુદ્ર પોતેજ મર્યાદાને ઓળંગી જતો હોય, જો અગ્નિ પોતે પૃથ્વીને બાળી દેતો હોય, જો આકાશ મનુષ્યના મસ્તકપરજ પડતું હોય, તેમ અન્ન જો વિષરૂપે થતું હોય તો મનુષ્યને બચવાનો આરો રહેતો નથી. તે જ પ્રમાણે રાજા જાતે અન્યાય કરતો હોય તો પછી તેનો અટકાવ કરવા કોણ શકિતમાન્ છે ? (૨૦)

## વિશ્વાસુને મારવો ખોટો.

विश्वासप्रतिपन्नानां वञ्चने का विचित्रता ।
अङ्कमारुह्य सुप्तं हि हत्वा किं नाम पौरुषम् ॥२१॥

અર્થ:–જે મનુષ્ય ખોળામાં માથું મૂકી સૂતો હોય, તેને મારવામાં બહાદૂરી નથી. તેમ જે આપણાપર વિશ્વાસ રાખતો હોય તેને છેતરવો, એમાં મોટી બહાદૂરી નથી. (૨૧)

## આચારની આવશ્યકતા.

आचारः परमो धर्म आचारः परमं तपः ।
आचारः परमं ज्ञानमाचारात्किं न साध्यते ॥२२॥

અર્થ:–આચાર એ પરમ ધર્મ છે, આચાર એ પરમ તપરૂપે છે, આચાર એ પરમ જ્ઞાનરૂપે છે, આચારવડે શી વસ્તુ સિદ્ધ નથી થઇ શકતી ? (૨૨)

## વિવેકહીન પશુ સમાન.

आहारनिद्राभयमैथुनानि समानमेतत्पशुभिर्नराणाम् ।
एको विवेको ह्यधिको मनुष्ये तेनैव हीनः पशुभिः समानः ॥२३॥

અર્થઃ—આહાર, નિદ્રા, ભય તથા મૈથુનધર્મ પશુઓને તેમજ મનુષ્યોને સમાન છે, પણ મનુષ્યનેવિશે વિવેક એ એક ગુણ પશુ કરતાં વધારે છે. આ વિવેકરૂપી ગુણ જો મનુષ્યમાં ન હોય તો તે પશુ સમાન જાણવો. (૨૩)

## આશાને દાસીરૂપે રાખવી.

आशाया ये दासास्ते दासाः सर्वलोकस्य ।
आशा येषां दासी तेषां दासायते लोकः ॥२४॥

અર્થઃ—જે મનુષ્ય આશાનો દાસ છે, તે સર્વ મનુષ્યનો દાસ જાણવો. પણ જેણે આશાને ગુલામડી તરીકે રાખી છે, તે સર્વ લોકને પોતાના દાસ બનાવી શકે છે. (૨૪)

## કરકસર એ મહાન્ ગુણ.

इदमेव हि पाण्डित्यं चातुर्यमिदमेव हि ।
इदमेव सुबुद्धित्वं आयादल्पतरो व्ययः ॥२५॥

અર્થઃ—પોતાની આવક કરતાં ખર્ચ ઓછો રાખવો, એને પંડિતપણું, ચતુરાઇપણું તેમજ સારી બુદ્ધિરૂપે જાણવાં. કારણ કે આવો મનુષ્ય વ્યવહારમાં ફાવી શકે છે. (૨૫)

## આપત્તિના ઉપાય પહેલાં વિચાર.

न कूपखननं युक्तं प्रदीप्ते वह्निना गृहे ।
चिन्तनीया हि विपदां आदावेव प्रतिक्रिया ॥२६॥

અર્થઃ—આગ લાગ્યા પછી કૂવો ખોદવો નકામો છે. તેમજ આપત્તિ પડયા પછી તેનો ઉપાય શોધવો તે નકામો છે. પ્રથમથી જ તેના ઉપાયનું ચિંતન કરવું. (૨૬)

## આવરદાનો ઉપાય.

निमग्नस्य पयोराशौ पर्वतात्पतितस्य च ।
तक्षकेणापि दष्टस्य आयुर्मर्माणि रक्षति ॥२७॥

અર્થઃ—સમુદ્રમાં ડૂબેલો હોય, પર્વતપરથી જો કે પડયો

હોય તેમ જ તક્ષક સર્પે ડંસ માર્યો હોય, છતાં જો આયુષ્ય બળવાન્ હોય તો કંઇ પણ તેને થઇ શકતું નથી. (૨૭)

## ઉત્તમાદિને મેળવવાનું સાધન.

**उत्तमं प्रणिपातेन शूरं भेदेन योजयेत् ।**
**नीचमल्पप्रदानेन इष्टं धर्मेण योजयेत् ॥२८॥**

અર્થ:–ઉત્તમ પુરૂષને નમસ્કાર કરવાથી તથા શૂરની ભેદરૂપી સાધનવડે યોજના કરવી. જે નીચ હોય તેને કંઇએક આપી સંતુષ્ટ કરવો તથા ઇષ્ટ મિત્રને ધર્મવિશે યોજવો. (૨૮)

## પુરૂષનું લક્ષણ.

**अश्वस्य लक्षणं वेगो मदो मातङ्गलक्षणम् ।**
**चातुर्यं लक्षणं नार्या उद्योगः पुरुषलक्षणम् ॥२९॥**

અર્થ:–અશ્વનું લક્ષણ વેગ છે, હાથીનું લક્ષણ મદ છે, નારીનું લક્ષણ ચતુરાઇ છે તથા પુરૂષનું લક્ષણ ઉદ્યોગ છે. (૨૯)

## શ્રેષ્ઠ કોણ ?

**उत्तमा आत्मना ख्याताः पित्रा ख्याताश्च मध्यमाः ।**
**मातुलेनाधमाः ख्याताः श्वशुरेणाधमाधमाः ॥३०॥**

અર્થ:–પોતે પોતાના પગવડે ઝઝુમે તે ઉત્તમ છે, બાપની કમાઇપર ખાય તે મધ્યમ છે, મામાની કમાઇપર જીવે તે અધમ છે તથા સસરાની કમાઇપર જીવે તે સૌથી અધમ છે. (૩૦)

## ક્રોધ કોનામાં વિશેષ ?

**उत्तमे तु क्षणं कोपो मध्यमे घटिकाद्वयम् ।**
**अधमे स्यादहोरात्रं चाण्डाले मरणान्तिकं ॥३१॥**

અર્થ:–ઉત્તમ મનુષ્યમાં ક્ષણવાર કોપ રહે છે, મધ્યમ પુરૂષમાં કોપ બે ઘટિકા રહે છે, અધમમાં રાત દહાડો કોપ રહે છે તથા ચાંડાલમાં મરણ સૂધી ક્રોધ રહે છે. (૩૧)

## વીતે તે જાણે.

उत्फुल्लगल्लैरालापाः क्रियन्ते दुर्मुखैः सुखम् ।
जानाति हि पुनः सम्यक् कविरेव कवेः श्रमम् ॥३२॥

અર્થ:-ખરાબ મુખવાળા જેમ ખુશીમાં આવે તેમ અકળકારા કર્યા જાય છે, પણ કવિના શ્રમને કવિ જ સારી રીતે જાણે છે, બીજાને તેની શી ખબર? (૩૨)

## ઋણાનુબંધથી થતી વસ્તુ.

अपात्रे पात्रताबुद्धिः पात्रे बुद्धिरपात्रता ।
ऋणानुबन्धरूपेण दातुरुत्पद्यते मतिः ॥३३॥

અર્થ:-જે યોગ્ય ન હોય તેવાને આપવાની બુદ્ધિ થાય તથા જે આપવા યોગ્ય હોય તેને નહિ આપવાની બુદ્ધિ થાય, આ રીતે ઋણાનુંબંધ પ્રમાણે દાતા પુરૂષની મતિ થાય છે. (૩૩).

## થોડા પાણીમાં હાર ઘણો.

अल्पतोयश्चलत्कुम्भो अल्पदुग्धाश्च धेनवः ।
अल्पविद्या महागर्वी कुरूपी बहुचेष्टितः ॥३४॥

અર્થ:-જે ઘડામાં થોડું પાણી ભરેલું હોય તે વધારે ડગમગ થયા કરે, તેમ થોડું દૂધ આપનારી ગાયો વધારે મારકણી હોય. જે થોડું ભણેલ હોય તેનામાં ગર્વ ઘણો હોય તથા જેનામાં ખોડ હોય તે ઘણો ચેષ્ટાવાળો હોય છે. (૩૪)

## આંધળાને આરસી નકામી.

न स्वल्पमप्यध्यवसायभीरोः
करोति विज्ञाननिधिर्गुणं हि ।
अन्धस्य किं हस्ततलस्थितोऽपि
प्रकाशयत्यर्थमिह प्रदीपः ॥३५॥

અર્થ:-જે જરાપણ પ્રયાસ કરવાને બીતો હોય તેવા મનુષ્યને વિજ્ઞાનના ભંડારરૂપ મનુષ્ય કોઇ રીતનો ગુણ કરી

શકતો નથી. જો કે આંધળાના હાથમાં દીવો હોય, છતાં તેનો કોઇપણ રીતનો અર્થ શું સરે છે? (૩૫)

## ભક્તિની પ્રાધાન્યતા.

अर्चकस्य प्रभावेन शिला भवति शंकरः।
आभिरूप्याच्च मूर्तीनां देवः सान्निध्यमृच्छति ॥३६॥

અર્થઃ—પૂજકના પ્રભાવવડે શીલા શંકરસ્વરૂપે થાય છે. મૂર્તિ સ્વરૂપે દેવોનું ધ્યાન ધરવાથી દેવ સમીપ આવે છે. (૩૬)

## કર્મની ગતિ.

विपत्तौ किं विषादेन संपत्तौ हर्षणेन किम्।
भवितव्यं भवत्येव कर्मणो गहना गतिः ॥३७॥

અર્થઃ—વિપત્તિ સમયે શોક કરવાથી શું વળવાનું છે? સપત્તિ સમયે હર્ષ કરવો તે સારો નહિ. કારણ કે જે થવાનું છે તે થયા જ કરવાનું છે. કર્મની ગતિ મોટી છે. (૩૭)

## કોને શત્રુ નથી?

कस्य दोषः कुले नास्ति व्याधिना को न पीडितः।
व्यसनं केन न प्राप्तं कस्य सौख्यं निरन्तरम् ॥३८॥

અર્થઃ—કોનું કુળ દોષથી રહિત છે? કયા માણુસને વ્યાધિએ પીડા નથી કરી? વ્યસન અર્થાત્ આપત્તિ કોને નથી આવતી? હમેશ સુખ કોને રહ્યું છે? (૩૮)

## કોને નિરંતર સુખ છે?

को हि भारः समर्थानां किं दूरं व्यवसायिनाम्।
को विदेशः सुविद्यानां कः परः प्रियवादिनाम् ॥३९॥

અર્થઃ—જે મનુષ્યો બળવાન્ છે, તેઓને ભારની શી ગણુત્રી છે? જે મનુષ્યો વ્યવસાયવાળા અર્થાત્ ઉદ્યોગી છે તેઓને કઈ વસ્તુ દૂર છે? જે મનુષ્યો સારી વિદ્યા શીખેલા છે,

તેવાને પરદેશ કયો છે? તેમ જ જેઓ પ્રિય બોલનારા છે, તેમને પારકું કોણ છે? (૩૯)

## સંસાર સ્વપ્નરૂપે.

कस्त्वं कोऽहं कुत आयातः
का मे जननी को मे तातः ।
इति परिभावय सर्वसंसारं
सर्वं त्यक्त्वा स्वप्नविचारम् ॥ ४० ॥

અર્થ:–હું કોણ છું? ક્યાંથી આવ્યો છું? મારી માતા કોણ છે? મારો પિતા કોણ છે? માટે આ સર્વ સંસારને સ્વપ્ન સમાન અસારરૂપે જાણી તેનો ત્યાગ કરવો જોઇએ. (૪૦)

## ધર્મની આવશ્યકતા.

अनित्यानि शरीराणि विभवो नैव शाश्वतः ।
नित्यं संनिहितो मृत्युः कर्तव्यो धर्मसंग्रहः ॥ ४१ ॥

અર્થ:–શરીરો અનિત્ય છે, આ વૈભવ પણ શાશ્વત નથી, મૃત્યુ સર્વદા સમીપ જ રહેલ છે. માટે સર્વદા ધર્મનો સંગ્રહ કરવો જોઇએ. (૪૧)

## કળિનો પ્રભાવ.

कृते च रेणुका कृत्या त्रेतायां जानकी तथा ।
द्वापरे द्रौपदी कृत्या कलौ कृत्या गृहे गृहे ॥ ४२ ॥

અર્થ:–કૃતયુગમાં રેણુકા કલહના બીજરૂપે થઈ, ત્રેતા યુગમાં જાનકી કલહના બીજરૂપે થયાં, દ્વાપરમાં દ્રૌપદી કલહના બીજરૂપે થઈ, પણ કળિયુગમાં તો ઘેરે ઘેર કલહ કરનારી સ્ત્રીઓ છે. (૪૨)

## કોઇ કોઈને સહાય કરતું નથી.

द्रव्याणि भूमौ पशवश्च गोष्ठे
भार्या गृहद्वारि जनः श्मशाने ।

देहश्चितायां परलोकमार्गे
कर्मानुगो गच्छति जीव एकः ॥ ४३ ॥

અર્થ:—જે દ્રવ્યો હોય છે તે પૃથ્વી પર પડયાં રહે છે. જે કોઢમાં પશુઓ હોય છે તે ત્યાંના ત્યાં જ રહે છે. ભાર્યા ગૃહમાં જ પડી રહે છે, દેહ ચિતામાં પડે છે, પણ પરલોકમાં તો કેવળ જીવ જ એકલો કર્મને અનુસરે છે. (૪૩)

## દૈવ બળવાન્.

पथि च्युतं तिष्ठति दिष्टरक्षितं गृहे स्थितं दैवहतं विनश्यति ।
जीवत्यनाथोऽपि वने विसर्जितः कृतप्रयत्नोऽपि गृहे न जीवति॥

અર્થ:—જેનો દૈવ રક્ષણ કરનાર છે, તે વસ્તુ જો રસ્તામાં પડી ગઈ હોય છતાં રહે છે. પણ ઘરમાં રહેવા છતાં જેનો દૈવ રૂઠયો છે તે નાશને પામે છે. અનાથ હોય તેમ જ તેનો વનમાં ત્યાગ કરવામાં આવ્યો હોય, છતાં તે જીવે છે. પ્રયત્ન કરવામાં આવ્યો હોય, છતાં દૈવ જો રૂઠયો હોય તો ઘરમાં રહેલ હોય, છતાં તે મનુષ્ય જીવતો નથી. (૪૪)

## કર્મ બળવાન્.

अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम् ।
कृतकर्मक्षयो नास्ति कल्पकोटिशतैरपि ॥ ४५ ॥

અર્થ:—શુભ તથા અશુભ જે કાંઇ કર્મ કરવામાં આવે છે, તે અવશ્ય ભોગવવું જોઇએ. કરોડો કલ્પો વીતી જાય, છતાં કરેલ કર્મનો ક્ષય જરા પણ થતો નથી. (૪૫)

## સારાની સારી વાત.

मणिं वहति पादाग्रे काचः शिरसि धार्यते ।
क्रयविक्रयवेलायां काचः काचो मणिर्मणिः ॥ ४६ ॥

અર્થ:—જો કે મણિ પહેરવાને વિશે પગમાં રાખવામાં આવે છે તથા કાચને મુગટમાં જડી મસ્તક પર રાખવામાં

આવે છે. છતાં વેચવા સાટવાની અંદર કાચ તે કાચ જ છે તથા મણિ તે મણિ જ છે. (૪૬)

काकः कृष्णः पिकः कृष्णः को भेदः पिककाकयोः ।
वसन्तसमये प्राप्ते काकः काकः पिकः पिकः ॥ ४७ ॥

અર્થઃ–કાગડો કાળો છે તથા કોયલ પણ કાળી છે. ત્યારે કાગડામાં તથા કોયલમાં શું ભેદ છે? ભેદ એ કે જ્યારે વસંત સમય આવે છે ત્યારે કાગડો તે કાગડો જ તથા કોયલ તે કોયલ જ છે. (૪૭)

## દૈવને આધીન પુરુષાર્થ.

काकतालीयवत्प्राप्तं दृष्ट्वापि निधिमग्रतः ।
न स्वयं दैवमादत्ते पुरुषार्थमपेक्षते ॥ ४८ ॥

અર્થઃ–આપણી સમક્ષ ખજાનો પડેલો હોય તથા કાકતાલીયની માફક આપણને આવી મળ્યો હોય, છતાં દૈવ તે આપણને ઉપાડીને તેમાંથી આપતો નથી. પણ નસીબમાં લખેલ હોય છે, તો જ મનુષ્યને તે લેવા માટે દૈવ પ્રયાસ સૂઝાડે છે. (૪૮)

## કાળ બળવાન્.

कालः पचति भूतानि कालः संहरते प्रजाः ।
कालः सुप्तेषु जागर्ति कालो हि दुरतिक्रमः ॥ ४९ ॥

અર્થઃ–કાળ ભૂતમાત્રોને બાળે છે, કાળ પ્રજાનો સંહાર કરે છે, સૂતેલા હોય તેને પણ કાળ જગાડે છે, કાળ એવો બળવાન્ છે કે, તેનું ઉલ્લંઘન થઈ શકે એમ નથી. (૪૯)

## કાળની ગતિ વિચિત્ર.

अपसरन्ति पाषाणा ह्यनुघ्नन्ति हि राक्षसान् ।
कपयः कर्म कुर्वन्ति कालस्य कुटिला गतिः ॥ ५० ॥

અર્થ:-કાળની ગતિ એવી વિચિત્ર છે કે, પત્થર પાણી-પર તરી શકે છે તથા તેજ પાષાણોવડે રાક્ષસોનો નાશ થયો છે. આવી રીતનું મહાન્ કાર્ય કરનારા પણ વાનરો છે. કાળની ગતિ વિચિત્ર છે. (૫૦)

मातुलो यस्य कृष्णश्च पिता यस्य धनंजयः ।
अभिमन्योर्गतः प्राणः कालस्य कुटिला गतिः ॥ ५१ ॥

અર્થ:-જેને કૃષ્ણ સરખા મામા હતા, જેને ધનંજય સરખા પિતા હતા, તેમ છતાં અભિમન્યુના પ્રાણ ગયા, માટે કાળની ગતિ વિચિત્ર છે. (૫૧)

## કાળ ભક્ષણ કરનાર.

आयुर्नश्यति पश्यतां प्रतिदिनं याति क्षयं यौवनं ।
प्रत्यायान्ति गताः पुनर्न दिवसाः कालो जगद्भक्षकः ॥५२॥

અર્થ:-જોત જોતામાં દરેક દિવસ થાય છે, તેમ તેમ આવરદાનો નાશ થતો જાય છે. યુવાનીનો ક્ષય થતો જાય છે. જે દિવસો જાય છે તે પાછા આવતા નથી. કાળ એ જગતના ભક્ષણ કરનારરૂપે છે. (૫૨)

## મૂર્ખ તથા પંડિતમાં ફેર.

देवताराधनैः शास्त्रैः कालो गच्छति धीमताम् ।
मूर्खाणां तु दिवारात्रं द्यूतेन कलहेन वा ॥ ५३ ॥

અર્થ:-બુદ્ધિમાન્ મનુષ્યોનો કાળ દેવતાનું આરાધન કરવામાં તથા શાસ્ત્રયુક્ત વાદવિવાદ કરવામાં જાય છે, પણ મૂર્ખના દિવસો તથા રાત્રીઓ દ્યૂત રમવામાં તથા કલહ કર-વામાં જાય છે. (૫૩)

## સોબત તેવી અસર.

असङ्गसङ्गदोषेण सत्याश्च मतिविभ्रमः ।
एकरात्रप्रसङ्गेन काष्ठघण्टाविडम्बना ॥ ५४ ॥

અર્થઃ—જે સંગ કરવા યોગ્ય ન હોય, તેની સાથે સંગ કરવો, આથી ખરેખર મનુષ્યોની મતિવિશે ભ્રમ થાય છે. નઠારી ગાય સાથે એક રાત સારી ગાય રહેવાથી, જેમ નઠારી ગાયને લાકડાનું દામણું તથા ઘંટા બાંધવામાં આવે, તેમ સારી ગાયને પણ કરવામાં આવ્યું. (૫૪)

## કાળ શું નથી કરતો?

कालः समविषमकरः परिभवसंमानकारकः कालः ।
कालः करोति पुरुषं दातारं याचितारं च ॥ ५५ ॥

અર્થઃ—કાળ મનુષ્યને સંપત્તિમાં તેમ વિપત્તિમાં નાંખનારો છે. માણસનો પરાભવ અથવા માન પણ કાળ જ કરે છે. કાળ મનુષ્યને કાંતો દાતા બનાવે છે અથવા ભિક્ષુક પણ બનાવી દે છે. (૫૫)

## સંધ્યાનો મહિમા.

काले वाप्यथवाऽकाले संध्यावन्दनतत्परः ।
अविद्यो वा सविद्यो वा ब्राह्मणो मामकी तनुः ॥ ५६ ॥

અર્થઃ—સમય પુરઃસર અથવા ગમે તે ટાઇમે પણ સંધ્યાવંદનમાં જે તત્પર છે, એવો મનુષ્ય વિદ્યાથી યુક્ત હોય અથવા વિદ્યાથી રહિત હોય, છતાં તે બ્રાહ્મણ મારાસ્વરૂપે છે. (૫૬)

## ખોડની જોડ નહિ.

आदौ नम्राः पुनर्वक्राः स्वीयकार्येषु तत्पराः ।
कार्यान्ते च पुनर्वक्राः काण्वास्तु प्राणघातकाः ॥५७॥

અર્થ:-જેઓ એક આંખે કાણા છે તેવા કેટલાક મનુષ્યો કેવા કુટિલ હોય છે, તે સંબંધી કહ્યું છે કે, તેઓ પ્રથમ નમ્ર હોય છે, ફરી વક્ર હોય છે. વળી પોતાના કાર્યમાં તત્પર હોય છે. પોતાનું કાર્ય સરી રહ્યા પછી પાછા કુલિટ થાય છે. આ પ્રમાણે કાણાઓ પ્રાણનો નાશ કરવાવાળા છે. (૫૭)

## મહાનની સ્વાત્મબળથી કાર્યસિદ્ધિ.

विजेतव्या लङ्का चरणतरणीयो जलनिधिः
विपक्षः पौलस्त्यो रणभुवि सहायाश्च कपयः ।
तथाप्येको रामः सकलमजयद्राक्षसकुलं
क्रियासिद्धिः सत्वे वसति महतां नोपकरणे ॥ ५८ ॥

અર્થ:-લંકા જેવી નગરી જિતવાની હતી, મહાસાગર પગવડે ઓળંગવાનો હતો, રાવણ જેવો શત્રુ હતો, રણસંગ્રામમાં વાનરો સહાયકરૂપે હતા, છતાં કેવળ એકલા રામે જ સઘળા રાક્ષસોના કુળનો સંહાર વાળી નાંખ્યો. મોટા મનુષ્યોની ક્રિયાસિદ્ધિ પોતાના બળપર જ હોય છે, પણ સહાય કરનાર કેવા છે, તેનાપર રહેતી નથી. (૫૮)

रथस्यैकं चक्रं भुजगयमिताः सप्त तुरगा ।
निरालम्बो मार्गश्चरणविकलः सारथिरपि ॥
रविर्यात्येवान्तं प्रतिदिनमपारस्य नभसः ।
क्रियासिद्धिः सत्वे वसति महतां नोपकरणे ॥ ५९ ॥

અર્થ:-જો કે રથને એક ચક્ર છે, જો કે સર્પોરૂપી દોરીવડે સાત અશ્વોને જોડવામાં આવેલ છે, આકાશરૂપી માર્ગને વિશે ચાલવાનું છે, વળી અર્ધા અંગથી રહિત સારથિ છે, આવી રીતનો સૂર્ય છે, છતાં તે દરરોજ અપાર આકાશના પારને પહોંચે છે. મોટા મનુષ્ય સ્વાત્મબળથી ઝઝુમે છે, પણ પારકાના સહાયની અપેક્ષા રાખતા નથી. (૫૯)

घटो जन्मस्थानं मृगपरिजनो भूर्जवसनं
वने वासः कन्दैरशनमपि दुस्थं वपुरिदम् ।

अगस्त्यः पाथोधिं यदकृत कराम्भोजकुहरे
क्रियासिद्धिः सत्वे वसति महतां नोपकरणे ॥ ६० ॥

અર્થઃ-જેનો ઘડામાંથી જન્મ થયો છે, જેના પરિજનરૂપે મૃગ છે, જેનાં વસ્ત્ર ભોજપત્ર છે, વનમાં જેનો વાસ છે, કંદ-મૂળનું જે ભક્ષણ કરે છે, શરીર પણ એવું દુર્બળ છે કે ભાગ્યે જ ઉભું રહી શકે. આ રીતના અગસ્ત્ય મુનિ છે; છતાં તેણે આખા સમુદ્રને પોતાના ખોબારૂપી દડિઆને વિશે આણીને રાખ્યો. માટે મોટાની ક્રિયાસિદ્ધિ પોતાના બળ પર છે, પણ પારકાના બળવડે નહિ. (૬૦)

धनुः पौष्पं मौर्वी मधुकरमयी चञ्चलदृशां
दृशां कोणो बाणः सुहृदपि जडात्मा हिमकरः।
स्वयं चैकोऽनङ्गः सकलभुवनं व्याकुलयति
क्रियासिद्धिः सत्वे वसति महतां नोपकरणे ॥ ६१ ॥

અર્થઃ-જેને ધનુષરૂપે પુષ્પ છે, દોરીરૂપે ભમરાઓની હાર છે, સ્ત્રીઓના આંખના કટાક્ષરૂપી જેને બાણ છે, જેનો મિત્ર જોઇએ તો જડ એવો ચંદ્ર છે, જો કે પોતે અંગથી રહિત છે, છતાં તે કામદેવ આખા ભુવનને વ્યાકુળ કરી મૂકે છે. માટે મોટાની ક્રિયાસિદ્ધિ પોતાના બળ પર છે, પણ પારકાના બળ-વડે નહિ. (૬૧)

विपक्षः श्रीकण्ठो जडतनुरमात्यः शशधरो।
वसन्तः सामन्तः कुसुममिषवः सैन्यमबलाः॥
तथापि त्रैलोक्यं जयति मदनो देहरहितः।
क्रियासिद्धिः सत्वे वसति महतां नोपकरणे ॥ ६२ ॥

અર્થઃ-જેના શત્રુરૂપે મહાદેવ છે, જડનો પુત્ર અર્થાત્ ચંદ્રમા પ્રધાનરૂપે છે, સામંતરૂપે વસંતઋતુ છે, બાણોરૂપે પુષ્પ છે, સૈન્યરૂપે અબળાઓ છે, આમ છતાં પણ દેહથી રહિત

એવો કામદેવ ત્રણે લોકનાપર જયને મેળવે છે. માટે મોટા મનુષ્યને ક્રિયાસિદ્ધિ પોતાના બળવડે થાય છે, પણ બીજાની સહાયતાથી નહિ. (૬૨)

## ઘરની ફાટફૂટથી થતું પરિણામ.

यत्रात्मीयो जनो नास्ति भेदस्तत्र न विद्यते
कुठारैर्दण्डनिर्मुक्तैर्भिद्यन्ते तरवः कथम् ॥ ६३ ॥

અર્થઃ–માંહોમાંહે ફૂટ પડાવ્યા વિના ભેદ પાડી શકાતો નથી. જેમકે લાકડું ફાડવાને કુવાડો હોય, છતાં લાકડાનો દંડ તેને નથી હોતો તો લાકડું ફાડી શકાતું નથી. (૬૩)

## શરીરનું દહન કરનાર કોણ ?

कुग्रामवासः कुलहीनसेवा कुभोजनं क्रोधमुखी च भार्या ।
मूर्खश्च पुत्रो विधवा च कन्या विनाग्निना संदहते शरीरम्॥६४॥

અર્થઃ–નઠારા ગામમાં વાસ, નીચની સેવા, નઠારૂં ભોજન, ક્રોધાયમાન પત્ની, મૂર્ખ પુત્ર, વિધવા કન્યા, આ સર્વ વસ્તુઓ માણસના શરીરનું અગ્નિવિના દહન કરે છે. (૬૪)

## સુખ શામાં ?

को नरकः परवशता किं सौख्यं सर्वसङ्गविरतिर्या ।
किं सत्यं भूतहितं किं प्रेयः प्राणिनामसवः ॥ ६५ ॥

અર્થઃ–સઃ–પૃથ્વીપર નરક શું છે ? જઃ–પરવશપણું. સઃ–સુખ શેમાં છે ? જઃ–સર્વ પ્રકારની આસક્તિમાંથી વિરાગ પામવો. સઃ–સત્ય શેમાં છે ? જઃ–પ્રાણીમાત્રનું હિત ચહાવું. સઃ–સૌથી વધારે વહાલું શું છે? જઃ–પ્રાણીમાત્રોનો આત્મા. (૬૫)

## ભાગ્યવાન્ કોણ?

**वेदान्तवाक्येषु सदा रमन्तो भिक्षान्नमात्रेण च तुष्टिमन्तः ।**
**विशोकमन्तःकरणे रमन्तः कौपीनवन्तः खलु भाग्यवन्तः ॥ ६६ ॥**

અર્થ:-જેઓ સર્વદા વેદાંત વાક્યોનું રમણ કર્યા કરે છે, જેઓ જે કાંઇ ભિક્ષા મળે છે તેપર સંતોષિત રહે છે, જે શોક રહિત અંતઃકરણવાળા છે, આ રીતના હાથમાં કૌપીન લઇને જે ફરનારા છે, તે જ ભાગ્યશાળી છે. (૬૬)

## જનારી વસ્તુ રહેતી નથી.

**भवितव्यं भवत्येव नारिकेलफलाम्बुवत् ।**
**गन्तव्यं गतमित्याहुर्गजभुक्तकपित्थवत् ॥ ६७ ॥**

અર્થ:-જે થનાર હોય છે તે ગમે તે પ્રકારે થાય છે. જેમકે નાળીએરની અંદર કોઇ પાણી નાખવા નથી જતું, છતાં તેમાં પાણી રહે છે. તેમજ જે વસ્તુ જનારી હોય છે તે ગમે તે પ્રકારે જાય છે. જેમકે, હાથી કોઠું આખું ને આખું ગળી જાય છે તથા જ્યારે પાછું બહાર કાઢે છે ત્યારે આખું છતાં તેમાંનો ગર જતો રહેલો હોય છે. (૬૭)

## ઘેટાના ટોળાની માફક લોકની ગતિ.

**एकस्य कर्म संवीक्ष्य करोत्यन्योऽपि गर्हितम् ।**
**गतानुगतिको लोको न लोकः पारमार्थिकः ॥ ६८ ॥**

અર્થ:-એકનું નિંદ્ય કર્મ જોઇ બીજો પણ નિંદ્ય કર્મ કરવા ઉદ્યુક્ત થાય છે. આ પ્રમાણે ઘેટાના ટોળાની માફક લોક છે. પણ પારમાર્થિકરૂપે લોક નથી. (૬૮)

## પંડિતોનું વર્તન.

**गतशोको न कर्तव्यो भविष्यं नैव चिन्तयेत् ।**
**वर्तमानेषु कार्येषु वर्तयन्ति विचक्षणाः ॥ ६९ ॥**

અર્થઃ—જે બાબત થઇ ગઈ છે તેનો શોક કરવો નહિ. તેમ જ ભવિષ્ય સંબંધી ચિંતા ન કરવી. જેઓ વિચક્ષણ છે તેઓ જે પ્રમાણેનું કાર્ય ચાલતું હોય છે, તે પ્રમાણે વર્તે છે. (૬૯)

## ચિંતાથી થતું પરિણામ.

**मात्रा समं नास्ति शरीरपोषणं विद्यासमं नास्ति**
**शरीरभूषणम् ।**
**भार्यासमं नास्ति शरीरतोषणं चिन्तासमं नास्ति**
**शरीरशोषणम् ॥ ७० ॥**

અર્થઃ—શરીરનું પોષણ કરનાર મા સમાન અન્ય કોઇ નથી. શરીરનું ભૂષણ વિદ્યા સમાન બીજું કશું નથી. શરીરને સંતોષ પમાડનારી નારી સમાન બીજું કોઈ નથી. શરીરને ગાળનાર ચિંતા સમાન બીજું કશું નથી. (૭૦)

**अर्थातुराणां न गुरुर्न बन्धुः कामातुराणां न भयं न लज्जा ।**
**क्षुधातुराणां न रुचिर्न पक्वं चिन्तातुराणां न सुखं न निद्रा॥७१॥**

અર્થઃ—જેઓ પૈસાના લોભી છે તેને કોઇ બંધુ કે ગુરુ નથી. જેઓ કામાતુર છે તેને ભય કે લજ્જા હોતાં નથી. જેઓ ક્ષુધાતુર છે તેને આ વસ્તુ ભાવતી છે અથવા આ વસ્તુ બરોબર સેકાયલી છે કે નહિ, તે હોતું નથી. તેમ જ જેઓ ચિંતાગ્રસ્ત હોય છે, તેઓને સુખ કે નિદ્રા હોતાં નથી. (૭૧)

## કોનો કોણ શત્રુ ?

**लुब्धानां याचकः शत्रुर्मूर्खाणां बोधको रिपुः ।**
**जारिणीनां पतिः शत्रुश्चोराणां चन्द्रमा रिपुः ॥ ७२ ॥**

લોભીનો શત્રુ યાચક છે, મૂર્ખોનો શત્રુ વિદ્વાન્ છે, જારીણી સ્ત્રીનો શત્રુ પતિ છે તથા ચોરનો શત્રુ ચંદ્રમા છે. (૭૨)

## પાપથી રહિત કોણ ?

पठतो नास्ति मूर्खत्वं जपतो नास्ति पातकम् ।
मौनिनः कलहो नास्ति न भयं चास्ति जाग्रतः ॥ ७३ ॥

અર્થ:—જે અધ્યયન કરે છે, તે મૂર્ખ રહેતો નથી; જે સર્વદા પરમાત્માનો જપ કરે છે,તેનામાં પાપ લિપ્ત થતું નથી. જે માણસ મૌન બેસે છે, તેને કોઇ સાથે કલહ થતો નથી. જે મનુષ્ય જાગૃત રહે છે; તેને કદી ભય રહેતો નથી. (૭૩)

## પાંચ શત્રુ કયા ?

जामाता कृष्णसर्पश्च पावको दुर्जनस्तथा ।
विश्वासो नैव कर्तव्यः पञ्चमो भगिनीसुतः ॥ ७४ ॥

અર્થ:—જમાઇ, કૃષ્ણ સર્પ, અગ્નિ, દુર્જન તેજ પ્રમાણે પાંચમો ભાણેજ, આ પાંચ જણાનો કદી વિશ્વાસ કરવો નહિ.(૭૪)

## જમાઇ દશમો ગ્રહ.

आदित्याद्या ग्रहाः सर्वे यथा तुष्यन्ति दानतः ।
सर्वस्वेपि न तुष्येत जामाता दशमो ग्रहः ॥७५॥

અર્થ:—આદિત્ય આદિ નવે ગ્રહો દાન કરવાવડે સંતુષ્ટ થાય છે. પણ જમાઇરૂપી દશમો ગ્રહ એવો છે કે, તેને ગમે તેટલું દાન આપો, છતાં તે સંતુષ્ટ થતો નથી. (૭૫)

## જીવતો નર ભદ્રા પામે.

विनाशे बहवो दोषा जीवन्प्राप्नोति भद्रकम् ।
तस्मात्प्राणान्धरिष्यामि ध्रुवो जीवति संगमः ॥७६॥

અર્થ:—નાશની અંદર અનેક દોષો છે. જે જીવે છે તે કલ્યાણને મેળવે છે. માટે હું પ્રાણને ધારણ કરીશ. જેનામાં ઐક્યતા છે, તે લાંબો સમયસૂધી ટકે છે. (૭૬)

## કોની પ્રશંસા ?

**जीर्णमन्नं प्रशंसन्ति भार्या च गतयौवनम् ।**
**शूरं विजितसंग्रामं पारंगततपस्विनम् ॥७७॥**

અર્થ:—ચોખા આદિ જેમ જૂના, તેમ તેની પ્રશંસા થાય છે. જે સ્ત્રી યૌવનથી રહિત હોય તેની પ્રશંસા થાય છે. જેણે સંગ્રામમાં વિજય પ્રાપ્ત કર્યો છે તેને પ્રશંસા થાય છે. તેમ જ જે પારને પામેલ હોય; તેવા તપસ્વીનાં પણ વખાણ થાય છે. (૭૭)

## કઈ વસ્તુ મિથ્યા ?

**ज्योतिषं जलदे मिथ्या मिथ्या श्वासिनि वैद्यकम् ।**
**योगो बह्वशने मिथ्या मिथ्या ज्ञानं च मद्यपे ॥७८॥**

અર્થ:—વૃષ્ટિ ક્યારે થશે, તે સંબંધી જ્યોતિષ મિથ્યા છે, જેને શ્વાસ થયો છે તેવાને વૈદ્ય નકામો છે, જે વધારે ખાય છે તેને યોગ નકામો છે, જે દારૂ પીનાર છે તેને જ્ઞાન મિથ્યા છે. (૭૮)

## નાશનાં કારણ.

**स्त्री विनश्यति गर्वेण तपः क्रोधेन नश्यति ।**
**गावो दूरप्रसारेण हरिणी लोभलिप्सया ॥७९॥**

અર્થ:—ગર્વ હોવાથી સ્ત્રીનો નાશ થાય છે, ક્રોધ કરવાથી તપનો નાશ થાય છે, ગાયોને ઘણું ચલવવાથી તેનો નાશ થાય છે, તેમ જ ગાયનની લાલચથી હરણનો નાશ થાય છે. (૭૯)

## પુત્રનાપર દાબ રાખવો.

लालनाद्बहवो दोषास्ताडनाद् बहवो गुणाः ।
तस्मात्पुत्रं च शिष्यं च ताडयेन्न तु लालयेत् ॥८०॥

અર્થ:-છોકરો અથવા શિષ્ય આ બેઉમાંથી એકને લાડ લડાવવાથી અનેક દોષનો ઉદ્ભવ થાય છે. પણ તેઓને તાડન કરવામાં અનેક ગુણો રહેલ છે. માટે પુત્ર તેમ જ શિષ્યને તાડન કરવું, પણ તેને લાડ લડાવ્યા કરવું નહિ. (૮૦)

## ધૂર્તનું લક્ષણ.

मुखं पद्मदलाकारं वाणी चन्दनशीतला ।
हृदयं कर्तरीतुल्यं त्रिविधं धूर्तलक्षणम् ॥८१॥

અર્થ:-ધૂર્તનું મુખ કમળના પત્ર સરખું હોય છે, વાણી ચંદન સરખી શીતળ હોય છે, હૃદય કાતર સમાન હોય છે, આ રીતે ત્રણ પ્રકારે ધૂર્તનું લક્ષણ છે. (૮૧)

## પાપ થવાનું મૂળ મન.

मनसैव कृतं पापं न शरीरकृतं कृतम् ।
येनैवालिङ्गिता कान्ता तेनैवालिङ्गिता सुता ॥८२॥

અર્થ:-મનવડે કરવામાં આવેલ પાપ છે, પણ શરીરવડે જે કાંઇ ચેષ્ટા કરવામાં આવે છે તે પાપ નથી. કારણ કે જે શરીર વડે સ્રીનું આલિંગન કરવામાં આવે છે તે જ શરીરવડે જ પુત્રીનું પણ આલિંગન કરવામાં આવે છે. (૮૨)

## રોગરહિત કોણ ?

किमद्य मम संपन्नं प्रातर्वा भविता पुनः ।
इति चिन्ताज्वरो नास्ति तेन जीवाम्यनामयः ॥८३॥

અર્થ:-આજે મને કંઇ વસ્તુ મળી, સવારે શું મળશે, તેમ જ ભવિષ્યમાં મને શું મળશે, આ રીતનો ચિંતારૂપી જ્વર મને નથી. આથી મારૂં જીવન રોગથી રહિત છે. (૮૩)

## પ્રીતિનું લક્ષણ.

ददाति प्रतिगृह्णाति गुह्यमाख्याति पृच्छति ।
भुङ्क्ते भोजयते नित्यं षड्विधं प्रीतिलक्षणम् ॥८४॥

અર્થ:-કંઈ પણ વસ્તુ આપવી, તેની પાસેથી કંઇ પણ લેવું, છાની વાત કહેવી તેમ જ છાની વાત પૂછવી, દરરોજ તેને ત્યાં જમવું અથવા પોતે તેને જમાડવો, આ છ પ્રકારનું પ્રીતિનું લક્ષણ છે. (૮૪)

## દુર્જનના ભયથી થતું પરિણામ.

दुर्जनदूषितमनसां पुंसां सुजनेऽप्यविश्वासः ।
बालः पायसदग्धो दध्यपि फूत्कृत्य भक्षयति ॥८५॥

અર્થ:-દુર્જનવડે જેઓનું મન દૂષિત થયું છે એવા મનુષ્યોને સજ્જનમાં પણ વિશ્વાસ રહેતો નથી. જેમકે બાળક દૂધ પીતાં દાઝેલો હોય છે તો તે દહીંને ફુંક મારીને પીએ છે. (૮૫)

## દ્રવ્યને વશ.

निर्द्रव्यं पुरुषं सदैव विकलं सर्वत्र मन्दादरं
तातभ्रातृसुहृज्जनादिकुपितं दृष्ट्वा न संभाषितम् ।
भार्या रूपवती कुरङ्गनयना स्नेहेन नालिङ्गते
तस्माद्द्रव्यमुपार्जयाशु सुमते द्रव्येण सर्वे वशाः ॥८६॥

અર્થ:-જે મનુષ્ય પૈસાથી રહિત હોય છે તે સર્વ કળાથી રહિત હોય છે, તેને કોઇપણ વસ્તુમાં આદર આવતો નથી.

બાપ, ભાઈ, મિત્ર તથા અન્ય મનુષ્ય આદિથી ક્રોધને પામેલ આ નિર્ધન મનુષ્યને જોઈ કોઇ તેની સાથે બોલતું નથી. રૂપવાન્ તથા ચંચળ નેત્રવાળી સ્ત્રી નિર્ધનને સ્નેહવડે આલિંગન કરતી નથી. માટે હે સુમતિ ! તું ગમે તેમ કરી દ્રવ્ય મેળવ. કારણ કે સર્વે મનુષ્યો દ્રવ્યને વશ છે. (૮૬)

माता निन्दति नाभिनन्दति पिता भ्राता न संभाषते
भृत्यः कुप्यति नानुगच्छति सुतः कान्ता च नालिङ्गते ।
अर्थप्रार्थनशङ्कया न कुरुतेऽप्यालापमात्रं सुहृत्
तस्माद्द्रव्यमुपार्जयाशु सुमते द्रव्येण सर्वे वशाः ॥८७॥

અર્થ:—માતા ગુસ્સે થાય છે, પિતા તેનાપર નારાજ રહે છે, ભાઈ બરોબર બોલતો નથી, ચાકર માણસ ગુસ્સે થાય છે, છોકરો તેને અનુસરતો નથી, સ્ત્રી આલિંગન કરતી નથી, મિત્ર પણ તેની સાથે બરોબર બોલતો નથી, કારણ કે તે એમ જાણે છે કે, રખેને તે વળી મારી પાસે કંઇ માગશે. માટે હે સુમતિ! તું દ્રવ્ય મેળવ. દ્રવ્યવડે સર્વ વશ છે. (૮૭)

## મૂર્ખના સુધરવાનો અભાવ.

अधीत्य चतुरो वेदान्धर्मशास्त्राण्यनेकशः ।
परं तत्त्वं न जानाति दर्वी पाकरसानिव ॥ ८८ ॥

અર્થ:—ચાર વેદનું અધ્યયન કર્યું છે, અનેક ધર્મ તથા શાસ્ત્રનું અધ્યયન કર્યું છે, પણ જો તેનાથી પરતત્વને જાણવામાં નથી આવતું તો તે કડછી જેવો છે. કારણ કે કડછી બધા પાકમાં ઘાલવામાં આવે છે, પણ તે તેના સ્વાદને જાણતી નથી. (૮૮)

## ચાર વસ્તુ મંગળસૂચક.

दानं प्रियवाक्सहितं ज्ञानमगर्वं क्षमान्वितं शौर्यम् ।
वित्तं त्यागसमेतं दुर्लभमेतच्चतुर्भद्रम् ॥ ८९ ॥

અર્થઃ-કોઇને દાન આપવું તે આદરમાન સહિત આપવું. જ્ઞાન હોય છતાં ગર્વ નહિ રહેવો જોઇએ. શૌર્ય હોય, છતાં તેનામાં ક્ષમા હોવી જોઇએ. વળી પૈસો હોય પણ તે દાનમાં ખર્ચાવા જોઇએ. આ ચાર બાબત શ્રેયને કરનારી છે.(૮૯)

## દુર્જનથી ડરવું.

दुर्जनं प्रथमं वन्देत् सज्जनं तदनन्तरम् ।
मुखप्रक्षालनात्पूर्वं गुदप्रक्षालनं यथा ॥ ९० ॥

અર્થઃ-દુર્જનને પ્રથમ વંદન કરવું તથા પછી સજ્જનને વંદના કરવી. જેમકે મુખ ધોવા પહેલાં ગુદાને ધોવામાં આવે છે. (૯૦)

## દૈવ બળવાન.

दैवं फलति सर्वत्र न विद्या न च पौरुषम् ।
समुद्रमथनाल्लेभे हरिर्लक्ष्मीं हरो विषम् ॥ ९१ ॥

અર્થઃ-દૈવ જ સર્વત્ર ફળે છે, પણ વિદ્યા કે પૌરૂષ ફળતું નથી. સમુદ્રનું મંથન કર્યું ત્યારે હરિને લક્ષ્મી પ્રાપ્ત થયાં તથા મહાદેવને તો વિષ જ મળ્યું. (૯૧)

आसाद्यापि महोदधिं न वितृषो जातो जलैर्वाडवो
मेघं प्राप्य न चातकोऽपि चरणौ भानुं न लेभेऽरुणः ।
चन्द्रः शंकरशेखरेऽपि निवसन्पक्षक्षये क्षीयते
प्रायः सज्जनसंगतौ हि लभते दैवानुरूपं फलम् ॥ ९२ ॥

અર્થઃ-વડવાનળ અગ્નિએ મહાસાગરને પ્રાપ્ત કર્યો, છતાં તેની તૃષા મટી નહિ. મેઘ પ્રાપ્ત થવા છતાં ચાતક પક્ષીને જરા જળ મળતું નથી. અરૂણ સૂર્યને પ્રાપ્ત કરે છે, છતાં તે ચરણો પ્રાપ્ત કરી શકતો નથી. ચંદ્ર શંકરના મસ્તકપર રહે છે, છતાં તેનામાં પખવાડીએ, પખવાડીએ વધઘટ થયા જ

કરે છે. જો કે સજ્જનની સંગતિ મળે છે, છતાં ફળ તો દૈવને અનુકૂળ જ મળે છે. (૯૨)

कान्तं वक्ति कपोतिकाकुलतया नाथान्तकालोऽधुना
व्याधोऽधो धृतचापसज्जितशरः श्येनः परिभ्रामति ।
इत्थं सत्यहिना स दष्ट इषुणा श्येनोपि तेनाहतः
तूर्णं तौ तु यमालयं प्रति गतौ दैवी विचित्रा गतिः ॥ ९३ ॥

અર્થ:–કપોતિકા આકુળપણાથી પોતાના ધણીને કહે છે કે, હે નાથ ! આપણો કાળ હવે સમીપ આવી પહોંચ્યો છે. કારણ કે હાથમાં ધનુષ લઇ તથા બાણને ખેંચી શિકારી આપણી હેઠળ ઉભેલો છે તથા આપણા મસ્તકપર સીંચાણો પક્ષી ઉડી રહેલો છે. આ રીતની હકીકત છે. તેવામાં સર્પે પેલા પારધિને ડંસ માર્યો તથા પારધીના છૂટેલા બાણથી સીંચાણો પક્ષી મરણશરણ થયો. આ રીતે બેઉ યમને દ્વાર પહોંચી ગયા. અહો ! દૈવની ગતિ વિચિત્ર છે. (૯૩)

## ગુણ તથા પૈસામાં ફેર.

गुणाः खलु गुणा एव न गुणा भूतिहेतवः ।
धनसंचयकर्तॄणां भाग्यानि पृथगेव हि ॥ ९४ ॥

અર્થ:–ગુણ તે ગુણ છે. પણ ભૂતિના કારણરૂપે ગુણ નથી. ધન એકઠું કરનારાઓ ગુણથી પૈસા ભેગા નથી કરતા, પણ ભાગ્યથી જ પૈસા ભેગા કરે છે. (૯૪)

## ધર્મમાં ઢીલ નહિ.

क्षणं चित्तं क्षणं वित्तं क्षणं जीवति मानवः ।
यमस्य करुणा नास्ति धर्मस्य त्वरिता गतिः ॥ ९५ ॥

અર્થ:–ચિત્ત ક્ષણિક છે, પૈસો ક્ષણિક છે, મનુષ્યનું જીવન ક્ષણિક છે, કાળને દયા હોતી નથી, માટે ધર્મના સંબંધમાં વિલંબ કરવો નહિ. (૯૫)

**कानीनस्य मुने स्वबान्धववधूवैधव्यविध्वंसिनो**
**नप्तारः खलु गोलकस्य तनयाः कुण्डाः स्वयं पाण्डवाः ।**
**तेऽमी पञ्च समानयोनिरतयस्तेषां गुणोत्कीर्तना-**
**दक्षय्यं सुकृतं भवेदविकलं धर्मस्य सूक्ष्मा गतिः ॥९६॥**

અર્થ:-કાનીન મુનિના પોતાના બાંધવોની વધૂઓને વિધવાપણું પ્રાપ્ત થયું તથા તેઓનો નાશ થયો. પણ તે જ મુનિના પૌત્રો જેઓ ગોલકના પુત્રો તથા પોતે અન્યોથી પેદા થયલા એવા પાંડવો મહાન્ પદવીને પામ્યા. જો કે પાંડવો તથા કૌરવો આ પ્રમાણે સગા હતા. છતાં પાંડવોના ગુણનું કીર્તન કહેવાથી અક્ષય સુખની પ્રાપ્તિ થાય છે. માટે ધર્મની ગતિ અત્યંત સૂક્ષ્મ છે. (૯૬)

## ધર્મની પ્રબળતા

**धर्मेण हन्यते व्याधिर्हन्यन्ते वै तथा ग्रहाः ।**
**धर्मेण हन्यते शत्रुर्यतो धर्मस्ततो जयः ॥ ९७ ॥**

અર્થ:-ધર્મવડે વ્યાધિનો નાશ થાય છે. તેમજ ધર્મવડે ગ્રહો કપરા હોય છે, પણ સારા થઇ પડે છે. ધર્મવડે વ્યાધિનો નાશ થાય છે. જ્યાં ધર્મ છે ત્યાં જ જય છે. (૯૭)

## ગૃહસ્થાશ્રમની શ્રેષ્ઠતા

**सन्मित्रं सधनं स्वयोषिति रतिश्चाज्ञापराः सेवकाः**
**सानन्दं सदनं सुताश्च सुधियः कान्ता मनोहारिणी ।**
**आतिथ्यं शिवपूजनं प्रतिदिनं मिष्टान्नपानं गृहे**
**साधोः सङ्गमुपासते हि सततं धन्यो गृहस्थाश्रमः ॥९८॥**

અર્થ:-સાચો મિત્ર, ધન સહિત પોતાની સ્ત્રીની સાથે સમાગમ, આજ્ઞા ઉઠાવે એવા સેવકો, ઘર પણ આનંદ વિનોદથી યુકત, પુત્રો સારા બુદ્ધિમાન્, અત્યંત રમણીય સ્ત્રી,

અતિથિની સેવા, શિવનું પૂજન, દરરોજ સારૂં સ્વાદિષ્ટ અન્ન ખાવું, વળી સાધુ પુરૂષની સાથે સમાગમ થવો, આ પ્રમાણે જેને સર્વ વસ્તુ પ્રાપ્ત થાય છે, તેનો ગૃહસ્થાશ્રમ શ્રેષ્ઠ છે.(૯૮)

## શી વસ્તુ નકામી?

धिक् गृहं गृहिणीशून्यं धिक्कलत्रमपुत्रकम्।
धिक् पुत्रमविनीतं च धिक् ज्योतिषमजातकम् ॥ ९९ ॥

અર્થઃ-સ્ત્રી વિનાનું ઘર નકામું છે, વાંઝણી પત્ની નકામી છે, વિનયથી રહિત પુત્ર નકામો છે તથા જાતક આદિ વિના જોતિષ નકામું છે. (૯૯)

## કોને શું વહાલું?

अलंकारप्रियो विष्णुर्जलधाराप्रियः शिवः ।
नमस्कारप्रियो भानुर्ब्राह्मणो भोजनप्रियः ॥ १०० ॥

અર્થઃ-વિષ્ણુ ભગવાનને અલંકાર પ્રિય છે, શિવને જળની ધારા પ્રિય હોય છે, શ્રી સૂર્ય ભગવાનને નમસ્કાર પ્રિય છે તથા બ્રાહ્મણને ભોજન પ્રિય છે. (૧૦૦)

## સુખ શામાં?

क्षान्तितुल्यं तपो नास्ति संतोषान्न सुखं परम्।
नास्ति तृष्णासमो व्याधिर्न च धर्मो दयापरः ॥ १०१ ॥

અર્થઃ—ક્ષમા સરખું બીજું તપ નથી, સંતોષ જેવું બીજું સુખ નથી, તૃષ્ણા સમાન બીજો વ્યાધિ નથી, દયાના જેવો બીજો ધર્મ નથી. (૧૦૧)

न च विद्यासमो बन्धुर्न च व्याधिसमो रिपुः ।
न चापत्यसमः स्नेही न च धर्मो दयापरः ॥ १०२ ॥

અર્થ:—વિદ્યા સમાન બીજો બંધુ નથી, વ્યાધિ સમાન બીજો શત્રુ નથી, પુત્ર સમાન બીજો કોઇ સ્નેહી નથી તથા દયા સમાન બીજો ધર્મ નથી. (૧૦૨)

## શ્રેષ્ઠ વસ્તુ કઈ?

नान्नोदकसमं दानं न तिथिर्द्वादशीसमा।
न गायत्र्याः परो मन्त्रो न मातुः परदैवतम्॥ १०३॥

અર્થ:—અન્ન તથા ઉદક સમાન બીજું દાન નથી, બારસના જેવી બીજી તિથિ નથી, ગાયત્રીના સમાન બીજો મંત્ર નથી, માતા સમાન બીજું કોઇ વધારે નથી. (૧૦૩)

## નવ છાની વસ્તુ.

आयुर्वित्तं गृहच्छिद्रं हरस्यं मन्त्रमौषधम्।
तपो दानावमानौ च नव गोप्यानि कारयेत्॥ १०४॥

અથ:—આવરદા, પૈસો, ઘરનું છિદ્ર, છાનીવાત, મંત્ર, ઔષધ, તપ, દાન, અપમાન આ નવ વસ્તુઓ છૂપી રાખવી જોઇએ. (૧૦૪)

## ક્યાં રાત વાસો ન કરવો?

धनिकः श्रोत्रियो राजा नदी वैद्यस्तु पञ्चमः।
पञ्च यत्र न विद्यन्ते न तत्र दिवसं वसेत्॥ १०५॥

અર્થ:—જ્યાં ધનવાન્ ન હોય, શ્રોત્રિય બ્રાહ્મણ ન હોય, રાજા ન હોય, વૈદ્ય ન હોય, તેમ નદી ન હોય, આ પાંચ વસ્તુ જ્યાં ન હોય ત્યાં એક દિવસ પણ રહેવું નહિ. (૧૦૫)

लोकयात्रा भयं लज्जा दाक्षिण्यं त्यागशीलता।
पञ्च यत्र न विद्यन्ते न तत्र दिवसं वसेत्॥ १०६॥

અર્થ:—જ્યાં લોકયાત્રા ન હોય, ભય ન હોય, લજ્જા

ન હોય, દાક્ષિણ્યતા ન હોય, દાન શીલતા ન હોય, જ્યાં આ પાંચ વસ્તુ ન હોય, ત્યાં એક પણ દિવસ રહેવું નહિ. (૧૦૬)

ऋणदाता च दैवज्ञः श्रोत्रियः सुजला नदी ।
यत्र ह्येते न विद्यन्ते न तत्र दिवसं वसेत् ॥ १०७ ॥

અર્થઃ—ઋણ આપનાર, જોશી, શ્રોત્રિય બ્રાહ્મણ તથા સારી નદી, આટલાં જ્યાં ન હોય ત્યાં એક દિવસ રહેવું નહિ. (૧૦૭)

यस्मिन्देशे न संमानो न प्रीतिर्न च बांधवाः ।
न च विद्यागमः कश्चिन्न तत्र दिवसं वसेत् ॥ १०८ ॥

અર્થઃ—જે દેશમાં સન્માન ન મળે, જ્યાં પ્રીતિ ન થઇ શકે, બાંધવો ન હોય તથા જ્યાં વિદ્યાશાસ્ત્ર ન હોય, ત્યાં એક દિવસ પણ રહેવું નહિ. (૧૦૮)

यत्र विद्यागमो नास्ति यत्र नास्ति धनागमः ।
यत्र चात्मसुखं नास्ति न तत्र दिवसं वसेत् ॥१०९॥

અર્થઃ—જ્યાં રહેવાથી વિદ્યા પ્રાપ્ત ન થાય, તેમ ધનની પ્રાપ્તિ ન થાય, જ્યાં આત્મસુખની પ્રાપ્તિ ન થાય, ત્યાં એક પણ દિવસ રહેવું નહિ. (૧૦૯)

## દાતા કોણ ?

कृपणेन समो दाता न भूतो न भविष्यति ।
अस्पृशन्नेव वित्तानि यः परेभ्यः प्रयच्छति ॥११०॥

અર્થઃ—કૃપણ સમાન કોઇ દાતા નથી. એવો દાતા થયો નથી તથા થશે પણ નહિ. તે પૈસાને અડકતો નથી, છતાં તે પોતાનું વિત્ત પારકાને ભેગું કરી આપી જાય છે. (૧૧૦)

## વિષ કયું ?

न विषं विषमित्याहुर्ब्रह्मस्वं विषमुच्यते ।
विषमेकाकिनं हन्ति ब्रह्मस्वं पुत्रपौत्रकम् ॥१११॥

અર્થ:–ઝેર કાંઇ ઝેર નથી, પણ બ્રાહ્મણનો પૈસો તે ઝેર છે. ઝેર તો એક જ માણસનો નાશ કરે છે, પણ બ્રાહ્મણનો પૈસો પુત્ર પૌત્રાદિ સર્વનો નાશ કરે છે. (૧૧૧)

## કોને સ્વતંત્રતા નહિ?

पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने ।
पुत्रो रक्षति वार्धक्ये न स्त्री स्वातन्त्र्यमर्हति ॥११२॥

અર્થ:–સ્ત્રીનું કૌમાર અવસ્થામાં પિતા રક્ષણ કરે છે, યુવાવસ્થામાં પતિ રક્ષણ કરે છે, વૃદ્ધાવસ્થામાં પુત્ર તેનું રક્ષણ કરે છે. માટે સ્ત્રી કદી સ્વતંત્રતાને યોગ્ય નથી. (૧૧૨)

## કોનો વિશ્વાસ ન કરવો ?

न विश्वसेत्कुमित्रं च मित्रं चापि न विश्वसेत् ।
कदाचित्कुपितं मित्रं सर्वं गुप्तं प्रकाशयेत् ॥११३॥

અર્થ:–નઠારા મિત્રનો કદી વિશ્વાસ કરવો નહિ, મિત્ર હોય પણ તેનો વિશ્વાસ કરવો નહિ. કારણ કે મિત્ર જો કદાપિ ગુસ્સે થાય છે તો સર્વ છાની વાત પ્રકટ કરી દે છે. (૧૧૩)

## ઉત્તમોનો સ્વભાવ.

घृष्टं घृष्टं पुनरपि पुनश्चन्दनं चारुगन्धं ।
छिन्नं छिन्नं पुनरपि पुनः स्वादु चैवेक्षुदण्डम ॥
दग्धं दग्धं पुनरपि पुनः काञ्चनं कान्तवर्णं
न प्राणान्ते प्रकृतिविकृतिर्जायते चोत्तमानाम ॥११४॥

અર્થ:–ચંદન જેમ જેમ વધારે ઘસીએ છીએ, તેમ તેમ તેમાંથી સારી સુવાસ બહાર આવે છે, શેરડીને ગમે તેટલી છૂંદીએ પણ તેમાંથી મીઠાશ જતી નથી, સોનું ગમે તેટલું ગાળ્યા કરીએ પણ તે પોતાના સુંદર વર્ણનો ત્યાગ કરતું નથી. આ તો ઉત્તમોનો સ્વભાવજ છે કે, પ્રાણ જાય, પણ તેઓની પ્રકૃતિમાં જરા પણ વિકાર થતો નથી. (૧૧૪)

## પૂર્વકની પ્રાપ્તિ.

सत्यं सत्यं मनोर्वाक्यं नादत्तमुपतिष्ठते ।
अम्बुभिः पूरिता पृथ्वी चातकस्य मरुस्थली ॥११५॥

અર્થ:–મનુનું આ વાકય ખરેખરૂં છે કે, જે વસ્તુ આપણે પૂર્વે દાન કરી નથી હોતી, તે આ ભવે આપણને કદી મળતી નથી. જો કે પૃથ્વી પાણીથી તરબોળ હોય છે, પણ ચાતક પક્ષીને તો એક બુંદ પણ મળતું નથી. (૧૧૫)

खनन्तु सप्तपातालं भ्रमन्त्वाकाशमण्डले ।
धावन्तु सकलां पृथ्वीं नादत्तमुपतिष्ठते ॥११६॥

અર્થ:–સાત પાતાળ ખોદી વળો, આકાશમંડળમાં ભ્રમણ કરો, આખી પૃથ્વીપર દોડયા કરો, પણ નસીબમાં ન હોય તે કદી મળતું નથી. (૧૧૬)

पिता रत्नाकरो यस्य लक्ष्मीर्यस्य सहोदरी ।
शङ्खो भिक्षाटनं कुर्यान्नादत्तमुपतिष्ठते ॥११७॥

અર્થ:–જેનો બાપ સમુદ્ર છે, જેની બેન લક્ષ્મી છે, આમ હોવા છતાં શંખને તો ભિક્ષાજ માંગવી પડે છે. માટે પૂર્વે જે કરેલ હોય, તેજ આ ભવે મળે છે. (૧૧૭)

## કોણ કોને તૃણ સમાન?

उदारस्य तृणं वित्तं शूरस्य मरणं तृणम् ।
विरक्तस्य तृणं भार्या निःस्पृहस्य तृणं जगत् ॥११८॥

અર્થ:–જે ઉદાર છે તેને પૈસા તૃણ સમાન છે, જે શૂરવીર છે તેને મરણ તૃણ સમાન છે, જે વિરાગી છે તેને ભાર્યા તૃણ સમાન છે, તેમજ જે સ્પૃહાથી રહિત છે તેને આખું જગત્ તૃણ સમાન છે. (૧૧૮)

## ટાળ્યું કોનાથી ટળે ?

गोविन्दो मातुलो यस्य पिता यस्य धनंजयः ।
अभिमन्यू रणे शेते नियतिः केन वार्यते ॥११९॥

અર્થઃ—જેને ગોવિંદ સરખા મામા હતા, જેને અર્જુન સરખા પિતા હતા, આમ હોવા છતાં અભિમન્યુએ રણુને વિશે શયન કર્યું. માટે દવ કોનાથી ટળે એમ છે? (૧૧૯)

भगवन्तौ जगन्नेत्रे सूर्याचन्द्रमसावपि ।
पश्य गच्छत एवास्तं नियतिः केन लङ्घयते ॥१२०॥

અર્થઃ—જગતના નેત્રરૂપ ભગવત્સ્વરૂપ એવા સૂર્ય તથા ચંદ્ર દરરોજ અસ્તપણાને પામે છે. માટે જે લખેલું છે તે કોનાથી મિથ્યા થઈ શકે છે ? (૧૨૦)

## આશાનું પરિણામ.

आशैव राक्षसी पुंसामाशैव विषमञ्जरी ।
आशैव जीर्णमदिरा नैराश्यं परमं सुखम् ॥१२१॥

અર્થઃ—મનુષ્યને આશા એ મોટી રાક્ષસી છે. આશા એ વિષરૂપી માંજર છે. આશા એ જીર્ણ મદિરારૂપે છે. માટે નિરાશા સમાન બીજું સુખ નથી. (૧૨૧)

## પારકાને દુઃખે કોણ દુઃખી ?

विरला जानन्ति गुणान्विरलाः कुर्वन्ति निर्धनस्नेहम् ।
विरला रणेषु धीराः परदुःखेनापि दुःखिता विरलाः॥१२२॥

અર્થઃ—પારકાના સારા ગુણોને જાણનારા વિરલા છે, ધનથી રહિતની સાથે સ્નેહ કરનારા ઘણા થોડા છે, રણમાં ધીરા કોઈક જ હોય છે. તેમ પારકાનું દુઃખ જોઈ દુઃખી થાય, એવા થોડાક જ હોય છે. (૧૨૨)

## સજ્જનનું લક્ષણ.

**मूले भुजङ्गैः शिखरे विहङ्गैः शाखाः प्लवङ्गैः कुसुमानि भृङ्गैः।**
**आश्चर्यमेतत्खलु चन्द्रनस्य परोपकाराय सतां विभूतयः ॥१२३॥**

અર્થ:—જેના મૂળમાં સર્પો વિંટળાઈ રહે છે, જેની ટોચપર પક્ષીઓ બેસે છે, જેની શાખાઓપર વાનરો બેસે છે, તથા જેના પુષ્પોમાં ભમરાઓ વિંટલાઇ રહે છે. છતાં-આશ્ચર્ય છે કે ચંદન પોતાની શીતળતા છોડતું નથી. કારણ કે સજ્જન પુરૂષોની વિભૂતિ પરોપકારને અર્થેજ છે. (૧૨૩)

## પર સ્થાનમાં જવાથી હાની.

**अयममृतनिधानं नायकोप्योषधीना-**
**ममृतमयशरीरः कान्तियुक्तोऽपि चन्द्रः ।**
**भवति विगतरश्मिर्मण्डलं प्राप्य भानोः**
**परसदननिविष्टः को लघुत्वं न याति ॥१२४॥**

અર્થ:—અમૃતના નિધિરૂપ, ઓષધિઓના નાયક, અમૃતમય શરીરવાળો તથા કાંતિયુક્ત ચંદ્રમા ભાનુના મંડળને પ્રાપ્ત થવાથી તેના તેજને હાનિ પહોંચે છે. પર સ્થાનને વિશે ગયેલ કોણને લઘુપણું નથી આવતું. ? (૧૨૪)

## નીચને ઉપકાર

**उपकारोपि नीचानामपकारो हि जायते ।**
**पयःपान भुजङ्गानां केवलं विषवर्धनम ॥१२५॥**

અથ:—નીચને જે કાંઇ ઉપકાર કરવામાં આવે છે તે અપકારરૂપે થાય છે. સર્પને દૂધનું પાન કરાવવામાં આવે છે તો ઉલટી તેનામાં વિષ વૃદ્ધિ થાય છે. (૧૨૫)

## સજ્જનનું લક્ષણ

**रत्नाकरः किं कुरुते स्वरत्नैर्विन्ध्याचलः किं करिभिः करोति ।**
**श्रीखण्डखण्डैर्मलयाचलः किं परोपकाराय सतां विभूतयः ॥१२६॥**

અર્થ:—સમુદ્રમાં આટલા બધાં રત્નો છે, પણ તેને પોતાને શું કામનાં છે ? વિંધ્યાચળપર અનેક હાથીઓ છે,

પણ તેને નકામા છે. મલયાચળપર ચંદનનાં લાકડાં ઘણાં છે, પણ તેને પોતાને કશા કામનાં નથી. કહ્યું છે કે, સજ્જનની વિભૂતિઓ પારકાના ઉપકારમાટે જ છે. (૧૨૬)

**पिबन्ति नद्यः स्वयमेव नाम्भः स्वयं न खादन्ति फलानि वृक्षाः ।**
**पयोमुचाम्भः क्वचिदस्ति पास्यं परोपकाराय सतां विभूतयः॥१२७॥**

અર્થઃ—નદીમાં પુષ્કળ પાણી છે, પણ તેમાંથી તે પોતે શું જરા પણ પીએ છે? વૃક્ષો પર અનેક ફળો થાય છે, પણ તેને પોતાને શું કામનાં છે? મેઘનું પાણી તેને પોતાને જરા પણ પીવાનું હોય છે? નહિ જ. કારણ કે સજ્જનોની વિભૂતિઓ પરના ઉપકારને અર્થે જ છે. (૧૨૭)

## આપત્તિ સમયે ક્ષીણ બુદ્ધિ.

पौलस्त्यः कथमन्यदारहरणे दोषो न विज्ञातवा-
नक्षैश्चापि युधिष्ठिरेण रमता ज्ञातो न दोषो नु किम् ।

रामेणापि वने न हेमहरिणस्यासंभवो लक्षितः
प्रत्यासन्नविपत्तिमूढमनसां प्रायो मतिः क्षीयते ॥१२८॥

અર્થઃ—રાવણ આવો વિદ્વાન્ હોવા છતાં પારકી સ્ત્રીનું હરણ કરવું તે પાપ છે, એમ શું તે નહોતો જાણતો? યુધિષ્ઠિર ધર્મરાય હતા, છતાં દ્યૂત રમવું એ પાપ છે, એમ શું નહોતા જાણતા? રામ ત્રિકાળ જ્ઞાની હતા, છતાં શું નહોતા જાણતા કે, કદી સુવર્ણનું મૃગ હોઇ શકે નહિ. કારણ એ છે કે, જ્યારે વિપત્તિ આવી પડે છે ત્યારે મોટા મનુષ્યોની બુદ્ધિ પણ ક્ષીણતાને પામે છે.

## કોનો જન્મ વ્યર્થ?

**प्रथमे नार्जिता विद्या द्वितीये नार्जितं धनम् ।**
**तृतीये न तपस्तप्तं चतुर्थे किं करिष्यसि ॥१२९॥**

અર્થ:–બ્રહ્મચર્યાશ્રમમાં વિદ્યા ન પ્રાપ્ત કરી, ગૃહસ્થાશ્રમમાં ધન મેળવ્યું નહિ, વાનપ્રસ્થાશ્રમ સમયે તપશ્ચરણ ન કર્યું, તો પછી ચોથા આશ્રમમાં તું શું કરી શકીશ ? (૧૨૯)

## દૈવ બળવાન્.

प्राप्तव्यमर्थं लभते मनुष्यो देवोपि तं लङ्घयितुं न शक्तः।
तस्मान्न शोचामि न विस्मयो मे यदस्मदीयं नहि तत्परेषाम ॥१३०॥

અર્થ:–જે કાંઇ મળવાનું હોય છે તેજ મળે છે. દેવ પણ તે ટાળી શકવા સમર્થ નથી. માટે મને શોક થતો નથી, તેમજ મને વિસ્મય પણ પ્રાપ્ત થતો નથી. જે મારું છે, તે કદી પારકાનું થનાર નથી. (૧૩૦)

## કૃષ્ણભક્તિ.

कृष्ण त्वदीयपदपंकजपंजरान्ते
अद्यैव मे विशतु मानसराजहंसः।

प्राणप्रयाणसमये कफवातपित्तैः
कण्ठावरोधनविधौ स्मरणं कुतस्ते ॥ १३१ ॥

અર્થ:–હે કૃષ્ણ! આજ થકીજ મારું મનરૂપી રાજહંસ તારા પદકમળરૂપી પાંજરામાં પ્રવેશ કરો. કારણ કે પ્રાણનો અંત આવશે તથા જ્યારે વાત, પિત્ત તથા કફથી કંઠ રોકાઇ જશે, તે સમયે મારાથી આપનું કેવી રીતે સ્મરણ થઈ શકશે? (૧૩૧)

## પૂર્વે આપેલું મળે છે.

पूर्वदत्तेषु या विद्या पूर्वदत्तेषु यद्धनम्।
पूर्वदत्तेषु या भार्या अग्रे धावति धावति ॥ १३२ ॥

અર્થઃ—પૂર્વના પ્રારબ્ધ પ્રમાણે વિદ્યા, પૂર્વના પ્રારબ્ધ પ્રમાણે ધન, પૂર્વના પ્રારબ્ધ પ્રમાણે સ્ત્રી, આ સર્વ પ્રારબ્ધ પ્રમાણે આવી મળે છે. (૧૩૨)

## ઇશ્વરી ઇચ્છા બળવાન્.

स्वयं महेशः श्वशुरो नगेशः सखा धनेशस्तनयो गणेशः ।
तथापि भिक्षाटनमेव शंभोर्बलीयसी केवलमीश्वरेच्छा ॥ १३३ ॥

અર્થઃ—પોતે મહાદેવ છે, જેનો સસરો હિમાલય પર્વત છે, મિત્ર કુબેર છે, ગણપતિ જેનો પુત્ર છે, આમ છતાં મહાદેવના નસીબમાં તો ભિક્ષાટન જ લખેલું છે. કારણ કે ઇશ્વરની ઇચ્છા બળવાન્ છે. (૧૩૩)

वह्नौ विशुद्धामपि जानकीं तां जहौ वनान्ते किल रामचन्द्रः ।
सा किं न शुद्धा स च किं न वेत्ता
बलीयसी केवलमीश्वरेच्छा ॥ १३४ ॥

અર્થઃ—અગ્નિમાં શુદ્ધ કરવામાં આવી, છતાં રામચંદ્રજીએ સીતાને જંગલમાં છોડી મૂક્યાં. શું તે શુદ્ધ ન હતાં, તેમ આવા જ્ઞાની રામચંદ્રજી જાણતા ન હતા? પણ ઇશ્વરી ઇચ્છા જ બળવાન્ છે. (૧૩૪).

## કર્મને અનુસારી બુદ્ધિ.

किं करोति नरः प्राज्ञः प्रेर्यमाणः स्वकर्मणा ।
प्रागेव हि मनुष्याणां बुद्धिः कर्मानुसारिणी ॥ १३५ ॥

અર્થઃ—પોતાના જૂના કર્મથી પ્રેરાયલો મનુષ્ય ડાહ્યો હોય, છતાં તે શું કરવાનો હતો? પ્રથમથીજ મનુષ્યની બુદ્ધિ પોતાનાં કર્મને અનુસરીને વર્તનારી હોય છે. (૧૩૫)

## નસીબ બળવાન્.

**विपत्तौ किं विषादेन संपत्तौ हर्षणेन किम।**
**भवितव्यं भवत्येव कर्मणामीदृशी गतिः ॥ १३६ ॥**

અર્થઃ—વિપત્તિ સમયે વિષાદ કરવાથી શું વળવાનું છે? સંપત્તિ સમયે હર્ષ કરવાથી શું વળવાનું છે? જે થનાર છે તે ગમે તેમ કરી થશે જ. કારણ કે કર્મની ગતિ વિચિત્ર છે. (૧૩૬)

## મોટા પ્રમાણરૂપે.

**श्रुतिर्विभिन्ना स्मृतयश्च भिन्ना नैको मुनिर्यस्य वचः प्रमाणम।**
**धर्मस्य तत्त्वं निहितं गुहायां महाजनो येन गतः स पन्थाः॥१३७॥**

અર્થઃ—શ્રુતિમાં ભિન્નતા છે, કેવળ એકલા મુનિનું વચન પ્રમાણરૂપે ગણી શકાય નહિ. વળી ધર્મનું તત્વ ગૂઢ છે. માટે મોટા જે રસ્તે જાય તે માર્ગે જવું, એજ વધારે સારૂં છે. (૧૩૭)

## સંતોષમાં સુખ.

**वयमिह परितुष्टा वल्कलैस्त्वं दुकूलैः**
**सम इह परितोषो निर्विशेषो विशेषः।**

**स तु भवति दरिद्री यस्य तृष्णा विशाला**
**मनसि च परितुष्टे कोऽर्थवान्को दरिद्री ॥१३८॥**

અર્થઃ—અમને વલ્કલ મળેછે તેથી સંતુષ્ટ છૈએ. તમે વસ્ત્ર મળવાથી સંતુષ્ટ છો, બેઉનો સંતોષ તો સરખો જ છે. જો કે એકને વસ્તુની પ્રાપ્તિ હોય છે તથા એકને નથી હોતી; પણ જેની તૃષ્ણા પુષ્કળ હોય છે, તે જ ખરો દરિદ્રી છે. જો મન જ સંતુષ્ટ રહેતું હોય તો કોણ અર્થવાળો છે તથા કોણ દરિદ્રી છે? (૧૩૮)

## મોટાનું ધન માન.

अधमा धनमिच्छन्ति धनमानौ च मध्यमाः ।
उत्तमा मानमिच्छन्ति मानो हि महतां धनम् ॥१३९॥

અર્થઃ–અધમ પુરૂષો ધનની ઇચ્છા કરે છે, મધ્યમ પુરૂષો ધન તથા માન બેઉની ઇચ્છા કરે છે, પણ ઉત્તમ પુરૂષો તો કેવળ માનની જ ઇચ્છા કરે છે. કારણકે મોટા પુરૂષોનું ધન માન છે. (૧૩૯)

## મુર્ખમાં આઠ ગુણ.

मूर्खत्वं हि सखे ममापि रुचिरं तस्मिन्यदष्टौ गुणा
निश्चिन्तो बहुभोजनेष्वभिरुची रात्रौ दिवा सुप्यते ।
कार्याकार्यविचारणान्धबधिरो मानापमानौ समौ
कृत्वा सर्वजनस्य मूर्धनि पदं मूर्खः सुखं जीवति ॥१४०॥

અર્થઃ–હે મિત્ર! મને તો મૂર્ખપણું સારૂં લાગે છે. કારણ કે તેમાં આઠ ગુણ રહેલા છે. તેને કશો શોક થતો નથી, ખાવાપીવામાં મશગુલ રહે છે, રાત દિવસ સુવાનું ગમે છે, આ કરવાનું છે કે નથી કરવાનું, તેને વિશે આંધળા અથવા બહેરાની માફક વર્તે છે. તેને માન તથા અપમાન સરખા છે. આ રીતે સર્વ મનુષ્યના મસ્તકપર પોતાનું સ્થાન કરી જીવે છે. (૧૪૦)

यद्भावि न तद्भावि भावि चेन्न तदन्यथा ।
इति मत्वा नरो विद्वान्निश्चिन्तो भवति ध्रुवम् ॥१४१॥

અર્થઃ–જે નથી થનારું તે કદી થનાર નથી, તથા જે થવાનું છે તે કદી મિથ્યા થનાર નથી. આમ માની વિદ્વાન્ હમેશાં નિશ્ચિંત થઇ રહે છે. (૧૪૧)

हरिणापि हरेणापि ब्रह्मणापि सुरैरपि ।
ललाटलिखिता रेखा परिमार्ष्टुं न शक्यते ॥ १४२ ॥

અર્થઃ-હરિ, હર, બ્રહ્મા તેમ જ દેવોવડે પણ જે લલાટમાં લખેલું હોય, તે ટાળવા શક્તિમાન્ નથી. (૧૪૨)

कैवर्तकर्कशकरग्रहणच्युतोऽपि
जालान्तरे निपतितः शफरो वराकः ।
दैवात्ततो विगलितो गिलितो बकेन
वक्रे विधौ वद कथं व्यवसायसिद्धिः ॥ १४३ ॥

અર્થઃ-માછીના ખડબચડા હાથમાંથી માછલું છટકી ગયું, ત્યારે તે બીચારૂં જાળમાં જઈને પડયું. દેવયોગથી તેમાંથી પણ નીકળી ગયું, એટલામાં બગલે આવી તેને ઉપાડી લીધું. માટે નસીબ વાંકું હોય તો આપણો કોઇ રીતનો પ્રયાસ ચાલી શકતો નથી. (૧૪૩)

कर्मणो हि प्रधानत्वं किं कुर्वन्ति शुभा ग्रहाः ।
वसिष्ठदत्तलग्नोऽपि रामः किं भ्रमते वनम् ॥ १४४ ॥

અર્થઃ-પ્રારબ્ધ કર્મનું સર્વત્ર પ્રધાનપણું છે. ગ્રહ જોવડાવવાથી કેવળ અગમ સુચના મળે છે. વસિષ્ઠે સારૂં મુહૂર્ત જોઇ આપ્યું, છતાં રામે વચન સંપૂર્ણ કરવા વાસ્તે વનમાં ભમવું શરૂ કર્યું. (૧૪૪)

ब्रह्मस्थाने कृतं पापं विष्णुस्थानेषु मुच्यते ।
विष्णुस्थाने कृतं पापं शिवस्थानेषु मुच्यते ॥
शिवस्थाने कृतं पापं गुरुस्थानेषु मुच्यते ।
गुरुस्थाने कृतं पापं वज्रलेपो भविष्यति ॥ १४५ ॥

અર્થઃ-બ્રહ્મ સ્થાનમાં પાપ કર્યું હોય તો વિષ્ણુના સ્થાનમાં તેને છોડી દેવાય, વિષ્ણુના સ્થાનમાં કરેલ પાપ શિવસ્થાનમાં છોડી દેવાય, શિવના સ્થાનમાં કરેલ પાપ ગુરુના સ્થાનમાં મૂકી દેવાય. પણ ગુરુના સ્થાને કરેલ પાપ વજ્રલેપ સરખું થાય છે. (૧૪૫)

## આપત્તિમાંથી બુદ્ધિનો ક્ષય.

न भूतपूर्वं न कदापि वार्ता हेम्नः कुरङ्गो न कदापि दृष्टः ।
तथापि तृष्णा रघुनन्दनस्य विनाशकाले विपरीतबुद्धिः ॥१४६॥

અર્થઃ—સોનાનો હરણ કદી થયલો નથી, કદી સાંભળવામાં પણ આવ્યો નથી, તેમ કદી જોવામાં આવ્યો નથી. છતાં રામચંદ્રજીની બુદ્ધિ સોનાના હરણને પકડવાની થઈ. માટે વિનાશ થવાનો હોય છે, તેવારે બુદ્ધિનો નાશ થાય છે. (૧૪૬)

## વિષનો કીડો વિષમાં.

विप्रास्मिन्नगरे महान्कथयतां तालद्रुमाणां गणः
को दाता रजको ददाति वसनं प्रातर्गृहीत्वा निशि ।
को दक्षः परदारवित्तहरणे सर्वोऽपि दक्षो जनः
कस्माज्जीवसि हे सखे विषकृमिन्यायेन जीवाम्यहम् ॥१४७॥

અર્થઃ—હે વિપ્ર! આ નગરમાં મોટું કોણ છે? જ. તાડના ઝાડોનો સમૂહ મોટો છે. સઃ—અહીં દાતા કોણ છે? જ. ધોબી દાતા છે. કારણ કે સવારમાં કપડાં ધોવા લઈ જાય છે તથા સાંજના પાછાં લાવે છે. કોણ ચતુર છે? જ.—આ સ્થળે પારકી સ્ત્રી તથા ધનનું હરણ કરવામાં સર્વ ચતુર છે. ત્યારે તારાથી અહીં કેમ કરી જીવાય છે? જ.—જેમ ઝેરનો કીડો ઝેરમાં રહેછે, તેમ હું રહું છું. (૧૪૭)

## કેવા મિત્રનો ત્યાગ.

परोक्षे कार्यहन्तारं प्रत्यक्षे प्रियवादिनम् ।
वर्जयेत्तादृशं मित्रं विषकुम्भं पयोमुखम् ॥१४८॥

અર્થઃ—આપણી પાછળ આપણા કાર્યનો નાશ કરનાર હોય, આપણે મોઢે આપણું મીઠું બોલનાર હોય, આવા મિત્રનો, જેમ વિષથી ભરેલ ઘડો હોય, પણ ઉપરથી દૂધ હોય, છતાં તેનો ત્યાગ કરવામાં આવે છે તેમ ત્યાગ કરવો. (૧૪૮)

## પંડિત, વનિતા તથા લતાની ગતિ.

**अनर्घमपि माणिक्यं हेमाश्रयमपेक्षते ।**
**विनाश्रयं न शोभन्ते पण्डिता वनिता लता ॥१४९॥**

અર્થ:—મણિ મહા મૂલ્યવાન્ છે, પણ જો તેને સુવર્ણમાં જડેલું હોય તો જ સારૂં લાગે છે. તે જ પ્રમાણે આશ્રયથી રહિત પંડિત, વનિતા તેમજ લતા શોભતી નથી. (૧૪૯)

## સ્ત્રીની બુદ્ધિ પગની નીચે.

**आत्मबुद्धिः सुखायैव गुरुबुद्धिर्विशेषतः ।**
**परबुद्धिर्विनाशाय स्त्रीबुद्धिः प्रलयान्तिका ॥१५०॥**

અર્થ:—પોતાની બુદ્ધિ પ્રમાણે ચાલવું તે સુખવાળું છે, ગુરુની બુદ્ધિ પ્રમાણે ચાલવું તે વધારે સારૂં છે. પારકી બુદ્ધિ પ્રમાણે ચાલવું તે વિનાશને માટે છે તથા સ્ત્રીની બુદ્ધિ પ્રમાણે ચાલવું તે તો કેવળ નાશને જ કરનાર છે. (૧૫૦)

## મોક્ષનો માર્ગ શું?

લાખો પુસ્તકો વાંચ્યાં કે ચારે વેદ, અરાઢ પુરાણ જાણ્યાં; તેથી પંડિતપણું કે મોક્ષમાટે જ્ઞાન મળતું નથી; પણ કહેવત છે કે,—

દુહો.

લીખના પઢના ચાતુરી, એ સબ બાતા સહેલ;
કામ દહન મન વસ કરન, ગગન ચઢન મુશ્કેલ.

---

અર્થાત્ માન, અપમાન, સુખ, દુઃખ, ટાઢું ઊનું, મિત્ર કે શત્રુ સૌ ઉપરાંત, કંચન, કામિનીને પથ્થર બરોબર સમજી સૌપર સમાન ભાવથી વર્તી અનુભવ લે અને આપે, તે જ

મોક્ષનું દ્વાર ખોલવા શક્તિમાન્ છે. બાકી તો વિદ્વત્તા અને અનુભવને બહુ છેટું છે. (૧૫૧)

**अकृत्वा परसन्तापमगत्वाखलमंदिरम् ।**
**अनुत्सृज्यसतां वर्त्म यत्स्वल्पमपि तद् बहु ॥१५२॥**

અર્થ:-કોઇને પણ કષ્ટ આપ્યા વગર, (દુષ્ટ) ખળોને ઘેર ગયા વગર અને સન્માર્ગનો ત્યાગ કર્યા વગર જે કંઇ (પ્રારબ્ધ)થી સ્વલ્પ મળે તેમાંજ સંતુષ્ટ રહેનાર પરમ યોગી સાચી વૃત્તિવાળો જાણવો. (૧૫૨)

( સુચનાને પ્રભુનો વાસ )

વાંચકવર્ગો પ્રભુને પાસે જાણો.

વ્યવહાર અને પરમાર્થના પ્રત્યેક કાર્યોમાં કર્તા અને ભોક્તાના અભિમાનથી રહિતપણે વર્તવા, યત્નશીલ થજો. પ્રાયશ: પરાર્થ પ્રવૃત્તિમાંજ જીવન ગાળજો. સંપત્તિ અને વિપત્તિમાં અંતઃકરણની શમ સ્થિતિ રાખી રહેવાને આગ્રહી થજો. કોઇની સત્તાથી દબાઇ જશો નહિ અને સ્વસત્તાના મદમાં કોઇને દબાવશો નહિ. સર્વની સાથે સાચા પ્રેમ ભાવથી વર્તવાનો નિશ્ચય રાખજો. પ્રેમથી જ સૌ વશ થશે.(૧૫૩)

## શરૂથી આજલગણ શાસ્ત્ર શું કહે છે?

**देहभावेन दासोस्मि जीवेभावेन अंशवतः**
**आत्मभावे त्वमेवाहं यः पश्यति स पश्यति ॥**

આ પ્રમાણે (પરોપકાર માટે) દેહભાવે દાસવત્ વર્તજો, જીવ ભાવવડે અંશવત્ વર્તન કરજો અને આત્મભાવે તો હું તથા તમે એક છો, એમ જોજો.

શાંતિ, શાંતિ, શાંતિ.

(અસ્તુ)

# પ્રકરણ ૨ જું.

## પ્રારબ્ધ પુરૂષાર્થનો સાચો ભેદ.

### शार्दूलविक्रीडित वृत्त.

नेता यस्य बृहस्पतिः प्रहरणं वज्रं सुराः सैनिकाः
स्वर्गो दुर्गमनुग्रहः किल हरेरैरावतो वारणः।
इत्यैश्वर्यबलान्वितोऽपि बलभिद्भग्नः परैः संगरे
तद्व्यक्तं वरदैवमेव शरणं धिग्धिग्वृथा पौरुषम॥

અર્થઃ—જેના મુખ્ય કારભારી બૃહસ્પતિ છે, જેને શસ્ત્ર વજ્ર છે, સૈનિકો દેવતા છે, સ્વર્ગ જેવો કિલ્લો છે, જેની ઉપર વિષ્ણુ ભગવાનનો અનુગ્રહ છે, અને જેને ઐરાવત હાથી છે; એવી રીતે ઐશ્વય અને બળવાળા ઇંદ્રને પણ યુદ્ધમાં શત્રુએ જિતી લીધો, તો પ્રારબ્ધ જ રક્ષણ કરનાર છે, એ નિશ્ચય છે. (માટે હે વાંચક!) પ્રારબ્ધ વગરના પુરૂષાર્થને ધિક્કાર છે. નસીબ ન હોય તો માણસનો ઉદ્યોગ નિષ્ફળ થાય છે. (ભર્તૃહરિકૃત).

શિષ્યઃ—પ્રારબ્ધનો અર્થ શું, તે કહેશો ?

ગુરુઃ—પ્રારબ્ધ એમાં પ્ર તથા આ બે ઉપસર્ગો છે તથા રભ ધાતુ છે, જેનું ભૂત કૃદંત રબ્ધ થાય છે. પ્રારબ્ધનો અર્થ એ છે કે, પૂર્વ જન્મમાં જે કંઇ કર્મ કર્યાં હોય, તેને લીધે આ જન્મમાં સુખ યા દુઃખનો જે ભોગવટો તે. સંચિત, આગામી તથા પ્રારબ્ધના ભેદવડે કર્મ ત્રણ પ્રકારનું છે. વળી આ ત્રણ પ્રકારનું કર્મ વિહિત તથા નિષિદ્ધના ભેદવડે બે પ્રકારનું છે. શ્રુતિ, સ્મૃતિ તથા શાસ્ત્રે જે કર્મ કરવાનું વિધાન કર્યું છે, તે કર્મ વિહિત કહેવાય છે. જેમકે સંધ્યાવંદન તથા અગ્નિ-

હોત્ર આદિ કર્મ છે. વળી શ્રુતિ તથા સ્મૃતિરૂપ શાસ્ત્રે જે કર્મ કરવાનો નિષેધ કર્યો છે, તે કર્મ નિષિદ્ધ કહેવાય છે. જેમકે બ્રહ્મહત્યા તથા સુરાપાન આદિ કર્મ છે. વિહિત કર્મવડે પુરૂષમાં ધર્મ ઉત્પન્ન થાય છે તથા નિષિદ્ધ કર્મથી અધર્મ ઉત્પન્ન થાય છે. આ ધર્મ તથા અધર્મને શાસ્ત્રમાં અદૃષ્ટ અથવા તો અપૂર્વ એવા નામવડે કહેલ છે. આમાં ધર્મરૂપ અદૃષ્ટ પુરૂષને સુખરૂપ ફળની પ્રાપ્તિ કરે છે તથા અધર્મરૂપ અદૃષ્ટ પુરૂષને દુઃખરૂપ ફળની પ્રાપ્તિ કરે છે.

શિષ્યઃ—આપે તો અદૃષ્ટનું વર્ણન કર્યું, પણ તેનો પ્રારબ્ધ સાથે શો સંબંધ છે, તે જણાવશો ?

ગુરૂઃ—જે કર્મ પોતાનું સુખ યા દુઃખરૂપ ફળ નહિ આપી, આ આ જન્મમાં કેવળ અદૃષ્ટરૂપે રહે છે, તે કર્મ સંચિત કહેવાય છે. જે કાંઇ નવાં કર્મ કરવામાં આવે છે, તે ક્રિયમાણ કર્મ કહેવાય છે તથા જે કંઇ કર્મ આ દેહથી થવાનાં છે, તથા હું આ કર્મ કરીશ, આવી ઇચ્છાથી જે કર્મ કરેલાનું ફળ ભોગવવામાં આવશે, તે આગામી કહેવાય છે. હે શિષ્ય ! આ પ્રમાણે ત્રણ પ્રકારનાં પ્રારબ્ધ કર્મ થાયછે. આ કર્મો શાસ્ત્રમાં પ્રતિપાદન કરેલાં છે.

શિષ્યઃ—આલસ્યરૂપી રોગને નાશ કરવા ઔષધરૂપ આપનો ઉપદેશ સાંભળી મારૂં મન શાંત થયું છે. પણ જે મનુષ્ય ઇષ્ટાનિષ્ટને જાણી અનેક કાર્યમાં પ્રવૃત્તિ કરે છે, તે પ્રવૃત્તિ શું પોતાને સ્વાધીન છે? કે અદૃષ્ટાધીન છે? અથવા ઇશ્વરાધીન છે?

ગુરૂઃ—આ કર્મની પ્રવૃત્તિવાળો મનુષ્ય જીવરૂપે કરી આધીન છે. કારણકે અજ્ઞાનથી કર્મનો કર્તા તથા ફલનો ભોક્તા છે, તથા કર્મોની પ્રવૃત્તિમાં આ જીવ સર્વદા સ્વતંત્ર છે. પણ કર્મનું ફલ ભોગવવામાં પરતંત્ર છે. અર્થાત્ ઇશ્વરને આધીન

છે. જીવ સ્વાધીન કર્મોને કરી ઇશ્વરીય નિત્યેચ્છાને અનુસાર ઉચિત ફળનો ભોગ કરતો જન્માદિ કર્મોની અંદર ભ્રમણ કરે છે. માટે જીવ ફળ ભોગવવામાં પરાધીન છે.

શિષ્યઃ—આપના કહેવા પ્રમાણે આ જીવ અનાદિ કાળથી કર્મનો કર્તા તથા ફળનો ભોકતા છે, એ પ્રસિદ્ધ થાય છે. પણ વર્તમાન કર્મનો ફળનો ઉપયોગ કરવામાં તેનો પુરૂષાર્થ વ્યર્થ છે. કારણ કે પૂર્વે કરેલાં કર્મનું ફળદાન તો ઇશ્વરાધીન છે. માટે વર્તમાન કાળમાં જે કંઇ પ્રવૃત્તિ થાય છે, તે પૂર્વ પ્રારબ્ધાધીન છે. તેમાં પુરૂષનો કંઈ પુરૂષાર્થ નથી.

ગુરૂઃ—આ જીવાત્મા અનાદિ કાલથી શુભાશભ કર્મ કરવાવાળો છે તથા સુખદુઃખરૂપી ફળનો ભોગવવાવાળો છે. પણ જે સમયે આ જીવાત્મા શુભ તથા અશુભ કર્મ કરે છે, તે સમયે કર્મરૂપી બીજથી તેની વાસના તથા અદૃષ્ટ, આ બે નવાંકુર ઉત્પન્ન થાય છે. અર્થાત્ શુભ કર્મ કરવાથી શુભ વાસના તથા શુભ અદષ્ટ ઉત્પન્ન થાય છે તથા અશુભ કર્મથી અશુભ વાસના તથા અશુભ અદષ્ટ ઉત્પન્ન થાય છે. એવી જ રીતે તે શુભાશુભ કર્મનું ફળ તો ઇશ્વરાધીન છે. માટે જીવ ફળ ભોગવવામાં પરાધીન છે અને ફળ ભોગવવામાં જીવનો પુરૂષાર્થ કંઇ પણ કામમાં આવતો નથી.

શિષ્ય—જીવનો પુરૂષાર્થ વ્યર્થ નથી. જેમ શુભ કર્મની વૃદ્ધિને માટે સત્પુરૂષેનો સંગ છે તથા અશુભ કર્મની વૃદ્ધિને માટે કુસંગી પુરૂષોનો સંગ છે. માટે તે જીવને જ્યારે અશુભ કર્મનો નાશ કરવો હોય ત્યારે સત્સંગ કરે છે અને જ્યારે અશુભ કર્મની વૃદ્ધિ કરવી હોય ત્યારે કુસંગ પ્રાપ્ત કરે છે. ત્યારે કર્મનું ફળ ઇશ્વરાધીન છે, તેમ માનવું યોગ્ય નથી.

ગુરુઃ—આ પ્રમાણે માનવાથી ઇશ્વરના ફળદાતાપણાને વાંધો આવશે. માટે આ પ્રમાણે સ્વીકારવું યોગ્ય નથી. કારણ કે સત્પુરૂષનો મેલાપરૂપી ફળદાતા પણ ઇશ્વર છે. કેમકે શુભ કર્મના ફળથી જ સત્પુરૂષોનો મેલાપ થાય છે; તથા અશુકર્મરૂપ ફલદ્વારા કુસંગી પુરૂષોનો સંયોગ થાય છે. માટે તે જીવનો પ્રયત્ન કંઇ પણ ઇશ્વર કરતાં આગળ પડી શકતો નથી. જેમકે મનુષ્યને સર્પડંશ થાય છે ત્યારે તે પોતાના પ્રયત્નથી જીવતો નથી. પણ પોતાના કર્મરૂપ ફળથી તે જીવે છે. માટે મનુષ્યનો પ્રયત્ન કંઇ કામમાં આવતો નથી. એટલા માટે ફળદાતા ઇશ્વર તથા પ્રારબ્ધ કર્મ પ્રાધાન્ય છે, આમ માનવું યોગ્ય છે. સ્મૃતિમાં કહ્યું છે કે;—

मतिरुत्पद्यते तादृग्व्यवसायश्च तादृशः ।
सहायस्तादृशो लोके यादृशी भवितव्यता ॥

અર્થ:—પુરૂષનું જેવું પ્રારબ્ધ હોય છે, તેને અનુસાર તેની બુદ્ધિ વિશ્વાસ તથા સહકારી પણ તેવાંજ મળે છે. માટે પ્રારબ્ધાધીન સર્વ વસ્તુ રહી છે. આ પ્રમાણે માનવું યોગ્ય છે. તેમ બીજે ઠેકાણે પણ કહ્યું છે કે;—

सुखस्य दुःखस्य न कोऽपि दाता परो ददातीति कुबुद्धिरेषा ।
अहं करोमीति वृथाऽभिमानः स्वकर्मसूत्रग्रथितो हि लोकः ॥

આ જીવાત્માને સુખ અથવા દુઃખ આપવાવાળું બીજું કોઈ નથી. અમુકે મને કલેશ આપ્યો, આમ જે માનવું તે મૂર્ખતા છે. વળી આ કામ મેં કર્યું, આ રીતનું અભિમાન જૂઠું છે. પોતાના કર્મરૂપી રજ્જુવડે બંધાયલા સર્વ જીવોને સર્વ વ્યવહાર એની મેળે જ થાય છે.

શિષ્ય:—મેં એમ સાંભળ્યું છે કે, મનુષ્ય કર્મ કરવામાં પરવશ છે, તે વાત શું ખરી છે?

ગુરૂઃ—હા, જે કાંઇ કર્મ કરવામાં આવે છે, તેને પૂર્વના પ્રારબ્ધની અસર હોય છે. આજ બાબતને અનુસરી ભગવદ્ગીતામાં કહ્યું છે કે;—

न हि कश्चित् क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥

અર્થઃ—કોઇ પણ મનુષ્ય એક ક્ષણમાત્ર પણ ક્રિયાશૂન્ય થઇ બેસી રહેતો નથી. પ્રકૃતિવડે ઉત્પન્ન થનારા સત્વાદિ ગુણો પુરૂષને સ્વાધીન કરી કર્મોને વિશે જોડે છે. આમ કહેવાથી એમ સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે કે, પુરૂષને પ્રયત્નની જરા પણ અપેક્ષા હોતી નથી. પ્રારબ્ધને અનુસાર પ્રકૃતિગુણો પોતે પ્રેરણા કરી પુરૂષપાસે કર્મ કરાવે છે. વળી આ જ બાબત સ્પષ્ટ રીતે શ્રી કૃષ્ણે અર્જુનને નીચે પ્રમાણે કહી છે. જેમકે;—

स्वभावजेन कौन्तेय निबद्धः स्वेन कर्मणा ।
कर्तुं नेच्छसि यन्मोहात्करिष्यस्यवशोऽपि तत् ॥

અર્થઃ—હે અર્જુન ! સ્વભાવથી ઉત્પન્ન થયલા કર્મમાં તું બંધાયલો છે. આથી જે કર્મ કરવાની તું ઇચ્છા કરતો નથી, તે કર્મ પણ તું કર્મના વેગને વશ થઇ અવશ્ય કરશે. આનો ભાવ એ છે કે, હે અર્જુન ! પૂર્વે કરેલા કર્મનો વેગ વર્તમાન ઉદ્યોગવડે દૂર થઈ શકતો નથી. પ્રવૃત્તિ તેમ જ નિવૃત્તિ પૂર્વ કર્મને અનુસાર હોય છે.

શિષ્યઃ—આપણે અમુક વસ્તુની પ્રાપ્તિ ન થાય તો તે માટે શોક કરવો કે નહિ ?

ગુરૂઃ—સર્વ વસ્તુની પ્રાપ્તિ પ્રારબ્ધાધીન છે. માટે શોક કરવો જોઇએ નહિ. છતાં જે કાંઈ શોક આદિ થાય છે,

તે માયાને લીધે છે. આજ બાબત નીચલા શ્લોકમાં દર્શાવી છે. જેમકે;–

प्राप्तव्यमर्थं लभते मनुष्यो देवोऽपि तं लंघयितुं न शक्तः ।
तस्मान्न शोचामि न विस्मयो मे यदस्मदीयं न हि तत्परेषाम्॥

અર્થ:–જે પદાર્થ મનુષ્યના પ્રારબ્ધમાં હોય છે, તે મનુષ્યને અવશ્ય પ્રાપ્ત થશે. તેમાં કોઇ દેવાદિ પણ અટકાવ કરી શકતું નથી. કારણ કે મને દઢ નિશ્ચય છે કે, જે મારા ભાગ્યમાં લખ્યું છે, તે કદાપિ બીજાનું થઇ શકવાનું નથી.

શિષ્ય:–આપણા સુખ દુ:ખાદિમાં આપણા માબાપ આદિ કોઇ સહાય કરી શકે કે નહિ ?

ગુરૂ:–માતાપિતાદિ કોઇપણ આપણા સુખદુ:ખાદિમાં સહાયક થતું નથી. આજ હેતુથી કહ્યું છે કે;–

दैवे विमुखतां याते न कोप्यस्ति सहायवान् ।
पिता माता तथा भार्या भ्राता वाऽथ सहोदरः ॥

અર્થ:–માતા, પિતા, સ્ત્રી તથા ભાઈ, જો આપણે દૈવ વિપરીત હોય તો કોઇ પણ કશી સહાય કરી શકતા નથી.

શિષ્ય:–આપણને એક સ્થળે કાંઇ પૈસો ટકો નહિ મળે, તો બીજે સ્થળે જોવાથી આપણને શું વધારે મળી શકે ખરો?

ગુરૂ:–જરા પણ ગમે ત્યાં જાઓ, છતાં ફેરફાર થઇ શકતો નથી. આ જ હેતુને લઇ નીચલા શ્લોકમાં કહ્યું છે કે;–

यद्धात्रा निजभालपट्टलिखितं स्तोकं महद्वा धनं ।
तत्प्राप्नोति मरुस्थलेऽपि नितरां मेरौ ततो नाधिकम् ॥

तद्धीरो भव वित्तवत्सु कृपणां वृत्तिं वृथा मा कृथाः ।
कूपे पश्य पयोनिधावपि घटो गृह्णाति तुल्यं जलम् ॥

અર્થ:-વિધાતાએ મનુષ્યના મસ્તકપર થોડું અથવા ઘણું જે કાંઈ ધન લખેલ હોય છે, તે મનુષ્યને મેરૂ ભૂમિમાં અથવા તો સુમેરૂપર જાઓ, ત્યાં પણ એટલુંજ મળશે. માટે હે પુરૂષ! તું ધૈર્યને ધારણ કર. તું ધનાઢય મનુષ્યની સામે તારું કંગાળપણું બતાવ નહિ. જુવો કે ઘડાને કુવામાં જળ ભરવા નાંખો, અથવા મહાસાગરમાં નાંખો, છતાં ઘડામાં જેટલું માવાનું હશે, તેટલુંજ જળ માશે. પણ વધારે માશે નહિ.

વળી હે શિષ્ય! પુરૂષાથને હજારવાર ધિક્કાર છે. આના સંબંધી નીચલો શ્લોક કહ્યો છે, તે તું ધ્યાનપૂર્વક સાંભળ.

**नेता यस्य बृहस्पतिः प्रहरणं वज्रं सुराः सैनिकाः ।**
**स्वर्गो दुर्गमनुग्रहः किल हरेरैरावतो वारणः ॥**
**इत्याश्चर्यबलान्वितोऽपि बलिभिर्भग्नः परैः संगरे ।**
**तद्युक्तं वरमेव दैवशरणं धिग्धिग्वृथा पौरुषम् ॥**

અર્થ:-જે ઇન્દ્રના નેતારૂપે બૃહસ્પતિ છે, જેનું શસ્ત્ર વજ્ર છે, જેની સેના દેવો છે, જેનો કિલ્લો સ્વર્ગ છે, જેનાપર હરિની કૃપા છે તથા જેનો હાથી ઐરાવત છે, ઇત્યાદિ અનેક પ્રકારના બળવાળા ઇન્દ્રનો પણ શત્રુઓએ પરાજય કર્યો છે, માટે સર્વ પ્રકારની આશાનો ત્યાગ કરી કેવળ દૈવના શરણમાં જ સુખ છે. વૃથા એવા પુરૂષાર્થને અનેક પ્રકારે ધિક્કાર છે.

શિષ્ય:-પુરૂષાર્થ કર્યા વિના ફળની સિદ્ધિ થતી નથી. આના સંબંધમાં જુવો કે નીચે પ્રમાણે કહ્યું છે:—

**उद्यमेन हि सिध्यन्ति कार्याणि न मनोरथैः ।**
**न हि सुप्तस्य सिंहस्य प्रविशन्ति मुखे मृगाः ॥**

અર્થ:-કાર્યની સિદ્ધિ ઉદ્યમ કરવાથી થાય છે. કેવળ મનમાં ધારવાથી કાર્યની સિદ્ધિ થતી નથી. જેમકે સૂતેલા

સિંહના મુખમાં મૃગ પોતે આવી પડતું નથી. પણ યત્ન કરે છે તો જ સિંહ મૃગને મારી શકે છે.

ગુરુઃ—ભાઈ, આ તારા માનવામાં ભૂલ છે. જો કાર્ય કરવામાં આવે છે, છતાં જો દૈવ સાનુકૂળ હોય તો જ કાર્યની સિદ્ધિ થાય છે. આના જ સંબંધી નીચે પ્રમાણે કહ્યું છેઃ—

**किं करोति नरः प्राज्ञः शूरो वाप्यथ पंडितः ।**
**दैवं यस्य च्छलान्वेषि करोति विफलाः क्रियाः ॥**

અર્થઃ—જો કે મનુષ્ય સારી બુદ્ધિવાળો, પંડિત અથવા શૂર હોય, છતાં છળ તથા ચાતુરીવડે જે ક્રિયા તે કરે છે, તેને દૈવ નિષ્ફળ કરી દે છે. પણ તેમાં તેનું કશું ચાલતું નથી.

શિષ્યઃ—આપ કહો છો ખરા. પણ એક ઠેકાણે કહ્યું છે કે;—

**काकतालीयवत्प्राप्तं दृष्टापि निधिमग्रतः ॥**
**न स्वयं दैवमादत्ते पुरुषार्थमपेक्षते ॥**

અર્થઃ—અકસ્માત્ પ્રાપ્ત થયેલું ધન જો કે સામે પડયું હોય, છતાં પ્રારબ્ધ તે ધનને ઉઠાવી શકતું નથી. પણ જો પુરૂષ યત્ન કરે છે તોજ તે ધનને ઉઠાવી શકે છે.

ગુરૂઃ—આમાં તારી ભૂલ છે. મનુષ્યને પુરૂષાર્થ વાસ્તે બુદ્ધિમાં પ્રેરણા કરનાર પૂર્વ જન્મના સંસ્કાર અથવા પ્રારબ્ધ છે. યત્ન કરવો એ કેવળ નિમિત્તરૂપે છે. પણ એ નિમિત્તને દોરવનાર પ્રારબ્ધ જ છે. આથીજ શાસ્ત્રમાં કહ્યું છે કે;—

**मतिरुत्पद्यते तादृग्व्यवसायश्च तादृशः ।**
**सहायस्तादृशो लोके यादृशी भवितव्यता ॥**

અર્થઃ—જેવી રીતનું પુરૂષનું પ્રારબ્ધ હોય છે તેને અનુકૂલ જ બુદ્ધિ, વ્યવસાય તથા મદદ કરનાર તેને મળી આવે છે.

આના સંબંધમાં નળરાજાનું દૃષ્ટાંત હું કહું, તે હે શિષ્ય! તું સાંભળ. સત્યયુગમાં પરમધાર્મિક વીરસેન રાજાને બળ તથા વીર્યવાળો નળ નામે પુત્ર હતો. આ નળ રાજાએ પોતાની બાલ્યાવસ્થામાંજ વિવિધ શસ્ત્ર તથા શાસ્ત્ર આદિમાં પૂર્ણ કુશળતા મેળવી. તેણે પોતાના બાહુબળથી પૃથ્વીપર અખંડ રાજ્ય જમાવ્યું. ત્યારબાદ અનેક રીતનાં શુભ આચરણવડે પોતાનું આયુષ્ય નિર્ગમન કરતો એક દિવસ તે પોતાના ઉપવનમાં ગયો. ત્યાં નિર્મળ જળાશયના કીનારાપર સુંદર, સુવર્ણ સરખી કાયાવાળું, સુંદર સ્વસ્વરૂપવાળું તથા મનોહર એક હંસ પક્ષી જોયું. રાજાએ જોયું કે, આ પક્ષી અત્યંત સુંદર છે. તેથી તેને પકડી પોતાના એક સેવકને સ્વાધીન કર્યું. આ સમયે હંસ પુરૂષભાષામાં બોલ્યું; હે રાજન્! આપને ધન તથા ધાન્યની જરા કાંઇ ન્યૂનતા નથી. મને પકડવાથી આપને શું લાભ છે? આપ તો મહારાજા છો. ચરાચર પુરૂષ તથા પક્ષી આદિ આપને સઘળાં વશવર્તી છે. જો આપ મને છોડી દેશો તો હું આપને એક અપૂર્વ પદાર્થ અપાવીશ. રાજાએ પૂછ્યું કે, તું એવી કઇ વસ્તુ મને અપાવવાનો છે? હંસે કહ્યું કે, વિદર્ભ નામના દેશમાં એક કુંડીકટક નામનું ગામ છે. ત્યાં ભીમ નામના રાજાને એક પુત્રી છે. આ કુમારી હાલના સમયમાં ચૌદ વર્ષની ઉમરની છે. તેના સરખી સ્વરૂપવાન્ કોઈ પણ કુમારી નથી. જો આપ મને છોડી દો તો આપને તે મળે તેને માટે હું પ્રયત્ન કરૂં. આ રીતની પ્રતિજ્ઞાપૂર્વક હંસની વાણી સાંભળી મહારાજાએ તે હંસ પક્ષીને છોડી મૂકવાની માણસોને આજ્ઞા આપી. હંસ પણ છૂટી જઇ પોતાની પ્રતિજ્ઞાને પાળવા માટે પોતાની સાથનાં બીજાં હંસો સાથે દમયંતીના દેશ પ્રતિ ગયો. ત્યાં એક એવી વાડીમાં ગયો કે, જેમાં દમયંતી પોતાની બેનપણીઓ સાથે દરરોજ સાંજના આવતી હતી. આ દમયંતી આ પક્ષીઓના ટોળાને જોઇ આનંદસાગરમાં ડૂબી ગઈ. આ પક્ષીમાંથી એકને પ્રયત્નવડે પકડી લઈ અનેક પ્રકારે તેનાપર

પ્રેમ કરવા લાગી. આ વાડીમાંથી જ્યારે દમયંતીની બીજી સખીઓ જતી રહી તથા દમયંતી એકલી રહી ત્યારે હંસે દમયંતીને કહ્યું કે, હે રાજકુમારી! હું તને એક શિખામણ આપું છું, તે તારે ભૂલી જવી નહિ. તું નિશ્ચય કરી માન કે, આ સંસારમાં સ્ત્રીને પોતાના પ્રિયપતિનું શરણ નહિ હોવું, તેના સરખું બીજું કોઇ મરણ નથી. માટે તારા લાવણ્ય સ્વરૂપ તથા તારા ગુણ અને સ્વભાવને યોગ્ય હું એક અનુપમ રાજાનું તને સ્મરણ કરાવું છું કે, તું તારા સ્વયંવર વખતે સર્વ રાજકુમારોને જોયા વિના મહારાજા નળને તારો પોતાનો સ્વામી કરવો. હું પૃથ્વી પરના સઘળા રાજા મહારાજાઓને તેમજ રાજકુમારોને જાણું છું. પણ હાલના સમયમાં શસ્ત્ર તથા શાસ્ત્રમાં કુશળ, તથા સૌન્દર્ય યુક્ત જેવો નળરાજા છે, તેવો પૃથ્વીપર અન્ય કોઇ નથી. આજરીતે અનેક પ્રકારે નળની પ્રશંસા કરી દમયંતી એક પળ સૂધી એકાગ્ર મનવાળી થઇ પક્ષીએ કહેલા વિષય સંબંધી વિચાર કરવા લાગી. તેણે પોતે જ મનમાં નિશ્ચય કર્યો કે, રાગ દ્વેષ રહિત તેમજ તદન અસ્વાર્થી પક્ષી પરોપકારથી રહિત વાણી કદાપિ બોલે એમ નથી, એમ જાણી તે પક્ષીને છોડી દીધું. દમયંતી પક્ષીના કહ્યા પ્રમાણે મહારાજા નળના ગુણ, કર્મ તથા સ્વભાવનું એક મનથી સ્મરણ કરવા લાગી. કેટલીકવાર એકાંતમાં બેસી એમ કહેતી કે, હે સર્વાંતર્યામી દેવ! હું મહારાજા નળના મુખચંદ્રની ચકોરીરૂપે થાઉં, એવું મારા કમનસીબ ભાગ્યમાં કેવી રીતે હોય? આ પ્રમાણે કેટલોક કાળ થયા થયા પછી દમયંતીના પિતા ભીમે પોતાની પુત્રીના સ્વયંવરમાં સઘળા રાજકુમારોને તથા ઇન્દ્રાદિ લોકપાળોને બોલાવ્યા. સ્વયંવર પત્રીકાને અનુસાર મહારાજા નળ પણ વિદર્ભ દેશમાં આવ્યા. હવે માર્ગમાં નસીબ યોગે મહારાજા નળને ઇન્દ, વરૂણ, યમ તથા અગ્નિ આ ચાર દિગ્પાલોનો સમાગમ થયો. તે વખતે તેઓએ કહ્યું કે, જો તમો અમારું કાર્ય કરો તો અમે ચાર જણ આપને ચાર પ્રકારની વિદ્યા આપીએ.

નળઃ—તમારૂં શું કાર્ય છે? તથા કેવા કેવા પ્રકારની વિદ્યા તમે મને આપો છો?

ઈન્દ્રઃ—તમે અમારી તરફથી દૂતરૂપે થઇ રાજકુમારી દમયન્તીની પાસે જાઓ, એ પહેલું કાર્ય છે.

નળઃ—ત્યાં ગયા પછી શું કરૂં?

ઇન્દ્રઃ—તેને એવો ઉપદેશ કરો કે, તે સુંદરી અમારા ચારોમાંથી કોઇ એકને પોતાના સ્વયંવરમાં પતિ તરીકે સ્વીકારે.

નળઃ—આ માટે તમો મને કઈ વિદ્યા આપશો?

ઈન્દ્રઃ—હું તને એવી વિદ્યા આપીશ કે, જેથી તું સઘળાને જોઇ શકશે, પણ તને કોઇ જોઈ શકશે નહિ.

વરૂણઃ—મારી વિદ્યાવડે જળ સંબંધી તારૂં સઘળું કાર્ય એની મેળે પૂર્ણ થશે.

યમઃ—મારી વિદ્યાવડે વાયુવેગે ગમન તથા આગમન આદિરૂપ સઘળું કાર્ય સંકલ્પમાત્રથી જ થશે.

અગ્નિઃ—તેજવાળું સઘળું મારી વિદ્યાવડે તને પ્રાપ્ત થશે.

નળઃ—હું તમારા કહ્યા પ્રમાણે કરૂં તો ખરો; પણ દમયંતી મારા વિના બીજા કોઇને પતિ તરીકે સ્વીકારે તેમ નથી.

ઇન્દ્રઃ—ગમે તેમ થાય, તોપણ સરળ ભાવવડે તું અમારી તરફથી ઉપદેશ કર.

નળઃ—ઠીક, તેમ કરીશ. પણ તમો મને વિદ્યાદાન આપો. રાજા નળની પ્રાર્થનાથી ચારે દેવોએ ચાર મંત્રો આપ્યા. ત્યાર બાદ નળ રાજા રાજકુમારી પાસે ગયો, પણ દમયંતી તથા તેની સખી વિના બીજું કોઇ તેને જોઇ શકયું નહિ. આ

સમયે નળના મુખ સમાન ચન્દ્રને જોઈ દમયન્તી ચકોરીના જેવા પ્રેમભાવથી પૂછવા લાગી કે, આપ કોણ છો?

નળેઃ–હું મહારાજ વીરસેનનો પુત્ર નળ છું.

દમયન્તીઃ–ચારે બાજુએ જ્યારે પહેરો છે, તો આપ આ ભવનમાં કેવી રીતે પ્રવેશ કરી શક્યા?

નળઃ–દેવની કૃપાવડે હું પ્રવેશ કરી શક્યો.

દમયન્તીઃ–તે દેવ કયા?

નળઃ–ઇન્દ્ર, અગ્નિ, વરૂણ તથા યમ, આ ચાર દેવની કૃપાવડે.

દમયન્તીઃ–તેઓએ તમને શા માટે મોકલ્યા?

નળઃ–તેઓનું મન એમ છે કે, દમયન્તી અમારા ચારમાંથી કોઇએકનો પતિતરીકે સ્વીકાર કરે.

દમયન્તી—હું તો હંસ પક્ષીના ઉપદેશવડે આપનો જ પતિ તરીકે સ્વીકાર કરી ચૂકી છું.

નળઃ–દેવોની આગળ હું શી ગણુતરીમાં?

દમયન્તીઃ–મારી પ્રતિજ્ઞા છે કે, જો તમે મારે પત્ની તરીકે સ્વીકાર કરશો તો ઠીક. નહિ તો હું વિષ આદિનું ભક્ષણ કરી મારો પ્રાણત્યાગ કરીશ.

નળઃ–તેમ કરશો તો દેવતાઓ તમને વિઘ્ન કરશે તથા તમારે દુઃખ સહેવું પડશે.

દમયન્તીઃ–તમે દેવોની સાથે એકઠા થઈ સ્વયંવરમાં આવો તથા હું તેઓને પ્રાર્થના કરીશ.

નળઃ—જેવી આપની ઇચ્છા. ઈત્યાદિ દિક્પાલોની તરફથી રાજા નળે દમયંતીને અનેક પ્રકારે બોધ કર્યો, પણ દમયંતીએ તે માન્યો નહિ તથા છેવટમાં કહ્યું કે, આ જન્મ તો હું મહારાજા નળની સેવામાં અર્પણ કરી ચૂકી છું. બીજા જન્મમાં દેવ જેમ કરશે તેમ ખરૂં. આ પ્રમાણે દમયંતીનો આશય લઈ રાજા નળ પાછો દેવતા પાસે આવ્યો તથા દમયંતીનું સર્વ વૃત્તાંત નિવેદન કર્યું. દેવતાઓ રાજાનો સરળ સ્વભાવ જોઇ અત્યંત પ્રસન્ન થયા તથા અનેક ભાવવડે રાજા નળને ધન્યવાદ આપવા લાગ્યા. ત્યારબાદ સઘળાઓ સ્વયંવરમાં ગયા. ઇન્દ્રાદિ દેવોએ પણ રાજા નળનું રૂપ ધારણ કર્યું હતું. સમય પ્રમાણે સભામંડપમાં રહેલા રાજકુમારોને જોવા માટે દમયંતી ત્યાં આવી તથા ત્યાં તેણે એક જ સ્વરૂપવાળા પાંચ પુરૂષોને જોયા તથા તેઓને જોઇ રાજકુમારી આશ્ચર્ય પામી મનમાં શોક કરવા લાગી તથા નિશ્ચય કર્યો કે, આ દેવતાઓનું છળ છે તથા શાસ્ત્રનું સ્મરણ કરી તેણે વિચાર્યું કે, મનુષ્ય કરતાં દેવોમાં ચાર ચિહ્નો વધારે છે. (૧) દેવતાઓના શરીરપર જે ચંદન લાગેલું હોય તે સુકાતું નથી. (૨) તેમના ગળામાં જે પુષ્પની માળા હોય, તે કરમાતી નથી. (૩) તેમનાં ચરણો ભૂમિપર સ્પર્શ કરી શકતાં નથી તથા(૪)તેમનાં નેત્રને વિષે પલકારો હોતો નથી. આ પ્રમાણેનાં ચાર ચિહ્નયુકત આ ચાર દેવો છે, એમ જાણી રાજકુમારી બોલી; હે દેવો ! આપ લોકોએ મારા ઉપર મોટી કૃપા કરી કે, મને દાસીને દર્શન આપ્યું તથા કૃતાર્થ કરી. હું અવશ્ય આપ લોકોના દાસભાવને સ્વીકાર કરૂં છું. પણ લાચાર છું કે, આ શરીર તો પ્રતિજ્ઞાથી હું રાજા નળને આપી ચૂકી છું. માટે તમો પોતપોતાના રૂપને ધારણ કરી આ સ્વયંવરને સુશોભિત કરો, કે જેથી આ દાસીનો વિભ્રમ દૂર થાય. રાજકુમારીની પ્રાર્થના સાંભળી

દેવતાઓ પ્રસન્ન થયા તથા પોતાના સ્વરૂપને ધારણ કર્યું. રાજકુમારી દમયંતીએ મહારાજ નળના ગળામાં પુષ્પમાળા નાંખી તેનો પતિ તરીકે સ્વીકાર કર્યો. પછી સ્વયંવરમાં બોલાવેલ વિદેશી રાજકુમારોને પોતપોતાના દેશપ્રતિ વિદાય કર્યા. મહારાજા નળને યથાશક્તિ રાજસામગ્રી આપી દમયંતી સહિત સ્વદેશ પ્રતિ પહોંચાડયા. ઇન્દ્ર સ્વર્ગપ્રતિ જવાની તૈયારીમાં હતો, તેવામાં માર્ગમાં દ્વાપર તથા કળિયુગ નામના અભિમાની દેવો મળ્યા.

ઇન્દ્રઃ—આપ ક્યાં જાઓ છો?

કલિઃ—રાજકુમારી દમયંતીના સ્વયંવરમાં.

ઇન્દ્રઃ—દમયંતીનો સ્વયંવર તો થઇ ચૂકયો.

કલિઃ—રાજકુમારીએ કોનો સ્વીકાર કર્યો ?

ઇન્દ્રઃ—તેણે તો રાજા નળનો સ્વીકાર કર્યો.

કલિઃ—શું અમારી તરફ કોઇએ જોયું પણ નહિ ?

ઇન્દ્રઃ—સંકેતપર્યંત સઘળાના તરફ જોયું. ત્યારબાદ વરમાળ નળના ગળામાં આરોપી.

કલિઃ—ભીમ અત્યંત દુષ્ટ છે. એની છોકરી કદી સુખી થશે નહિ. નળ પણ મહા લુચ્ચો છે. તે પણ સુખ પામશે નહિ. આટલી વાત કહી ઇન્દ્ર પોતાના ભવનપ્રતિ ગયો. હવે કલિ તથા દ્વાપર માંહોમાંહે વિચારવા લાગ્યા કે, આપણે હવે શું કરવું ? કળિ બોલ્યો કે, હું રાજાના શરીરમાં પ્રવેશ કરી તેની ચેષ્ટા વિપરીત કરી શકું છું. દ્વાપરે કહ્યું કે, હું

પણ તેમ કરી શકું એમ છું. આ રીતનો વિચાર કરી બેઉ અદૃશ્ય થઈ નળની આગળ પાછળ ફરવા લાગ્યા. મહારાજા નળ પરમ ધર્મને વિશે અનુરાગી હતો. તે પવિત્ર તથા ઉત્સાહી હતો. આથી કેટલોક વખત કળિને તેના શરીરમાં પ્રવેશ કરવાનો સમય મળ્યો નહિ. એક વખત દમયંતીના પ્રેમપ્રવાહમાં નિમગ્ન થવાથી નળને પ્રાતઃકાળે કરવાના વિધિનું સ્મરણ થયું નહિ. આ તક સાધી કળિએ મહારાજાના શરીરમાં પ્રવેશ કર્યો. કળિનો પ્રવેશ થતાંજ મહારાજાના ગુણ તથા કર્મ વિપરીત થઇ ગયા. ગમે તે અધર્મનું કાર્ય નળરાજા નિઃશંક થઇ કરવા લાગ્યો. એક દિવસ પોતાના ભાઈ પુષ્કરને બોલાવી તેની સાથે દ્યૂત રમવા માંડયું. પુષ્કર દ્યુતવિદ્યામાં અત્યંત પ્રવીણ હતો. દમયંતી સિવાય નળરાજ બધું હારી ગયા. નળ પાસે કેવળ એક વસ્ત્ર રહ્યું. પછી પુષ્કરે પોતે રાજ્યનો અધિકાર લીધો તથા નળને માણસો મારફતે આજ્ઞા આપી કે, તમારે ગામમાં રહેવું નહિ. તેમાં પણ એવી શરત કરી કે, બાર વર્ષની અંદર તમારો કોઇ સ્થળે પત્તો મળવો જોઇએ નહિ. ત્યાર પછી ફરી આવી દ્યુત ખેલવું પડશે તથા હાર થઇ તો પાછું વનપ્રતિ જવું પડ . પણ જો બાર વર્ષની અંદર જ તમારો પત્તો મળશે તો બીજા બાર વર્ષ સૂધી તમારે વનમાં રહેવું પડશે. મહારાજા નળે લાચાર થઇ આ આજ્ઞા સ્વીકારી તથા પોતાની પત્નીને સાથે લઇ તે નિર્જન વનમાં ગયો. દારૂણ વનની દશાને જોઇ કોણ પાષાણ હૃદયવાળો મનુષ્ય દ્રવીભૂત ન થાય? સઘળા દેશના લોકો નળ રાજાની આવી સ્થિતિ સાંભળી માછલીની માફક તરફડવા લાગ્યા. મહારાજા નળ, ગામવાસી જનોને, આંખમાં આંસુ લાવી, તેઓ પોતાના નિવાસપ્રતિ જવા માટે આગ્રહ કરવા લાગ્યા. તેઓ કહેવા લાગ્યા કે,

**संग साथ न को धरे, जो भावि प्रतिकूल ।**
**सुख संपतकी बेलीको, करत हे निर्मूल ॥**

અર્થઃ-જ્યારે નસીબ પ્રતિકૂલ થાય છે ત્યારે કોઇ તેની સંગે આવતું નથી. નસીબ ફૂટે છે ત્યારે સુખ સંપતરૂપ વેલીનો એકદમ નાશ થઈ જાય છે.” આ રીતે સંસારના સર્વ સુખને તોડી, રાજ્યવૈભવને છોડી દઇ, બેઉ જણાં ઘોર વનપ્રતિ ચાલી નીકળ્યાં. આ વન એવું ઘોર હતું કે, સિંહ તથા વાઘ વિના ત્યાં કોઇ પણ અન્ય પ્રાણી જોવામાં આવે એમ નહતું. રસ્તામાં જતાં પગમાં જોડા નહિ હોવાને લીધે બેઉ જણાને કાંટા વાગતા હતા. તેઓ બેસી જઇ પગમાંથી કાંટા કાઢી આગળ ચાલતાં હતાં. કુટિલ કળિએ વિચાર કર્યો કે, કોઇ પણ પ્રયત્નથી બેઉ દંપતીનો પરસ્પર વિયોગ થાય, એવો ઉપાય યોજવો. પછી તેણે દ્વાપર સાથે વિચાર કર્યો કે, એવો ઉપાય રચવો કે, જેથી નળ તથા દમયંતી બેઉ એકઠાં રહી શકે નહિ, પણ તે બેઉને વિયોગ પડે. પછી કળિના કહેવાથી દ્વાપર સુવર્ણની પાંખવાળો કબૂતર બન્યો તથા નિર્જન વનમાં નળ તથા દમયંતીની આગળ પાછળ ઉડવા લાગ્યો. નળે વિચાર કર્યો કે, જો આ પક્ષી પકડાઇ જાય તો એનું માંસ ભક્ષણ કરવાના કામમાં આવે. વળી કંઇ એક સુવર્ણ પણ મળી જાય. આવો મનમાં વિચાર લાવી, પોતાનું વસ્ત્ર તેના શરીરપર નાંખ્યું. આ વખતે તે પક્ષી રાજાનું વસ્ત્ર લઈ ઉડી ગયું. રાજા નગ્ન થઇ જંગલમાં ફરવા લાગ્યો. ઝાડની છાલને તે પોતાના શરીરપર લપેટી દિવસે ફરતો હતો. વળી રાતના બેઉ જણ એક જ વસ્ત્ર પહેરી કલેશથી કાળ ગાળતાં હતાં. વર્ષાયુક્ત વાયુની પીડા કોમળ ગાત્રોને અત્યંત થતી હતી. આપણે આ વખતે વિચારવું જોઇએ કે, મહારાજા નળનું ચક્રવર્તી રાજ્યસુખ ક્યાં તથા આ વિપત્તિ ક્યાં! આ

દારુણ દશાને જોઇ, કોઇ પણ મનુષ્યનું હૃદય કંપાયમાન થાય એમ હતું. પ્રથમ તો ચક્રવર્તી રાજ્યનો ત્યાગ, બીજું વનવાસ, ત્રીજું અન્ન તથા વસ્ત્ર વિના હેમંત ઋતુમાં વર્ષાયુક્ત વાયુમાં ભટકવું, ચોથું વૃક્ષની છાયામાં આરામ લેવો, આ રીતનાં સંકટો જ્યારે આવે ત્યારે કોણ સાહસિક પુરુષ પણ પોતાના જીવનની આશા રાખી શકે? આ રીતે કેટલોક સમયપર્યંત દુઃખ ઉઠાવ્યા પછી, નળ એક જગ્યાપર આવ્યો. તેણે પોતાની સ્ત્રીને કહ્યું કે, હે અનવદ્યાંગી! આ માર્ગ તારા પિતાના ગામપ્રતિ જવાનો છે.

દમયંતીઃ—શું આપ આ દાસીને છોડી દેવા ચાહો છો?

નળઃ—નહિ, હું તો આપને સ્વાભાવિક વાત કરૂં છું.

દમયંતીઃ—હે મહારાજ! જો આપની ઇચ્છા હોય તો આપણે બેઉ મારા બાપના ગામમાં જઇએ. ત્યાં આપણને રાજ્ય પણ મળશે.

નળઃ—હે પ્રિયા! વિપત્તિ આવી પડી હોય, તે સમયે સગાં વહાલાંને ઘેર જવું પણ સારૂં નથી. આ રીતની વાત કરવાથી દમયંતી જાણી ગઈ કે, મહારાજ મને છોડી દઇ ચાલી જવા ચાહે છે. દૈવની જેવી ગતિ! એક વખત આખો દિવસ ચાલ્યા પછી રાત્રિના એક શૂન્ય સ્થાન પ્રતિ બેઉ જણ ગયાં. આ સ્થળે આખો દિવસ ચાલ ચાલ કરવાને લીધે દમયંતીને ગાઢ નિંદ્રા આવી ગઇ. અર્ધી રાત્રે રાજાએ અર્ધું વસ્ત્ર પોતાની સાથે લઇ દમયંતીને ત્યાં છોડી જવાનો વિચાર કર્યો. આ સમયે વસ્ત્ર કાપવા માટે કશું ઓજાર તેના જોવામાં આવ્યું નહીં. અકસ્માત્ તેની દૃષ્ટિ એક ખડ્ગપર પડી. રાજાએ ખડ્ગ કાઢી અર્ધું વસ્ત્ર કાપી નાંખ્યું તથા પોતાની સ્ત્રીનો ત્યાગ કરી ત્યાંથી ચાલી નીકળ્યો. કેટલેક દૂર ગયા પછી પાછું તેનું મન પોતાની સ્ત્રી તરફ આકર્ષાયું. ફરી ત્યાં આવ્યો, ફરી પાછો આવ્યો; આમ

વારંવાર કર્યું. ત્યાર બાદ પાષાણની માફક મનને કઠણ કરી દમયંતીને ત્યાં એકલી મૂકી તે ચાલી નીકળ્યો. સવાર પડતાં દમયંતી જ્યારે જાગી ત્યારે પોતાના પતિને પોતાની સમીપ નહિ જોવાથી, તે અત્યંત શોક કરવા લાગી. હે નાથ ! એમ અનેક વચનો બોલી કરૂણાયુકત ભાવવડે પોકાર કરવા લાગી. પણ ત્યાં કોણ હોય, કે જેને કશી પણ દયા આવે ? આમ વનમાં આમ તેમ ફરતાં તે સુંદરીને એક ભયાનક સર્પ ગળી ગયો. દમયંતીને નળના વિરહને લીધે આ દુઃખ કંઈ જણાયું નહિ. સુંદરીના મધુર સ્વરનું રૂદન સાંભળી એક શિકારીએ ત્યાં આવી અજગરને મારી નાંખી, રાજકુમારીનું રક્ષણ કર્યું. તે શિકારી દમયંતીનું મનોહર રૂપ જોઇ પૂછવા લાગ્યો કે, હે સુંદરી ! તું કોણ છે? તું અહીં કેવી રીતે આવી ? દમયંતીએ જોયું કે, આના ચિત્તની ચેષ્ટા વિપરીત છે. તેથી કહ્યું: હે દુષ્ટ વ્યાધ ! જો સત્ય પ્રેમથી મને એક જ પ્રિય પતિનું શરણ હોય તો પરમેશ્વર તારા એકદમ પ્રાણનું હરણ કરો. રાજકુમારીએ આમ કહ્યું કે, તરત જ તે શિકારી જમીનપર એકદમ તૂટી પડયો તથા મરણ પામ્યો. તે અનેક પ્રકારે વિલાપને કરતી જડની માફક સિંહ, વાઘ, વન તથા પર્વતોને પ્રાર્થનાપૂર્વક પોતાના પતિનો વૃત્તાંત પૂછતી હતી. આ વખતે તેણે એક સુંદર ઋષિનો આશ્રમ જોયો. ત્યાં જઇને પણ પોતાની સ્થિતિ કહી, તે અત્યંત રડવા લાગી. ઋષિઓએ તેને સંતોષ આપ્યો તથા કહ્યું કે, હે સુંદરી ! થોડા સમય પર્યંતનું ધીરજ ધર. તું તારા પતિની સાથે નિઃસીમ સુખનો અનુભવ કરશે. આ રીતે અનેક રીતનો ઉપદેશ આપી, ઋષિઓએ તેને આશ્વસન આપ્યું. પણ થોડા વખતમાં જુવે છે તો ત્યાં ઋષિનો આશ્રમ પણ ન મળે. આ રીતની સ્થિતિ જોઇ દમયંતીને ઘણું જ આશ્ચર્ય ઉત્પન્ન થયું. તે નિરાશ થઇ આગળ ચાલવા લાગી તો સંધ્યા વખતે કેટલીક વણજારાની પોઠ

તેણે જોઇ. તે વ્યાકુળ મનવાળી થઇ રડતી રડતી તેની પાસે ગઇ તથા પોતાની વીતક વાર્તા કહી સંભળાવી. દમયંતીએ પૂછ્યું કે, તમે કોણ છો? તેણે કહ્યું કે, અમે ચેદીરાજના માણસ છીએ. દેશદેશાંતરમાંથી અનેક પ્રકારની વ્યાપારની વસ્તુઓ લઈ ચેદીરાજના નગરમાં આપીએ છીએ. દમયંતી પોતાના પતિની શોધ માટે આ વણજારાની સાથે ચાલી. બીજે દિવસે રસ્તામાં એક નિર્મળ નદીને જોઇ તેના કીનારાપર રાતવાસો કર્યો. દમયંતી પણ થોડેક દૂર જઇ ત્યાં જ રાત્રી રહી. એવામાં અર્ધ રાત્રીએ કોઇ એક વાઘ આવ્યો તથા વણજારાના કેટલાક હાથી તથા ઉંટોને લઇ ગયો. તે વ્યાપારીને આથી અત્યંત હાનિ તથા ભય ઉત્પન્ન થયો. ત્યાર બાદ અનેક યુકિતવડે તે વાઘને બીવડાવી નસાડી મૂકયો. પછી સઘળાઓ બેસી શોક કરવા લાગ્યા કે, આ રીતનું નુકશાન થવાનું શું કારણ હશે? અનેક જનો અનેક પ્રકારના તર્કો કરવા લાગ્યા. કોઇ એક મનુષ્યે કહ્યું કે, આ અવશ્ય કોઇ રાક્ષસી, યક્ષિણી અથવા પિશાચણી છે. આ સર્વ તે પાપિનીનું કર્મ છે. કોઇએ સંમતિ આપી કે, આ નીચને જોવાથી અવશ્ય આપણું આવી બનશે. આપણ એના સંગનો ત્યાગ કરવો જોઇએ. આથી વણજારાએ તે સ્ત્રીનો ત્યાગ કર્યો. પછી દમયંતી રડતી રડતી વિલાપ કરવા લાગી કે, હે વિધિ! કયા પાપનું ફળ હું અનાથનીને ભોગવવું પડયું હશે? હે દૈવ! શું મારી દારૂણ દશાનો આ શેષ છે? હે પ્રાણનાથ! આ પાપિની દમયંતી તારાં મુખકમળની દર્શનાશાથી હજી પણ નિરાશ થતી નથી. આ રીતે અનેક કરૂણાયુક્ત શબ્દોવડે રડતી દમયંતીને માર્ગે ચાલતાં કેટલાક ધાર્મિક વેદવેત્તા બ્રાહ્મણો મળ્યા. તેમની સોબતથી તે ચેદીરાજના પુરમાં ગઇ. ત્યાં અર્ધ-વેષ્ટિત સ્ત્રીને જોઈ, ગામનાં બાળકો આ કોઈ ગાંડી હશે, એમ જાણી તેની પાછળ દોડી પથરો મારવા

લાગ્યા. જ્યારે રાજમાતાએ આ રીતની ઘટના જોઇ ત્યારે દાસીદ્વારા તે સ્ત્રીને પાસે બોલાવી તેને આશ્વાસન આપ્યું. રાજમાતાએ પૂછયું ત્યારે દમયંતીએ પોતાનું નામ, કુળ તથા ગોત્ર છૂપાવી, પોતાને જે દુઃખ પડયું તે કહી સંભળાવ્યું. રાજમાતાએ કહ્યું કે, હે સુભગે ! તું મારી છોકરી પાસે અત્યંત આનંદથી રહે તથા જે કાંઇ ઘરમાં કામકાજ હોય તે કરજે. દમયંતીએ કહ્યું, હે રાજમાતા ! ત્રણ કામ છોડી જે કામ મને સોંપશો, તે હું કરીશ. પહેલું એ કે, હું કોઇનું ઉચ્છિષ્ટ ભોજન નહિ કરૂં, બીજું એ કે, હું કોઇના પણ પગ નહિ ચાંપુ તથા ત્રીજું એ કે, હું કોઇ પણ પરપુરૂષની સાથે વાત પણ નહિ કરૂં. રાજમાતાએ ત્રણ બાબતનો સ્વીકાર કર્યો, જેથી દમયંતી ત્યાં રહી.

હવે નળ રાજા પણ વનમાં ફરતો હતો. તેવામાં તેણે જોયું કે, વનમાં દાવાગ્નિ સળગી રહ્યો છે. એક અગ્નિથી પીડાયલા પ્રાણીનો ધ્વનિ રાજાએ સાંભળ્યો. નળે પાસે આવી જોયું તો કર્કોટક નામનો નાગ અગ્નિમાં બળી રહ્યો હતો. સર્પને જોઇ નળરાજાએ તેના રક્ષણનો વિચાર માંડી વાળ્યો. તેવામાં કર્કોટકે કહ્યું કે, મારૂં નામ કર્કોટક નાગ છે. મેં એક વેળા નારદ મુનિની અવજ્ઞા કરી, જેથી મારી આવી સ્થિતિ થઇ છે. તું મને જો અગ્નિમાંથી છોડવીશ તો હું તારો ઉપકાર ભૂલીશ નહિ. રાજાએ કર્કોટકને અગ્નિમાંથી બહાર કાઢ્યો. એવામાં કર્કોટકે કહ્યું કે, મને દશ ડગલાં આગળ લઇ ચાલ. નળે તે પ્રમાણે કર્યું. દશમું ડગલું પૂરું થતાં જ સર્પે નળને ડંશ દીધો. ડંશ મારતાંની વારમાં રાજાનું આખું શરીર શ્યામ થઇ ગયું. રાજાએ કહ્યું કે આ તેં મને કેવી રીતનો ઉપકાર કર્યો ? નાગે કહ્યું; હે રાજન્! આ ઉપકાર તું કાંઇ ઓછો જાણતો નહિ. આથી હવે કોઇપણ ભયાનક જીવ તારો સ્પર્શ કરી શકશે નહિ. કોઇ શત્

તને જિતી શકશે નહિ. તારા શરીરનો વર્ણ આ પ્રમાણે ફેરવાઇ ગયેલો હોવાથી કોઇપણ તને ઓળખી શકશે નહિ. આ રીતે અનેક પ્રકારે ઉપદેશ આપી, નાગે રાજાનું આશ્વાસન કર્યું. વળી નાગે રાજાને બે વસ્ત્ર આપી કહ્યું કે, હે રાજન્! હવે જ્યારે તને તારા પોતાના સ્વરૂપની ઇચ્છા થાય ત્યારે મારૂં સ્મરણ કરજે તથા આ બેઉ વસ્ત્ર પહેરી લેજે. તું હવે અયોધ્યા જા તથા રાજા ઋતુપર્ણ પાસે જઇ દ્યૂતવિદ્યાનો અભ્યાસ કર. દ્યૂત-વિદ્યામાં તું અત્યંત પ્રવીણ થા. વળી તે રાજાને અશ્વવિદ્યાનો ઘણો શોખ છે. માટે તું તેને અશ્વવિદ્યા શીખવજે. નળ ઋતુપર્ણને રાતદહાડો અશ્વવિદ્યા શીખવતો હતો. તે દરરોજ પોતાની પત્નીનું સ્મરણ કરતો હતો તથા સર્વદા નીચલા શ્લોકનું પઠન કરતો હતો;-

**क नु सा क्षुत्पिपासार्ता श्रान्ता शेते तपस्विनी।**
**स्मरन्ती तस्य मन्दस्य कं वा साद्योपतिष्ठति॥**

અર્થઃ-તપસ્વિની મારી પત્ની ક્ષુધા તથા તૃષાથી પીડાયલી, હે દૈવ! આ વખતે કયાં સૂતી હશે? શું તે આ મંદભાગીનું સ્મરણ કરતી હશે? અથવા કોનું સ્મરણ કરીને તે હવે પોતાનો જીવ ધારણ કરતી હશે?"

આ વખતે કોઈ પુરૂષે આવી તેને પૂછયું કે, હે પુરૂષ! તું કઇ સ્ત્રીનું સ્મરણ કરે છે? નળે કંઈ પણ ઉત્તર આપ્યો નહિ તથા કહ્યું કે, એક મંદમતિવાળા પુરૂષની સ્ત્રીનું હું સ્મરણ કર્યા કરૂં છું. તે માણસે જાણ્યું કે, આ કાંઇ ગાંડપણામાં બકે છે, જેથી તેણે વધારે પૂછપરછ કરવી માંડી વાળી. હવે દમયંતીના પિતા રાજા ભીમે જ્યારે પુત્રી તથા જમાઈની અવસ્થા નઠારી સાંભળી ત્યારે તેની શોધમાં કોઇએક બ્રાહ્મણને નીમ્યો. તે બ્રાહ્મણને ભીમે કહી સંભ-ળાવ્યું કે, સામાન્ય દક્ષિણા તો સર્વને હું આપું છું, પણ જે કોઇ મહારાજા નળને તેમ જ દમયંતીને લઇ આવે

અથવા તો ખબર લઇ આવે કે તેઓ અમુક સ્થળમાં છે તો તેને એક ગામ, હજાર ગામ તથા બીજું પણ ઇનામ આપીશ. આલો ભથી અનેક બ્રાહ્મણોએ વનમાં તથા અરણ્યમાં શોધ ખોળ કરી. એક સુદેવ નામનો બ્રાહ્મણ નસીબનાં યોગે ચેદીરાજાના નગરમાં આવ્યો. ત્યાં તેણે રાજકુમારી દમયંતીને જોઇ તથા તેની સાથે વાત કરવા લાગ્યો.

રાજમાતાએ બ્રાહ્મણને પૂછયું કે, તમે કોણ છો? તથા આ દાસીને કેવી રીતે જાણો છો? સુદેવ નામના બ્રાહ્મણે આ સમાચાર રાજમાતાને નિવેદન કર્યો. રાજમાતા દમયંતીને ખોળામાં લઈ અત્યંત રડવા લાગી. વળી કહ્યું કે, હે ભામિની! તું મારી બેનની પુત્રી છો. તારી મા તથા હું બેઉ દશાર્ણ દેશના રાજા સુદામાની પુત્રીઓ છીએ. તારી માનો મારા બાપે ભીમરાજની સાથે વિવાહ કર્યો તથા મારો વિવાહ મહારાજ વીરબાહુ સાથે કર્યો. તું જ્યારે તદ્દન નાની હતી ત્યારે મેં તને જોઇ હતી, જેથી હું તને ઓળખી શકી નહિ. પછી રાજમાતાએ સુદેવને કહ્યું કે, હે વિપ્ર! તેં આ સુકાઇ ગયેલી દમયંતીને કેવી રીતે ઓળખી? બ્રાહ્મણે કહ્યું; હે રાજમાતા! આના મસ્તકના મધ્ય ભાગમાં જે એક કાળો તલ છે, તે રાજકુમારીના સૂચનરૂપે છે. આથી મેં એને ઓળખી કાઢી. પછી રાજમાતા તથા તેની પુત્રી સુનંદા બેઉએ દમયંતીને સ્નાન કરાવ્યું તથા અત્યંત પ્રેમયુકત થઇ રાજમાતાએ દમયંતીને કહ્યું; હે સુનીતે! તારે હવે અહીં રહેવું ઉચિત છે, નહિ તો મારી હાનિ થશે. દમયંતીએ કહ્યું કે, મારે તમારામાં તથા મારા પિતામાં જરા પણ ભેદભાવ નથી. પણ મારા પિતાને ઘેર ગયા વિના મારાં માબાપને તથા પુત્ર તેમજ પુત્રીને સંતોષ વળશે નહિ. માટે મને જવાની રજા આપો. ત્યાર પછી સુદેવ બ્રાહ્મણ સાથે રાજમાતાએ દમયંતીને તેના પિતાને ઘેર પહોંચાડી. દમયંતીને જોઈ તેના માબાપ તથા તેનાં

પુત્ર તથા પુત્રી અત્યંત સંતુષ્ટ થયાં. પછી શયન કરવા ગયાં ત્યારે દમયંતીએ કહ્યું કે, હે માતા ! જો મહારાજ નળ મળી જાય તો મારૂં જીવન રહેશે; નહિં તો હું જલદી મરણ પામીશ. માતાએ પુત્રીને આશ્વાસન આપ્યું. માતાએ તે વાત પોતાના સ્વામીને જણાવી. સવારમાં રાજા ભીમે બ્રાહ્મણોને બોલાવી આજ્ઞા આપી કે, કોઇ પણ રીતે મહારાજા નળની શોધ લાવો. તે સઘળા બ્રાહ્મણોને રાજાએ એક શ્લોક લખી આપ્યો તથા કહ્યું કે, આ શ્લોકનો જે ઉત્તર આપે અથવા કોઇ પણ આ શ્લોક સંબંધી પૂછે, તે જ ખચીત નળરાજા હોવો જોઈએ. આ શ્લોક નીચે પ્રમાણે હતોઃ-

**सा वै यथा त्वया दृष्टा तथाऽस्ते त्वत्प्रतीक्षिणी ।**
**दह्यमाना भृशं बाला वस्त्रार्द्धेनाभिसंवृता ॥**

હે રાજન્ ! જેવી રીતે તેં તારી સ્ત્રીને જોઇ હતી, તે જ પ્રમાણે તે હાલ પણ તારી વાટ જોઇ રહી છે. તે હૃદયમાં અત્યંત શોક કરે છે તથા પોતાનું અર્ધું શરીર જ હજી વીંટાળીને ફરે છે." એક બ્રાહ્મણ આ શ્લોક બોલતો બોલતો રાજા ઋતુપર્ણના દરબારમાં ગયો. ત્યાં તે બ્રાહ્મણ રાજદરબારમાં આ શ્લોક બોલ્યો. આ શ્લોક સાંભળી કોઇપણ કશું બોલ્યું નહિ. પણ બાહુક નામનો એક સારથિ હતો. તેણે કહ્યું કે, તારી વાત સાચી છે. કુલીન સ્ત્રીઓનો આ રીતનો ધર્મ જ છે. જે આવી સ્ત્રીનો ત્યાગ કરે તે ખરેખર મૂર્ખ જ હોવો જોઇએ. દમયંતીના કહેવા પ્રમાણે બ્રાહ્મણે નિશ્ચય કર્યો કે, આ જ રાજા નળ હોવો જોઇએ. તે બ્રાહ્મણે રાજાદરબારમાં આવી આ વાત ભીમને નિવેદન કરી. પછી ભીમકે પુત્રીને કહ્યું કે, તું જેમ કહે તે પ્રમાણે તેને અહીં બોલાવીએ. પછી દમયંતીએ કહ્યું કે, જે સુદેવ બ્રાહ્મણ મારી શોધ લઇ આવ્યો, તેને જ આપણે મોકલીએ. તે બ્રાહ્મણ સાથે રાજા ઋતુપર્ણને કહાવવું કે, નળ રાજા નહિ મળવાથી દમયંતી સ્વયંવરમાં અન્ય વરને વરવા ઈચ્છે

છે. વળી તેમાં એમ પણ કહેવું કે, ત્યાં સ્વયંવરની મુદત ત્રણ જ દિવસની છે. આ પ્રમાણે પેલો સુદેવ બ્રાહ્મણ ઋતુપર્ણ પાસે ગયો તથા દમયંતીએ કહેલી વાત ઋતુપર્ણને નિવેદન કરી. ઋતુપર્ણ આથી ઘણો હર્ષ પામ્યો, પણ બાહુકના મનમાં શોક થવા લાગ્યો. રાજાની આજ્ઞા થવાથી અત્યંત વેગવાળા અશ્વને જોડી બાહુકે રથ તૈયાર કર્યો. આ પ્રમાણે બાહુક તથા રાજા તે રથમાં બેસી વિદર્ભ નગર પ્રતિ ચાલ્યા. રસ્તામાં રાજાનો રૂમાલ પડી ગયો. પણ રથને થોભાવે છે, એટલામાં તો તે રથ ત્રણ ચાર માઈલ નીકળી ગયો. રાજા આ રીતના રથનો વેગ જોઈ અત્યંત આશ્ચર્ય પામ્યો. દારૂકની અશ્વવિદ્યાથી રાજા અત્યંત પ્રસન્ન થયો તથા કહ્યું કે, હું તને અદ્ભુત ગણિત વિદ્યા શીખવું. જો આ નીચે પડેલું જે વૃક્ષ છે તેને પાંચ કરોડ પાંતરાં છે તથા ૨૦૯૫ શાખા છે. બાહુકે પૂછયું કે, આપે તે કેમ જાણ્યું ? રાજાએ કહ્યું કે, દ્યૂતવિદ્યામાં રહેલ દેવ મારે વશ છે. તેની કૃપાથી મને આટલું જ્ઞાન છે. બાહુકે પોતે તે વિદ્યા જાણવા માગી ત્યારે રાજાએ કહ્યું કે, તું મને અશ્વવિદ્યાનો મંત્ર આપ, એટલે હું તને તે વિદ્યા શીખવીશ. આમ બેઉ જણાએ એક બીજાને મંત્રોપદેશ કર્યો. તે જ સમયે કળિએ નળના શરીરનો ત્યાગ કર્યો. દારૂકે રથ આગળ ચલાવ્યો તથા ઋતુપર્ણ અને બાહુક ભીમકની રાજધાની પ્રતિ આવી પહોંચ્યા. ત્યાં ગયા પછી ઋતુપર્ણે જોયું તો સ્વયંવરની કશી તૈયારી મળે નહિ. ઋતુપર્ણે દમયંતીને કહાવ્યું કે, અહીં તો સ્વયંવરની કશી તૈયારી જણાતી નથી. ત્યારે દમયંતીએ કહાવ્યું કે, આપનાં દર્શન કરવાં છે. તે શિવાય અન્ય કાંઇ પણ પ્રયોજન નથી. રાજા ઋતુપર્ણે જાણ્યું કે, આ જે કાંઇ કહે છે, તે સ્ત્રીચરિત્રને લઇને છે. પછી દમયંતીએ પોતાના માણસોને આજ્ઞા કરી કે, તમારે બાહુકની સારી પેઠે સેવા કરવી.

પણ તે પોતાનું ખાવાનું તૈયાર કરે નહિ ત્યાં સુધી તેને જળ તથા અગ્નિ આણી આપવાં નહિ. તેમજ વાયુ વિનાના સ્થળમાં સ્વયંપાક કરવાનું કહેવું. રાજા નળના સંકલ્પ માત્રથી ત્યાં તેજ સ્થળે જળની વૃષ્ટિ થઇ રહી, તેમજ એની મેળેજ કાષ્ઠમાં અગ્નિ પ્રદીપ્ત થયો. જો કે તે સ્થળે પવન ન હતો, છતાં દારૂકના પ્રભાવથી ત્યાં વાયુ પણ ફુંકાવા લાગ્યો. પછી કસોટી કરી જોવા દમયંતીએ પોતાના પુત્ર તથા પુત્રીને દારૂકની પાસે મોકલ્યાં. આને જોઇ દારૂકને આંસુ આવ્યાં. દારૂકને આંસુ આવવાનું કારણ દાસીને પૂછયું ત્યારે દારૂકે કહ્યું કે, મને પણ આવાં પુત્ર તથા પુત્રી હતાં. પછી દમયંતીએ પોતાની માને કહી દારૂકને રાજમંદિરમાં બોલાવ્યો. દારૂકની આંખમાં, દમયંતીને જોઇ આંસુ આવી ગયાં. પછી દમયંતી પતિના ચરણમાં પડી. ત્યાર પછી દમયંતીએ પોતાના પતિના શરીરમાં શ્યામતા આવવા સંબંધી કારણ પૂછયું. નળે કર્કોટક સંબંધી સઘળો વૃત્તાંત કહી સંભળાવ્યો તથા કહ્યું કે, આ બે વસ્ત્રો કર્કોટકે આપ્યાં છે, તે ધારણ કરવાથી પાછું મૂળ સ્વરૂપ મારાથી ધારણ કરાશે. પછી નળે તે પ્રમાણે કર્યું. ત્યાર પછી નળે પોતાના ભાઇ પુષ્કરને કહાવ્યું કે, કાં તો યુદ્ધની તૈયારી કર અથવા તો દ્યૂત રમવાને મારી સાથે બેસ. પુષ્કરે બીજી વાત સ્વીકારી. બેઉ જણા દ્યૂત રમ્યા, પણ નળ દ્યૂતવિદ્યામાં અત્યંત નિપુણ હોવાથી પુષ્કર બધું હારી ગયો. પણ નળે તેને કહ્યું કે, તારે રાજમાંથી ચાલ્યા જવાની જરૂર નથી. તું નિરાંત જીવથી તારા ગામમાં જઇ સુખ ચેનથી રહે. મારે તને કશી અડચણ કરવી નથી. હે શિષ્ય ! આ પ્રમાણે મહારાજા નળ સરખાને પણ **દૈવ પ્રતિકૂળ** થવાથી અનેક પ્રકારે સંકટ વેઠવું પડયું. માટે દૈવ પ્રતિકૂળ હોય છે ત્યારે કોઇનું બળ તેના આગળ ચાલતું નથી.

શિષ્ય:--પણ કહ્યું છે કે;

**आलस्यं हि मनुष्याणां शरीरस्थो महारिपुः ।**
**नास्त्युद्यमसमो बंधुः कृत्वायं नावसीदति ॥**

અર્થ:--આળસ એ મનુષ્યનામાં શરીરવિશે રહેલો મહાન્ શત્રુ છે. ઉદ્યમ સરખો બંધુ નથી. આ ઉદ્યમ કરવાથી મનુષ્ય નાશને પામતો નથી.

ગુરૂ:—તું કહે છે તે વાત ખરી છે. પણ મનુષ્ય પોતાના પૂર્વના કર્મથી જકડી લીધેલો છે. તેનું પોતાનું કાર્ય કરવું કે બેસી રહેવું, તેમાં ચલણુ હોતું નથી. આ જ હેતુથી નીચલા શ્લોકમાં કહ્યું છે કે;—

**सुखस्य दुःखस्य न कोऽपि दाता परो ददाति कुबुद्धिरेषा ।**
**अहं करोमीति वृथाभिमानः स्वकर्मसूत्रग्रथितो हि लोकः ॥**

અર્થ:—મને આ સુખ આપશે અથવા આ મને દુઃખ આપશે, એ કેવળ કુબુદ્ધિ છે. કોઇ કોઇને સુખ કે દુઃખ આપતું નથી. આ કાર્ય મેં કર્યું, એ કેવળ મિથ્યાભિમાન છે. સર્વ લોક પોતાના પૂર્વાર્જિત કર્મવડે બંધાયલો છે તથા તે કર્મને અનુસરી તેને કાર્યમાં પ્રવૃત્ત થવાની લાલસા થાય છે.

શિષ્ય:–હે ભગવન્ ! આ તો ઠીક. દૈવને માની ઉદ્યોગનો ત્યાગ કરવો નહિ, એમ આપણા શાસ્ત્રમાં જ કહ્યું છે. જેમકે:-

**न दैवमिति संचित्य त्यजेदुद्योगमात्मनः ।**
**अनुद्यमेन कस्तैलं तिलेभ्यः प्राप्तुमिच्छति ॥**

અર્થ:-દૈવ સઘળું કર્યા કરે છે, એમ માની આપણે ઉદ્યોગનો ત્યાગ કરવો નહિ. જો આપણે તલને પીલવારૂપ ઉદ્યમ નહિ કરશું તો આપણને તેલની પ્રાપ્તિ એની મેળે થશે? નહિ જ થાય.

ગુરૂઃ—આ તારી માનવામાં ભૂલ છે. જે કાંઇ ઉદ્યોગ કરવો બુદ્ધિ આપણને સૂઝાડે છે, તે પૂર્વ સંચિત કર્મને અનુસરી છે. માટે ઉદ્યોગ કરવાને સૂઝાડનાર પૂર્વનાં સંચિત કર્મો છે, જેનાવડે આપણે આગામી કર્મો કરીએ છૈએ. આને અનુસરી જ શાસ્ત્રમાં કહ્યું છે કે;

यन्मनोरथशतैरगोचरं न स्पृशंति कवयो गिरापि यत् ।
स्वप्रवृत्तिरपि यत्र दुर्लभा लीलयैव विदधाति तद्विधिः ॥

અર્થઃ—જે વસ્તુ સેંકડો મનોરથના પણ અવિષયરૂપે છે, વળી કવિઓ પોતાની વાણીથી પણ જેને પહોંચી શકતા નથી, વળી જેમાં પોતાની પ્રવૃત્તિ થવી પણ દુર્લભ હોય છે, આ રીતનું કાર્ય વિધિ એક લીલા માત્રમાં કરી નાંખે છે. માટે વિધિની જ શ્રેષ્ઠતા છે.

શિષ્યઃ—શાસ્ત્રમાં કહ્યું છે કે, જો દૈવનો આશ્રય કરીએ તથા કાંઇ પુરૂષાર્થ ન કરીએ તો લોકો આપણા માથાપર શેઠ થઈ બેસે છે. આથીજ કહ્યું છે કે;—

विहाय पौरुषं यो हि दैवमेवालम्बते ।
प्रासादसिंहवत्तस्य मूर्ध्नि तिष्ठति वायसः ॥

અર્થઃ—જો આપણે પુરૂષાર્થ ન કરીએ તથા દૈવનો જ આશ્રય કરી બેસી રહીએ તો લોકો આપણા માથાપર છાણાં થાપે છે. જેમકે મોટો સિંહ હોય, પણ જો તે પોતાનો પુરૂષાર્થ ન કરે તો તેના મસ્તકપર, જેમ મહેલપરજ બેઠો હોય તે પ્રમાણે કાગડો તેના મસ્તકપર સુખચેનથી બેસે છે.

ગુરૂઃ—આ તારી માન્યતામાં ભૂલ છે. પંડિત હોય, શૂર હોય, પણ જો દૈવ પ્રતિકૂલ હોય, તો તેની સર્વ ક્રિયા નિષ્ફળ નીવડે છે. ગમે એટલો પ્રયત્ન કર્યો હોય, પણ જે થવાનું છે તે કદી નહિ થશે, એમ કદી બનવાનું નથી. આથી જ કહ્યું છે કે;—

ગુરુઃ—આ તારી માન્યતામાં ભૂલ છે. પંડિત હોય, શૂર હોય, પણ જો દૈવ પ્રતિકૂળ હોય તો તેની સર્વ પુરુષાર્થતા નિષ્ફળ નીવડે છે. ગમે તેટલો પ્રયત્ન કર્યો હોય, પણ જે થવાનું છે તે કદી નહિ થશે, એમ કદી બનવાનું નથી. આથી જ કહ્યું છે કે;—

**विपत्तौ किं विषादेन संपत्तौ हर्षणेन किम् ।**
**भवितव्यं भवत्येव कर्मणामीदृशी दशा ॥**

અર્થઃ—વિપત્તિમાં વિષાદ કરવો નકામો છે. તેમ જ સંપત્તિ સમયે હર્ષ કરવો નકામો છે. જે થવાનું છે. તે હમેશ થશે જ. આ રીતે દૃઢ પ્રારબ્ધ કર્મની સ્થિતિ છે.

શિષ્યઃ—આપ કહો છો તે વાત ખરી છે, પણ પૂર્વ જન્મનાં જે કાંઇ પ્રારબ્ધ છે તે પણ કર્મરૂપે છે. તો પછી પુરૂષાર્થને પ્રાધાન્યતા કેમ ન આપી શકાય? શાસ્ત્રમાં પણ કહ્યુ છે કે;—

**पूर्वजन्मजनितं पुराविदः कर्म दैवमिति संप्रचक्षते ।**
**उद्यमेन तदुपार्जितं चिरादैवमुद्यमवशं न तत्कथम् ॥**

અર્થઃ—જેઓ પ્રારબ્ધના જાણવાવાળા છે, તેઓ એમ કહે છે કે, પૂર્વજન્મમાં જે કર્મ થયલું છે તેનું ફળ તે દૈવ છે. ઉદ્યમથી આ કર્મ કરવામાં આવેલ હોય છે, માટે દૈવ ઉદ્યમને વશ કેમ નહિ?

ગુરુઃ—જો કે પ્રારબ્ધ પૂર્વ કર્મના યોગવડે બંધાય છે; પણ તે પૂર્વનાં કર્મ અર્થાત્ સંસ્કાર બુદ્ધિને વિશે પ્રેરણા કરે છે કે, તું આ પ્રમાણે કર્મ કર. હવે તે કેટલીક વાર ગોથાં ખાય છે તથા તે માટે દૈવને દોષ દેવામાં આવે છે. પણ તેમ નથી. પૂર્વના પ્રારબ્ધને લીધે આપણને ઈષ્ટની પ્રાપ્તિથી સુખ તથા અનિષ્ટની પ્રાપ્તિથી જે કાંઇ દુઃખ આપણા મનને લાગે છે, તે દૈવની અનુકૂલતા અથવા પ્રતિકૂલતાને લીધે છે. આ જ કારણથી શાસ્ત્રમાં કહ્યું છે કે;—

**अरक्षितं तिष्ठति दैवरक्षितं सुरक्षितं दैवहतं विनश्यति।**
**जीवत्यनाथोऽपि वने विसर्जितः कृतप्रयत्नोऽपि गृहे विनश्यति॥**

અર્થ:–રક્ષણ નહિ કરાયલું હોય, છતાં જો તે દૈવથી રક્ષાયલું હોય છે તો તે રહે છે. પણ જો રક્ષણ કરવામાં આવ્યું હોય, પણ જો દૈવ પ્રતિકૂલ હોય છે તો તે નાશ પામે છે. અનાથ એવા બાળકને જંગલમાં મૂકી આવ્યા હોય, તો પણ તે જીવે છે. પણ ગમે તેટલો પ્રયત્ન કરી રાખવા છતાં દૈવ પ્રતિકૂલ હોય છે તો તે નાશ પામે છે. આ રીતે જ આપણી બુદ્ધિને સારે યા નરસે માર્ગે દોરવનાર **પૂર્વનાં પ્રારબ્ધ કર્મ** છે. પણ આ જ પ્રમાણે પ્રારબ્ધને માનીએ તો પછી સત્સંગ તથા કર્મને કરવામાં આવતાં પ્રાયશ્ચિત્તાદિ કર્મો નિરર્થક ઠરે. આનું સમાધાન એ છે કે, **દ્રઢ** કર્મનું ફળ જો કે અવશ્ય ભોગવવું પડે છે, પણ પ્રાયશ્ચિત્તાદિથી **અદ્રઢ** કર્મમાં સહજ ફેર થઇ શકે છે. તે જ પ્રમાણે સત્સંગથી આગામી કર્મના સંબંધમાં ફેર પડે છે. હવે અમુક ફળ **કયા** કર્મનું છે, તે જાણી શકવા શક્તિ મનુષ્યમાં નથી. આ જ હેતુથી શ્રી ભગવાને કહ્યું છે કે, **मम माया दुरत्यया** અર્થ:—મારી માયાનું આવરણ એવું છે કે, તેનું અતિક્રમણ કોઇથી કરી શકાતું નથી. તેજ પ્રમાણે કહ્યું છે કે, **अघटितघटना पटियसी माया** અર્થ:—આપણે ધારતા હોઈએ, તેથી વિપરીત ઘટના માયાની હોય છે. જે વસ્તુ આપણે સ્વપ્નમાં પણ ધારતા ન હોઇએ, તેવી માયાને લઇને બને છે. આ માયા પરમાત્માની જ તથા તે સંસારને લઈને છે. આજ કારણથી સપ્તશતીમાં કહ્યું છે કે, **महामाया हरेश्चैषा तया संमोह्यते जगत् । ज्ञानिनामपि-चेतांसि देवी भगवती हि सा। बलादाकृष्य मोहाय महा-माया प्रयच्छति ॥ सैषा प्रसन्नवरदा नृणां भवति मुक्तये ॥ सा विद्या परमा मुक्तेर्हेतुभूतसनातनी** અર્થ:—પરમાત્માની આ મહાન્ માયા છે, જેનાથી આ સર્વ જગત્ અજ્ઞાનાંધકારમાં ડૂબેલું છે. જે લોકો જ્ઞાની હોય છે અર્થાત્ પૂર્ણ જ્ઞાની નહિ

પણ જેઓ જ્ઞાનના ધર્મપર ચઢેલા છે, તેઓના મનોનું આકર્ષણ કરી આ મહા માયા અજ્ઞાનમાં નાંખે છે. જેથી તેને મમત્વ ભાવ તથા અહંભાવ ઉત્પન્ન થાય છે. આ મહામાયા પ્રસન્ન થાય છે ત્યારે બ્રહ્મવિદ્યારૂપે થાય છે તથા મનુષ્યને મુકિત આપે છે. આ બ્રહ્મ-વિદ્યા જે કે મહા માયાનું જ સ્વરૂપ છે, તે પરમ મુકિતના કારણરૂપે છે તથા તે સનાતનરૂપે છે." આ રીતે પ્રારબ્ધને ગતિ આપનાર શકિત જ છે. આ શકિતને લીધે જ મનુષ્યની બુદ્ધિમાં સ્પુરણા થાય છે. આ શકિતને કેન આદિ ઉપનિષદમાં બ્રહ્મસ્વરૂપે ગણી છે. જેમકે:—

यन्मनसा न मनुते येनेव मन्यते मनः ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥

અર્થ:—મનવડે જેનું ચિંતન થતું નથી, પણ જે શકિતની સહાયતા લઇ મન ચિંતન કરી શકે છે, તેને જ તું બ્રહ્મરૂપે જાણ. પણ આ દૃશ્ય સ્વરૂપે જે કાંઇ વસ્તુ રહેલી છે, તે બ્રહ્મ નથી. અર્થાત્ આ સર્વ વસ્તુમાં જે કાંઇ ગૂઢ શકિત રહેલી છે, જેથી વિશ્વરૂપી બંધારણ નિયમમાં રહી શકે છે, તેને બ્રહ્મરૂપે જાણવું જોઇએ.

શિષ્ય:—પૂર્વનાં સંચિત કર્મમાં પુણ્યનો ભાગ જો વધારે હોય છે તો સ્વર્ગલોકની પ્રાપ્તિ થાય છે. પણ ત્યાં સંચિત એવા પુણ્ય કર્મનું ફળ ભોગવ્યા પછી તે પાછો પૃથ્વીપર આવે છે, તેને કયાં સંચિત કર્મ બાકી રહ્યાં હશે કે તે તેને ભોગવવાનાં હોય છે? આ રીતની, હે ભગવન્! મને શંકા થાય છે.

ગુરુ:—આના સંબંધમાં શારીરક મહાભાષ્યમાં કહ્યું છે, તે સાંભળ. તૃતીય અધ્યાયના ૧ લા પાદના ૮ મા સૂત્રમાં કહ્યું છે જેઓ ઇષ્ટ આદિ કર્મ કરે છે, તેઓ સ્વર્ગ ભોગવે છે તથા

કર્મનો ક્ષય થવે તે જીવ નીચે ઉતરે છે. જે રીતે તે ગયો હોય છે, તેથી ઉલટી રીતે તે નીચે ઉતરે છે.

શિષ્યઃ—જેઓ ઇષ્ટઆદિ કરનારા છે તેઓ ધૂમઆદિ માર્ગ-વડે ચંદ્રલોકપ્રતિ જાય છે. વળી ત્યાં ભોગ ભોગવ્યા પછી તેઓનું નીચે ઉતરવું થાય છે. હવે મને શંકા એ થાય છે કે, જેણે સ્વર્ગમાં સર્વ કર્મ ભોગવ્યાં છે, તેઓ નીચે ઉતરે છે ત્યારે શું કાંઈ પણ કર્મ બાકી રહેતાં નથી કે કંઇએક બાકી રહે છે? હું તો એમ ધારૂં છું કે, કંઇ પણ કર્મનો અંશ બાકી રહેતો નથી ત્યારે અધઃપતન થાય છે."કારણ કે શ્રુતિમાં કહ્યું છે કે, જ્યાં સૂધી કર્મની અસર પહોંચે છે ત્યાંસૂધી પતન હોતું નથી. આ લોક માંથી ફળના ઉપભોગ માટે સ્વર્ગ લોકપ્રતિ જીવ જાય છે. જેમકે શ્રુતિમાં કહ્યું છે કે, **तेषां यदा तत्पयवति** જ્યારે કર્મના ફળની સમાપ્તિ થાય છે ત્યારે નીચે પડે છે." વળી એક શ્રુતિમાં કહ્યું છે કે, **प्राप्यान्तं कर्मणस्तस्य यत्किंचेह करोत्ययम्। तस्माल्लोकात्पुनरैत्यस्मै लोकाय कर्मणे** જે જે કાંઇ કર્મ કરે છે તેના પરિણામને પામી આ લોકમાંથી જઇ ફરી પોતાના કર્મને લીધે આ લોકને વિશે આવે છે. આ શ્રુતિથી એમ સિદ્ધ થાય કે, સર્વ કરેલા કર્મોનો ક્ષય થાય છે ત્યારે પૃથ્વીપરપડે છે. ત્યારે જે કર્મના ફળ ઉપભોગ કરવા તૈયાર નથી થયાં, તે કર્મ શું ફળ આપવા તૈયાર થશે? કારણ કે મરણ પહેલાં જ જે જીવ આરંભેલાં ફળવાળાં કર્મ-વડે જ કડાયલો છે, તે જીવને અપરિપકવ ફળવાળાં કર્મોનો ભોગવટો હોવો અયોગ્ય છે. જે કાંઇ ફળ અપરિપકવ હોય છે, તે સર્વ ફળનો પરિપાક થાય છે. કારણ કે નિમિત્ત એક હોય તથા નૈમિત્તિક વસ્તુ ભિન્ન હોય, એ બનવું અશકય છે. જેમકે સરખી રીતે દીવાનો પ્રકાશ ઘટ તથા પટપર પડતાં છતાં એક માલમ પડે તથા બીજું ન માલમ પડે, એ બનવું તદ્દન અયોગ્ય છે. માટે હું તો એમ માનું છું કે, કંઇપણ કર્મના શેષથી રહિત થયેલા જીવનું અધોગમન થાય છે.

ગુરૂ:—આના સંબંધમાં હું કહું તે સાંભળ. જો કે કર્મનો ક્ષય થાય છે. છતાં પ્રારબ્ધ શેષ રહેલ હોય છે. જેમ સૂર્યના કિરણથી હીમ તથા કરાં પીગળી જાય છે. તથા જેમ અગ્નિની આંચ લાગવાથી ઘીના કઠણપણાનો નાશ થાય છે, તેમ જ્યારે જે કર્મના સમૂહવડે જીવ ચંદ્રલોકપ્રતિ ફળના ઉપભોગ માટે જાય છે તથા ઉપભોગવડે તે કર્મનો ક્ષય થાય ત્યારે જીવને જળયુકત જે શરીરના ઉપભોગ માટે આરંભ થયલો હોય છે, તે જળવાળું શરીર ઉપભોગનો ક્ષય જોવાથી ઉત્પન્ન થયેલ શોકાગ્નિ લાગવાથી પીગળી જાય છે. ત્યાર પછી કર્મનો નાશ નાશ થવે અર્થાત્ ઇષ્ટિ આદિ કર્મના ફળના ઉપભોગવડે ક્ષય થવા પછી પ્રારબ્ધ શેષ સહિત જ જીવોનું અધઃપતન થાય છે. આજ હેતુથી છાંદોગ્ય ઉપનિષદમાં કહ્યું છે કે, तद्य इह रमणीयचरणा अभ्याशोह यत्ते रमणीयां योनिमापद्येरन्ब्राह्मणयोनिं वा क्षत्रिययोनिं वा वैश्ययोनिं वाथ य इह कपूयचरणा अभ्योशोह यत्ते कपूयां योनिमापद्येर श्वयोनिं वा सूकरयोनिं वा चंडाल योनिं वा આમાંથી જેનું વર્તન સારૂં હોય છે તે જલદી કોઇ પણ રમણીય યોનિને પ્રાપ્ત થાય છે. જેમકે બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય. તેમજ જેનું વર્તન **દુરાચારી** હોય છે તે કોઈ અધમ યોનિને પ્રાપ્ત થાય છે. જેમકે શ્વાન, સૂકર કે ચંડાલ યોનિને પામે છે. આથી નિયમ છે કે, હરેક પ્રાણીમાં શ્રેષ્ઠ કે નઠારા ઉપભોગનો વિભાગ પડેલો હોય છે. અકસ્માત્ રીતે આ રીતના ઉપભોગનો સંભવ નહિ હોવાથી પ્રારબ્ધ શેષનું અસ્તિત્વ છે, એમ જણાય છે. આ રીતે સારાં કે નરસાં ચઢતી કે પડતીના હેતુરૂપે છે. વળી શ્રુતિમાં પણ કહ્યું છે કે, વર્ણ તથા આશ્રમ-વાળા, પોતાના કર્મમાં નિષ્ઠ જીવો, મરણ પછી કર્મનાં ફળનો અનુભવ કરે છે. આ અનુભવ કર્યો પછી શેષ રહેલ કર્મ-વડે કોઈએક સારો દેશ, જાતિ, કુળ, રૂપ, આયુષ્, જ્ઞાન, આચાર, વિત્ત, સુખ તથા બુદ્ધિયુક્ત થઈ જન્મને પામે છે. આ રીતે પ્રારબ્ધ શેષવાળાનું કેવી રીતે ઉતરવું થાય છે, તે જણાવ્યું છે.

શિષ્યઃ—શક્તિનો કર્મ સાથે કેવી રીતે સંબંધ છે, તે આપ જણાવશો?

ગુરૂઃ—આના સંબંધમાં સપ્તશતીમાં કહ્યું છે કે, "त्वं स्वाहा त्वं सुधात्वंहि वषट्कारः स्वरात्मिका । सुधा त्वमक्षरे नित्ये त्रिधामात्रात्मिका स्थिता અર્થઃ—હે દેવી! આપ સ્વાહારૂપે, સ્વધારૂપે, વષટ્કાર રૂપે, સ્વરસ્વરૂપે, સુધારૂપે, ક્ષયથી રહિતરૂપે, નિત્ય સ્વરૂપે તેમજ अ, उ તથા म આ ત્રણ માત્રારૂપે છે. વળી અર્ધમાત્રા-રૂપે પણ આપ છો. અર્થાત્ ॐકારરૂપે શક્તિને ગણેલાં છે. જગત ત્રણ ગુણ યુકત છે, જેવાં કે સત્વ, રજ તથા તમ. કર્મ આ ત્રણ ગુણને લઇને છે. આ રીતનો સંબંધ હોવાથી કર્મનું મૂળ કારણ શકિત છે. માટે કર્મ સારાં યા નરસાં કરવામાં શકિતની જેટલી પ્રાધાન્યતા છે, તેટલી બીજાની નથી. માટે શકિત સર્વમાં મુખ્ય છે. પ્રારબ્ધ તેજ હોય છે ત્યાં પુરૂષાર્થ મંદ, પુરૂષાર્થ તેજ ત્યાં પ્રારબ્ધ મંદ, કંઇક આવા પ્રયોગો પણ જણાય છે.

હે વાચક! જેમ ચેતનવડે ગતિ છે, ગતિમાં પ્રકાશ છે. પ્રકાશવડે જ અંધકારનો નાશ થાય છે. એજ મુજબ પ્રાણી માત્રમાં સૌ સૌના પૂર્વ સંસ્કાર પ્રમાણે ગતિમતિ-રૂપે ચેતન છે. આજ માયાની જાળમાં ભલભલા મહાનો ઇન્દ્રજાળની રમતની બાજીની માફક ભ્રમમાં પડયા છે. એકંદર મૂળ પ્રેરણા પ્રારબ્ધની છે. કરણી એ જ શકિતના આધારે માણસની છે. મમતાનો મિથ્યા દાવો કરનારા કરણીના કાયદા સામું ઝખ મારે છે, અને પ્રારબ્ધ દેવતા (દૈવ) તેને જોઇને હસે છે. પ્રારબ્ધ અને પુરૂષાર્થના સાચા ભેદમાં મુખ્ય કલ્પ કોટી જન્મજન્માંતરનો આધાર છે. કયા જન્મનું પુણ્ય સુખરૂપે અચાનક ફળ કયારે આપવા તૈયાર. થઈ બેઠેલું છે, અને અનેક સંપૂર્ણ સુખ આનંદ છતાં કઇ વખતે અણધાર્યું અનિષ્ટ એકદમ પાપરૂપે કયારે દુઃખ આવી પડશે, એ જ

અદષ્ટ. આ માટેજ અનેક પ્રાણીને રૂપ–રંગ–રેખાઓથી તેમજ અનેક નાની મોટી નિશાનીઓથી શરીરમાં તત્વસારરૂપે સંજોગોને આધીન જકડી લીધો છે, અને ગ્રહો, અંશો ફળાધીશો તેમજ સામુદ્રિક તેમજ તેના સંપૂર્ણ ભેદોને જાણકાર ઇશ્વરકૃપાવાળો, તે યોગોને તથા તેનો મહિમા જાણવા કે કહેવા લાયક હોય છે. પણ દૃઢ જે વજ્રલેપ પ્રારબ્ધ, તેને ફેરવવા તે કે કોઇ સમર્થ હોતો નથી.

બીવડે ઝાડ ને ઝાડવડે બી. એજ માયાની રચનાવડે જન્મ જન્માંતરના સંસ્કારથી નાના મોટા અનેક પ્રાણીઓ એક બીજાનાં પરિચયમાં માતા પિતા, ભાઇ દીકરી કે દીકરારૂપે, સ્ત્રીકે સગાંરૂપે તેમજ ઇતર પ્રાણી માત્ર નિર્માણ યોગ મુજબ આવી મળે છે. આ સંસાર એક બજારરૂપે છે. લેણદેણ સંબંધ જેને જેને જે જે વખતે જ્યાં જ્યાં જેટલું જેટલું ચૂકતું થઇ જાય છે, કે માયાવડે ફરી યોગોને માટે નિર્માણ ક્રિયા આધારરૂપે બાકી રહે છે. તે તેવા તેવા સંજોગોમાં નિર્માણ યોગે આ રેંટમાળમાં ફરી અણધાર્યા આવી મળેછે. આ સંજોગથી ભલે પછી સુખ મળો, કે દુઃખ, તેમાં બોલવા કે બબડવાથી કંઈ સુધરતું નથી. કારણ આ સૌ માયાનો (શકિતનો) પ્રતાપ અર્થાત્ જીવને ખેલવવાનો પ્રતાપ છે. જન્મજન્માંતરના સંપૂર્ણ પુણ્ય પ્રતાપે (જીવ શિવ) વચ્ચે માયાનું આવરણ જ્ઞાનથી કપાતા એકજ નિર્ગુણ બ્રહ્મમાં પરમાત્માના તેજમાં જ્યારે તે સંસ્કારી આત્મા એકરૂપ તદાકાર બ્રહ્મમય તેજોમય લીન થાય છે ત્યારે તો તેને માટે પછી નથી પ્રારબ્ધ કે નથી પુરૂષાર્થ. એજ વિષય મૂળ હેતુ છે. પણ એવા મહાન્ સંસ્કારી જીવો અનેક જન્મના પુણ્યના પ્રભાવે કોહીનુર હીરારૂપે ભાગ્યેજ સત્સંગમાં મળે છે. તેવા દયાળુ પવિત્ર આત્માઓ પોતે આ મળ મૂત્રની ગંદી કાયામાંથી આત્માનંદ–બ્રહ્માનંદ–જ્ઞાનાનંદ–મોક્ષરૂપ શકિત મેળવી, તેવા સંસ્કારી દુર્લભ જીવોને બોધથી સત્સંગરૂપી સેવાથી મુકિતનો માર્ગ દેખાડી આ ભવજાળમાંથી મુકત કરે છે. તો પછી મોક્ષાર્થી જીવોને માટે પછી નથી પ્રારબ્ધ કે નથી પુરૂષાર્થ.

# પ્રકરણ ૩ જું.

## છંદી ફંદી લોકોના છટકા
## અથવા
## પોકલ પ્યારનાં પાટીયાં.

॥ अनुष्टुभ् वृत्तः ॥

वरं पर्वतदुर्गेषु भ्रान्तं वनचरैः सह ।
न मूर्खजनसंपर्कः सुरेन्द्रभवनेष्वपि ॥



અર્થ:—પર્વતમાં ન જઈ શકાય તેવા સ્થાનોમાં જંગલી જાનવરોની સાથે ભટકવું ઉત્તમ છે, પરંતુ સ્વર્ગમાં પણ મૂર્ખ માણસનો સંગ ઉત્તમ નથી. મતલબ કે, મૂર્ખ માણસનો સંગ સર્વથા તજવો જોઇએ.

( નીતિશતક )

કાશ્મીર જેવા મોટા શહેરમાં મહા ધનાઢય મોતીચંદ નામનો એક નગરશેઠ રહેતો હતો. આ નગરશેઠ ઘણો જ વૃદ્ધ હતો. વૃદ્ધાવસ્થામાં તેને એક પુત્ર થયો, જેનું નામ લહેરીચંદ હતું. આ લહેરીચંદ નામ પમાણે નાનપણમાંથી જ કુસંગમાં પડી, મૂર્ખપણાથી મૂર્ખાઓના હાથમાં એવો તો પોકળ પ્યારમાં પડયો હતો કે, તેને આવા કુછંદી મિત્રો વિના જરી પણ ચેન વળે નહિ. અનેક તરેહના ઉપાધિરૂપી છંદ ફંદમાં તે તલ્લીન બની ગયો હતો. આ લહેરીચંદને સો દોસ્તદારો હતા. આવા

ફેલીઓ જોડે ગાડીએ બેસી વાડીએ જાય. ત્યાં ખાનીપીની, નાચ, રંગ અને અનેક જાતના વ્યસનોથી પોતાના બાપની લગભગ વીશલાખ રૂપિયાની મીલકતનો ઘણે મોટે ભાગે તેણે નાશ કર્યો હતો. પોતે મૂર્ખાઇનો નમુનો હતો. તેમજ ચડાઉદાસ ને કુલણજી પણ હતો. મળેલા ટીફીનપાણીના મિત્રો તો એને જ પૈસે મોજમજા કરી, એને તદ્દન ખાલી કરવાની ફિકરમાં હતા. ઘણાં લાંબા વખત થયાં આ પ્રમાણે સૌ બનતી હકીકત બીચારો વૃદ્ધ મોતીચંદ શાંતિથી બેઠો બેઠો જોયા કરતો હતો અને હદપાર થવાથી અને ન દેખી ખમાવવાથી મોતીચંદે તેને જે શિખામણ દીધી, તે પણ તે મૂર્ખ છોકરાએ ગણુકારી નહિ અને સહેજ સહેજમાં તે વૃદ્ધ પિતા સામું થતો. ઘણા પ્રયત્નો કર્યા, પણ એકનો એક ઘડપણમાં આવી મળેલો પુત્ર ગમે તેમ જાનને જોખમમાં નાંખે. તેથી તે ઘણું ધૈર્ય રાખી સહન કરતો હતો. લહેરીચંદના દોસ્તદારોને કહેવા જાય તો તે કાન પર હાથ મૂકી ઉંધા ચત્તા પાટા બંધાવે. અનેક જાતના દુર્દશાના સંકટોમાંથી આ છોકરો ભવિષ્યમાં કેમ છૂટશે, એ ખ્યાલ તે બુઢ્ઢાની નજરમાંથી કદી ખસતો નહિ. આ છોકરાને માટે શું કરવું, તે ઈલાજ માટે સૂજ પડે નહિ; અને આ ફંદી મિત્રો માટે તો લહેરીચંદને તો ખાત્રી જ હતી કે, આ છેવટ સૂધી મારાજ સાચા વફાદાર જાની મિત્રો છે; અને ગમે તેવી મહાન્ વિપત્તિ કે દુઃખમાં પણ એ મને સહાય કરે એવા છે, પણ અંતલગણ છોડે એવા નથી. કારણ કે તેઓ સર્વેનું સમજાવવું અને પોકળ પ્યારનું બોલવું એવું હતું કે, આ મૂઢ લહેરીચંદ પોતે કંઈ સમજી શકે, એટલો અકલમંદ નહોતો. આ સર્વે ધુતારા એને ફોલી ફોલીને ખાનારા, બોલી ચાલીમાં અને કાવાદાવામાં ગોલ્ડન ગેંગના હીરાઓ હતા. ઘણાક બારિક પ્રપંચ અને હદબહાર એશ આરામમાં લહેરીચંદને ખાખાવીખી બનાવી એટલો તો કરજદાર કરી દીધો હતો કે, ભવિષ્યમાં પોતાનું અને સંસારનું ગુજરાન કેમ કરવું તેને માટે પણ વાંધા પડે. કપટી અને પ્રપંચી મિત્ર માટે એક વિદ્વાને કહ્યું છે કેઃ—

## દુહો

કપટી મિત્ર ન કીજીએ, અંત પેર કપટ લેત;
આગુ રાહ બતાયકે, પીછે ધોકા દેત.

સારાંશ આ જમાનામાં અનેક તરેહની મીઠી બાંધણીના અને મીઠા બોલનારા મિત્રો અને સ્નેહીઓ મૂર્ખો અને ભોળાને પહેલા અનેક બાબતની લહેજતના રંગમાં પોતાના પાંચ પૈસા ખરચીને દરેક જાતના વ્યસનમાં જેવા કે ગાંજો, ભાંગ, તંબાકુ, કોકીન, દારૂ કે અફીણ, વ્યભિચાર કે સટ્ટો, જુગાર કે કીમીઆ સાથ અનેક ઉપાધિમાં ઉતારવા, પોતા તરફથી શરૂમાં પાંચ પૈસા બગાડી અને મીઠી મીઠી વાતો કરી એવી મોજમાં ઉતારે છે કે ગળે વળગેલું વ્યસન તેને કદી પણ છૂટતું નથી; અને તેવાંજ પાપી વ્યસનો હદબહાર એવાં ઘર કરી બેસે છે કે, તેમાંથીજ દુર્ગુણની ખાણ પેદા થાય છે. જેથી કરી ધર્મ, કર્મ અને લાજ જતાં ચોરી, કપટ, જૂઠાણું અને વ્યભિચારમાં ઘણો વધારો થાય છે અને પડતી વખતે પેલા મુડદાલ ખોટા નાલાયકો પાપનો રસ્તો બતાવનાર ખશી જઇ, આ દુનિયામાં અને આવતી દુનિયામાં પણ તેને ધોકો પહોંચાડે છે. આથી કરી શરૂથીજ આવાઓથી ચેતીને ચાલવાની ફરજ છે. આવાં કારણોથી ઘણા ઉંચા ખાનદાનો પડતી અવસ્થામાં ને બેહાલત સાથ બેઆબરૂ થવા પામ્યા છે. આ પ્રમાણે ન ચેતવાથી આ લહેરીચંદ પેલા મૂર્ખાઓના હાથમાં એક રમકડા જેવો થઈ રહ્યો હતો. ઘણી વખતે બાપે શિખામણ દીધી કે, બેટા! આ દુનિયામાં કોઇ કોઈનું નથી, જ્યાં સૂધી તારી પાસે માલ રૂપી દામ છે ત્યાં સૂધીની જ આ સલામ છે. મારૂં આ પ્રમાણેનું ઘડપણ થયું અને અનેક કાવાદાવાવાળાને મેં જોયા છે. તેમજ વેઠી વેઠીને આટલી અવસ્થાને પામ્યો છું. પાછળથી તું ઘણોજ પસ્તાશે અને પાછળનો પસ્તાવો કદી પણ કામ આવનાર નથી. આ દુનિયામાં પ્રપંચીઓ પૈસા ઉપર જ ઘર કરી

બેઠા છે. પૈસાથી જ વાહવાહ થાય છે અને તપાસવાની તેમજ પેદા કરવાની કે મેળવવાની જેની બુદ્ધિ નથી, તે દુનિયામાં અનેક પ્રકારના સંસારી કાર્યની બાંધણીમાં ભાગ્યેજ સરસો કહેવાય છે. એમ કહી પૈસા બાબત આ બુઢ્ઢાએ નીચે મુજબ એક કાવ્ય કહ્યું:—

### કવિત

માડી કહે મેરો પૂત સપુત, બેની કહે મેરો સુંદર ભૈયા,
કાકા કહે મેરો નેક ભત્રીજા, શાશ કહે ઘર આવો જમૈયા;
સ્ત્રીયા કહે શુનો મેરા બાલમ, છોરૂં કહે મેરો દેખ બપૈયા,
ઇતના આદરમાન કોન કરે કે, જીશકે હાથ સફેદ રૂપૈયા.

સારાંશ કંઇક માતાઓ પણ પૈસાને જ ચહાય છે અને તેથીજ બચ્ચાંના વખાણ કરે છે. (મતલબ) કમાતો પૂત સૌને વહાલો લાગે છે. બહેનને પણ પૈસો આપતો ભાઇ સારો લાગે. "કાકા મામા કહેવાના અને ગાંઠે હોય તે ખાવાના" તે મુજબ સાસુ અને સ્ત્રી પણ પૈસાના જોરથી દબાયલી રહી વખાણ કરેછે. કમાતા રૂડા બાપથી એક છોકરાને પણ ચમકધમક વધારે રહેછે. આ સૌનું મૂળ પૈસાજ છે, કે જે પૈસાને આ કર્મનો ફૂટેલો લહેરીચંદ ઢગલાબંધ ઉડાવી દેતો હતો. જે જોઇ આ બુઢ્ઢા બાપને મહા સંતાપ પેદા થતો હતો. વારંવાર પ્રયત્ન કરતાં કઈ પણ રસ્તે પોતાનો છોકરો ઠેકાણે આવે અને પોતાના વંશના નામને ડાઘ ન લાગે, તે માટે અનેક તરેહથી જ્યારે મોતીચંદે શિખામણ દીધી ત્યારે જવાબમાં આ બેઅક્કલ છોકરો બોલવા લાગ્યો કે "જાઓ જાઓ બાપા! તમારી તો સાઠે બુદ્ધિ નાઠી. આ તો મારા જીવનના મિત્ર છે. રામદાસ, કાશીદાસ, સુલેમાન, જાંગીર, હરખચંદ અને કરમચંદના સ્વભાવથી તમે શું વાકેફ છો? મારે માટે અડચણ વખતે પોતાનું માથું

અર્પણ કરે એવા છે અને આ સાથ બીજા મિત્રો પણ કાચા પોચા નથી. તેઓ સર્વે સિંહના બચ્ચા છે. હું જો એક દિવસ ન મળું કે તેઓ મને ન મળે તો સુખેથી અમોને અન્ન પાણી પણ ગળે ઉતરે નહિ. સર્વે જીવ જીગર આ અમારા સર્વેનો એકએકમાં સમાયલો છે.” આ ઉપરાંત અનેક લવારાઓ કરી તે બુઢ્ઢાના જીવ ઉપર બરાડા પાડી સમજાવવા બેઠો. મોતીચંદે જાણ્યું કે, એની જડ ઉંડી ગઇ છે. આ છોકરો આવી શિખામણોથી કંઇ ઠામ આવે તેમ નથી. જો કોઇપણ તરેહથી હું બીજી કંઇપણ યુકિત કરીશ નહિ તો મારા મરણ બાદ પણ આની અવદશા એવી થશે કે, હાય અફસોસ અને ઝુરાપામાં દહાડા કાઢવા પડશે.આથી કરી એક બીજી યુકિત શોધી કાઢી.

એક રાતના એકદમ જેવો છોકરો બહારથી આવ્યો કે દાદરે ચઢતાં જ દીવાનખાનામાં આવતાંજ આ છોકરાએ પોતાના બાપને રૂદનપાન કરતાં જોયો. ગમે તેવું પાપી અંતઃકરણ પણ કોઈ વખત પાપથી પલળે છે. તે મુજબ આ પાપી છોકરાનું મલીન અંતઃકરણ આ દેખાવ જોઇને અંતરથી ધ્રુજવા લાગ્યું અને પૂછવા લાગ્યો; બાપા ! આ પ્રમાણે આજે કેમ કરો છો? મોતીચંદ શેઠે એક બે પળ તો જવાબ સરખો પણ દીધો નહિ. જેમ જેમ વધારે વખત ગયો, તેમ તેમ આ બુઢ્ઢો બાપ વધારે ખાલી પ્રપંચથી છાતી પછાડી માથું કૂટવા લાગ્યો અને અનેક પોચારણ એવાં કીધાં કે, આ છોકરો તો સ્તબ્ધ જ બની ગયો. ઘણા કાલાવાલાથી લહેરીચંદે પૂછયું; બાપા શું છે ? મને કહો. હું જેમ બનશે તેમ તમારૂં દુઃખ દૂર કરવામાં મદદગાર થઇશ. આમ વારંવાર કહ્યાથી તે બુઢ્ઢાએ કહ્યું, સાંભળ બેટા ! તારી મા તેને પીયર ( ગામ ) ગઇ છે અને સાથે આપણી તીજોરીની કુંચી પણ લઇ ગઇ છે. તું જાણે છે કે, આપણી

આબરૂ, ઈજ્જત અને વટથી જ આપણે આ સંસારમાં તેમજ આ દુનિયામાં પ્રખ્યાત છઈએ. આવતી કાલે સામાવાળા કસ્તુરચંદભાઇને રૂપિઆ દશ હજાર ભરવા છે અને આ જો વાયદો હું વખતસર ન સાચવું તો મારી આબરૂને ઝાંખ લાગે, એવો સમય આવ્યો છે. આમ તદબીરથી વાતો કરી અનેક તરેહથી ફેલ કરી, હાય હાયથી નિસાસા મૂકવા લાગ્યો. આથી કુલણજી લહેરીચંદ તુરત જ બોલી ઉઠયો કે, 'અરે બાપા! એમાં તે શી મોટી વિસાત છે! ઓહો! એમાં તે શું મોટું અકળાવાનું કારણ છે! મારા આ સો દોસ્તદારો છે. તે ફકત સો સો રૂપિયા આપશે તો દશ હજાર થઇ જશે. એ વાતથી બેફિકર રહો. કાલે તમોને હું રૂપિયા દશ હજાર લાવી આપીશ.' આ પ્રમાણે હિંમતનાં વચન કહી, લહેરીચંદે પોતાના પિતાને શાંત પાડયા. બીજે દિવસે ધારા મુજબ તે પોતાના સો દોસ્તદારો જોડે પોતાને બંગલે એશઆરામમાં બેઠો છે. ખાનીપીની થઈ રહી છે. નાચમુજરા ચાલી રહ્યા છે. સર્વે જણાઓ લહેરીચંદભાઇને અતિશય માનથી ફૂલાવે છે. વાહ ભાઈ વાહ, થૈ થૈ થઇ રહી છે અને સૌ દુનિયાઇ નિશામાં તલ્લીન બની ગયા છે. પણ લહેરીચંદ તો પોતાના બાપને આપેલા વિશ્વાસ ઉપર રૂપિયા દશ હજારની ફિકરમાં હતો. આ પ્રમાણે તેના મુખ ઉપર નિસ્તેજપણાની નિશાની જોઈ. આ દોસ્તદારોમાંથી બે ત્રણ પ્રપંચી પ્રાણજીવનદાસો બોલી ઉઠયા; 'કેમ શેઠ! આજે કાંઇ બહુ વિચારમાં જ તલ્લીન થયા છો? મારા સમ છે, અમને જણાવો.' આ પ્રમાણે પૂર સ્નેહનો દાવો જણાવી, સોગંદ ખાવાથી લહેરીચંદે પેલા સો મિત્રોને કહ્યું કે, "સાંભળો ભાઈ! તમે મારા પૂર સ્નેહીઓ છો, તો આજ લાંબે વખતે તમો બીરાદરોને એક તસ્દી આપવાની છે અને તે એ છે કે, આજે મારે મારા પિતાને બીજી પેઢી ઉપર દશહજાર રૂપિયા ભરવાની જરૂરિયાત છે અને તાકીદથી આજ કાલમાં

ન મળશે તો હું મારા પિતા આગળ જુઠો પડીશ અને લજ્જા જવાથી મારા પિતાના પ્રાણને પણ હાનિ થશે.” આ પ્રમાણે અરજ ગુજારતાં જ ખાવું પીવું, મોજ આરામ, અને ગમ્મત સા સૌની જગ્યાએ જ રહ્યું અને ઠગારા મિત્રોમાંથી રામજી શામજી, કલ્યાણજી, ભૂપસિંહ, દીપસિંહ, સોરાબ, દોરાબ, તુરતજ બોલી ઉઠયા; “ઓહો શેઠ ! આ કામમાં તે શું વિશાત છે? કાલે તમે જોઇ લો.” આમ તેમ ઊંધાચત્તા પાટા બંધાવી શેઠને શાંત કર્યા. મનમાં આ ઠગારાઓએ વિચાર કર્યો કે, ‘બચ્ચા! હવે આમાં કંઇ સાર નથી! આપણી કને તો ચાર દમડીએ નથી. આજે કેટલોક વખત થયાં પારકે પૈસે મોટી મોટી વાતો સમજાવી, ફુલણજીની માફક ફોસલાવી ફોસલાવી ધોયલા મૂળા જેવા બનાઉ કુળના સરદારની માફક, ખાઇ પી એશઆરામ કરતા હતા. પણ આ વખતે ગમે તેમ યુક્તિ કરી, હવે ઘર તરફનોજ રસ્તો લેવો, એમાં જ ફાયદો છે.’ આમ મનમાંને મનમાં વિચાર કરતાં ટેકચંદશાએ કહ્યું, “અરે ભાઇ લહેરીચંદ ! એટલા દશહજાર રૂપિયા તો આપણા શવાઇચંદભાઇ કાલે આપી દેશે.” શવાઇચંદ કંઇ કાચી માયના પૂત નહોતા. આવા સવાલ કાન ઉપર આવતાં જ ‘અરે રામ રામ ! જો મારી હુંડી આજની મેં વિલાયત ન બીડી હતે તો શું મોટી વાત છે ! પણ આપણા સોરાબજી શેઠ કંઇ નોક શું નહિ રાખે ?’ આમ અરસપરસ એક બીજાને માથે વાદળીઓ ખસેડી ઘર તરફના રસ્તા લીધા.

જેવો લહેરીચંદ બંગલેથી ઘેર આવ્યો કે, તુરત તે વૃદ્ધ પિતાએ કહ્યું “ કેમ બેટા ! શું કર્યું ? ” લહેરીચંદે કહ્યું; “ બાપા ! કાલે નકકી તમોને કહ્યા મુજબ દશહજાર રૂપિયા લાવી આપીશ. ” આ પ્રમાણે બનેલી સર્વ હકીકત કહી તથા વધારામાં કહ્યું કે, ‘આજે મારા સો દોસ્તદારની મંડળીમાં આ બીના કહ્યાથી તે સૌએ કબુલ રાખ્યું છે અને તે મુજબ હું કાલે તમોને આપીશ.’

બીજે દીવસે લહેરીચંદ પોતાને બંગલે પોતાના હમ્મેશના સો દોસ્તદારની રાહ જોતો બેઠો. પણ પેલા લુચ્ચાઓએ તો માંહેમાંહે સંપ કર્યો હતો અને તેથી કરી સોમાંના પચાસ જ દોસ્તદારોએ હાજરી આપી હતી. લહેરીચંદે આ આવેલા મિત્રોને કહ્યું; 'કેમ ભાઇ ! મારૂં કામ કર્યું ?' તેઓમાંના કેટલાક બોલી ઉઠયા; 'અરે ભાઇ ! અમે તે જાણ્યું કે, રામજીભાઇ લાવશે. રામજીભાઇએ ભીમજીભાઇને વિશ્વાસ આપ્યો કે, હું પેલા શામજીભાઇને ભરૂસે રહ્યો આ પ્રમાણે એક બીજાના માથા ઉપર નાંખી ન આવેલા મિત્રોના ઉપર તે વાત બંધ બેસાડી ત્યાંથી રસ્તે પડયા બહાર જઈ તેઓ વિચાર કરવા લાગ્યા કે, જોયું, ન આવ્યા તે સુખી થયા અને આ તો ખાલી આપણા જીવ ઉપર જ શૂળી. આમ વિચાર કરી કાલે અમે તો નથી આવવાના આમ અરસપરસ તેઓમાંના કેટલાક બોલી, ન આવવાની અગમચેતી આપી છૂટા પડયા. કુલણજી લહેરીચંદ જેવો બંગલેથી ઘેર આવ્યો કે, તુરત તેના પિતાએ પૂછયું; 'કેમ બેટા ! રૂપિયા લાવ્યો કે ?' લહેરીચંદે કહ્યું, 'બાપા ! આજે સોમાંથી પચાસજ મિત્ર આવ્યા હતા અને એક બીજાને ભરૂસે રહ્યાથી આજે તેઓ કાંઈ કરી શકયા નથી.' તે બુઢ્ઢા બાપે તો પોતાનું પ્રપંચથી લાચારીનું ભાષણ આગળ ચલાવ્યું, જેથી તે છોકરાને ઘણુંજ લજવાવું પડયું અને મનમાં તો તે બુઢ્ઢો એમ ધારતો ગયો કે, બેટાજી ! સોમાંથી પચ્ચાસ તો ગયા. હવે કાલે વળી વધુ સુમાર જોજે. આ પ્રમાણે ધારતાં તે શઠ મિત્રો વિષે તે કપૂત છોકરાને ઘણું સમજાવ્યું અને કહ્યું કે, 'બેટા, કોઇ કોઇનું નથી. ખાવા પીવા અને એશઆરામમાં ભાગ લેનારાજ મિત્રો જોઇ લેવા. નાણાખાઉ મિત્રોજ તને મળેલા છે. તેણે તને કરડીકૂટીને ખાધો, પણ આટલી લાજ જતી વખતે કોઇ કામ ન આવ્યું.' આ પ્રમાણે પતાવી ત્રીજા દીવસ ઉપર વાત મુલતવી રાખી.

ત્રીજે દીવસે જેવો લહેરીચંદ પોતાના મિત્રોના ઉપર આધાર રાખી બંગલે ગયો કે, તેમાંના પચ્ચીસ મિત્રનાં દર્શન દીઠાં અને તે પણ અરસપરસ પ્રથમના પેલા લુચ્ચા શઠ મિત્રની માફક એક બીજાનું બહાનું કાઢવા લાગ્યા કે, 'શેઠ! અમે તો ભૂલી ગયા, પેલા બીજાઓને ભરૂસે રહ્યા. આવતી કાલે જરૂર થશે.' આમ તેમ ગલ્લાંતલ્લાં મારી થાપ આપી ત્યાંથી વિદાય થઇ નીચે ગયા. બાદ તે કડકાઓએ પણ એ જ વિચાર કીધો કે, 'ભાઇ! આમાં સાર શું છે?' આમ અરસપરસ વાતો અને ભાંજગડ કરતાં માંહેથી કેટલાક કડકા બીલોર બોલી ઉઠયા; 'બસ ભાઇ, આપણે તો કાલે આવવાનાજ નથી. ન આવ્યા તેને કંઈ છે?' આમ નિશ્ચય કરી છૂટા પડયા.

જેવો લહેરીચંદ પોતાને ઘેર ગયો કે, તેના પિતાએ ધારા મુજબ પૂછયું; 'કેમ ભાઈ, રૂપિયા લાવ્યો.' તેણે જવાબ દીધો; " બાપા આજે તો પચ્ચીસ મિત્રો આવ્યા હતા અને હજુ કંઈ એ બાબતનું ઠેકાણું નથી." આ સાંભળતાંજ તે બુઢ્ઢાએ કહ્યું " કેમ બેટા! તું તો બહુ ઈતબાર રાખી લાયરી કરતો હતો. આજે મારી આબરૂ જવાનો વખત આવ્યો, છતાં આમાંનું તું કશું કરી શકયો નહિ. શરમ છે, તારા નાની જબાની મિત્રોને. બચ્ચા, મેં તને ઘણી વખતે કહેલું કે, "આ દુનિયામાં કોઇ કોઇનું નથી." છતાં તને દુનિયાઇ નિશા હતી. હવે આ જોયું?" આ ઉપરાંત અનેક વાતો તે બુઢ્ઢાએ સંભળાવી. છેવટે તે છોકરો અકળાઇને બોલી ઉઠયો; 'બાપા! કાલે તમે નક્કી જોઈ લેજો. કાલે હું નક્કી તમોને રૂપિયા કહ્યા મુજબ લાવી આપીશ.'

ચોથે દિવસે જેવો લહેરીચંદ બંગલે ગયો કે, પચ્ચીસમાંથી પાંચજ મિત્ર આવ્યા અને તેઓ પણ અરસપરસ ચહેનચાળા કરવા મંડયા. આથી લહેરીચંદ ઘણોજ શરમિંદો પડી ગયો અને પોતાના બાપની વાતનો તેને કંઇક ખ્યાલ

આવ્યો. આ દેખાવ જોઇ તેમાંનો એકજ મિત્ર બોલી ઉઠયો કે, 'ભાઈ લહેરીચંદ ! ફિકર નહિ કર. આવતી કાલે સાંજના છ વાગે હું મારી જાતે દશહજાર રૂપિયા લઇને આવીશ.' આ પ્રમાણે વજેચંદે જે વાયદો આપ્યો, તે ઉપરજ આધાર અને ઉમંગ રાખી લેહેરીચંદ પોતાને ઘેર વિદાય થયો.

આવતાંવારનેજ હમ્મેશની માફક તે બુઢ્ઢાએ પૂછયું. આ વખતે તે છોકરાએ ઘણીજ છટાથી જવાબ દીધો; "બાપા, આવતી કાલે સાંજે છ વાગે તમને રૂપિયા દશહજાર આપવા વજેચંદ જરૂર આવનાર છે." તે બુઢ્ઢાએ પૂછયું, 'કેમ બેટા ! પેલા બીજા મિત્રો કયાં ગયા ?' લહેરીચંદે કહ્યું; 'બાપા, સો મિત્રમાંથી નવાણું પોતાની ફરજમાંથી પાછા હઠયા છે. ફકત આ વજેચંદેજ આજે સાચો ભરૂસો આપ્યો છે અને આશા છે કે સાંજના તે જરૂર આવશે જ.' પેલા બુઢ્ઢાએ વિચાર્યું કે, સોમાંથી નેવાણું તો ખોટાજ નીકળ્યા, પણ આ એક મિત્રતાને લાયકનો છે કે નહિ, તેની પાકી પરીક્ષા કરી એવી એક આબેહુબ રચના બતાવું કે, જેથી કરી આ છોકરાની જીંદગી સુધરી, એ વાતમાંથી બીજા અનેકને ધડો મળે. આ પ્રમાણે વિચાર કરી પોતે પોતાના એક છપા ભોંયરામાં ગયો અને પોતાના દીકરાને કહેતો ગયો કે "બેટા, સાંજે જે વખતે તારો દોસ્તદાર વજેચંદ રૂપિયા લઇને આવે કે તે વખતે આ આપણા સામેના ભોંયરામાં છેક નીચે આવજે." આ પ્રમાણે કહી તે બહાદૂર યુકિતવાળા બુઢ્ઢાએ પોતાના છૂપા ભોંયરામાં છેક નીચે જઈ ત્યાં આગળ એક ઉંડી ખોની માફક ખાડો ખોદ્યો અને એક રંગબેરંગી કારમું જબરજસ્ત એક અડદનું પુતળું એક બંગાળી બાબુના કદનું અબધૂત બનાવી તેને ચત્તું સુવાડયું અને આગળ પાછળ બે જબરજસ્ત પિત્તળની મોટી દીવી ઉપર તેલ અને ઘીના કોડીયાના દીવા સળગાવ્યા. પોતે નગરશેઠ હતો, એટલે આગળપાછળ બંદુક, તરવાર

અને બીજા ઓજાર મૂકવાની પણ ખામી હતી નહિ. આ અડદના પુતળાં ઉપર એક સફેત મલમલનો ફટકો બારીક ઓરાઢી તેના ઉપર લાલ રંગના એવા તો લોહીના સમાન ઘાબાના ચમકારા કર્યા હતા કે, કોઈ એમજ જાણે કે, જાણે હમણાંજ આ બંગાળી બાબુનું આ બુઢ્ઢાએ ખૂન કર્યું છે અને આગળપાછળ સોનારૂપાના અલંકાર અને સોનામહોરો પણ પડેલી દેખાય, એવો ઠાઠ બનાવ્યો હતો. જેવો વજેચંદ આવ્યો કે, તુરત તે લહેરીચંદે પોતાના પિતાને બૂમ પાડી. અંદર આવવાને પૂછયું કે તુરત તે બુઢ્ઢાએ પોતાના ભોંયરામાં બંનેને આવવા ફરમાવ્યું. જેવા પેલા બે અંદર ગયા કે, જોતાંજ દિંગમૂઢ બની ગયા. બુઢ્ઢાએ એક ખૂનીનો વેશ ધારણ કરેલો અને બંગાળી બાબુના શરીર ઉપર જખમો લાગેલા, ઓજારો પણ પડેલાં; તેને દાટવાને ઉંડી ખો પણ જોડેજ હતી. આ જોઇને પેલા બે તો ગભરાઇ ગયા. વજેચંદ મનમાં વિચાર કરવા લાગ્યો કે, નામ ત્યારે નગરશેઠ અને ધંધા તો આવા કસાઇના કરે છે. આવાં આવાં વિચારમાંને વિચારમાં પણ વિવેકથી બોલવા લાગ્યો; "કાકા, લો આ દશહજાર રૂપિયા." આમ કહી પોતાની પાસે લાવેલી નોટનો ચોડો દેખાડયો. આ જોઇ તે બુઢ્ઢાએ કહ્યું. "અરે ભાઇ; મારા બાપુ શબુર કર ! આ જોતો નથી ! હમણાં જ, આ બંગાળી બાબુનું ખૂન કર્યું છે; અને એની પાસેનો સઘળો માલ પાંચ સાત લાખનો લૂટી લીધો છે. ઇશ્વરે મારા ઉપર મેહેર કરી, આવો જબરો શિકાર આવ્યો તો મારે હવે તારા દશ હજાર રૂપિયાનો શો ખપ છે વારૂ !" આમ કહી કાલાવાલા કરી કહેવા લાગ્યો કે,ભાઇઓ! આ વાતની લાજ શરમ તમારે હાથ છે. બાપુ, આ બીના કોઇ જાણે નહિ. આવાં તો કંઇ સેંકડો કામો કરી મેં અનેક પ્રાણીઓને જમીનમાં દફ્ણાવી દીધા છે. આ સર્વ દેખાવ અને ગળગળિત લાગણીની વાતો સાંભળી પેલા દોસ્તદારે મનમાં વિચાર કર્યો કે, અહિંઆથી જલદી નીકળું

ને પોલીસ સુપ્રીટેન્ડન્ટને બંગલે જઈ જબરી ધોંસ લઇ આવી એનું આ પાપી નીચ કામ પ્રગટ કરૂં. આમ છતાં નગરશેઠને મોઢે તો કહેવા લાગ્યો; "કાકા, જાવો જાવો, એવો કાંઇ નીચ છું ! આ વાત કાંઇ કોઇને કહેવા જેવી છે? આ તે શું કંઇ નાની શૂની વાત છે? તમો મારા પિતા સમાન છો અને વિશ્વાસનો ભંગ હું કદી કરૂં એવો નથી.' આમ તેમ ખોટાં લાડ અને પ્રપંચી પ્રીતિનાં વચન કહેવા લાગ્યો ત્યારે ફરી બુઢ્ઢાએ કહ્યું; 'ભાઇ ! આ પાપી પેટ એવું જ છે; તું મારા છોકરાનો અંગત વિશ્વાસદાયક મિત્ર છે. આ જાણી જ આ મારી ઘડપણના કૃત્યની બાંધણીનું સ્વરૂપ મેં બતાવ્યું.' આમ કહી કહેવા લાગ્યો; 'બચ્ચા ! હું થાકી ગયો છું. આ કોદાળી અને પાવડો લઇ એને અંદર દાટવામાં મદદ કરશે ?' આમ સાંભળતાં તો લહેરીચંદ તો થરથર ધ્રુજવા લાગ્યો અને પેલો વજેચંદ પણ વીલો બની ગયો. આ દેખાવ જોઇને તુરતજ કાકા બોલ્યા; 'બચ્ચા, એ તમારૂં કામ જ નહિ. ભલે જવું હોય તો જાવો. તમારે જોઇએ તો હું હવે એકથી લાખ લગી રૂપિયા આપું. પણ આ લાજ શરમ તમારે હાથ છે. આમ અનેક જાતના પ્રપંચ અને પેચારણ કરી તેને સાતમા આસમાનની ટોચ ઉપર ચઢાવી, લહેરીચંદ અને તેના ખાસ હૈયાના હાર અને કોટના માંદળીઆ જેવા પ્યારા મિત્ર વજેચંદને પણ વિદાય કર્યો.

જેવો વજેચંદ આ ભોંયરાની બહાર નીકળ્યો કે, પોતાના મિત્ર લહેરીચંદને સલામ કરી તુરત જ પોલીસ સુપ્રીટેન્ડન્ટને બંગલે ગયો. આ સાહેબ પણ એવા શિકારની રાહ જોઇ બેઠો જ હતો. તુરતજ વજેચંદભાઇએ નીચે બેઠેલા સિપાઇને કહ્યું કે, મારે સાહેબને મળવું છે. એમ કહી હોંશમાંને હોંશમાં સિપાઇના હાથમાં એક પાવલી મૂકી. ઉપર જઈ સાહેબને સલામ કરી સિપાઇએ કહ્યું; સાબ, કોઇ મીલને આયા હૈ. તુરત જ સાહેબે ઉપર આવવા કહ્યું. વજેચંદભાઇ

ઉપર ગયા અને જોયલી અને બુઢ્ઢા મોતીચંદની સાંભળેલી બીના સઘળી કહી. આવો મોટો આબરૂદાર ઘડપણમાં આવું નીચ ખૂનનું કામ કરે, એ અસંભવિત છે. આ પ્રમાણે સાહેબે જણાવ્યું કે વજેચંદે તુરત પેલી દશ હજાર રૂપિયાની નોટ એક સરત દાખલ મૂકી. વાંચનારે જાણવું જોઇએ કે, આવેલી લક્ષ્મીને છોડી દે, એવી આ મૂર્ત્તિ નહતી. તે જ મુજબ દશ હજાર રૂપિયા પોતાના સ્વાધીનમાં લઇ સાહેબે પાંચ પચ્ચીસ બીજા અમલદારોને સાથે લઇ આ કૃપણ ખૂન તપાસવા જવાની તૈયારી કરી.

બીજી ગમ જુઓ તો પેલો મોતીચંદ નગરશેઠ ભોંયરૂં બંધ કરી પોતાના મેહેલના જરૂખામાં પોતાના છોકરા લેહેરીચંદ જોડે વાતના ગપ્પા અડાવતો હુક્કો ગગડાવે છે. પોતે તો જાણતો હતો, કે વજેચંદ પણ વિશ્વાસનો ભંગ કરે એવો જ નીકળશે; અને તે જ મુજબ તેની ધારણા ખરી પડી. થોડીક જ વારમાં ઘોડેસ્વાર અને સિપાઇની ટુકડી સાથ આ સાહેબ ભારી રૂબાબ સાથ આવતો દેખાયો કે તુરત પેલા લહેરીચંદે કહ્યું કે, બાપા ! સિપાઇઓ આવે છે; આમ કહે છે એટલે તો વજેચંદ સ્વાર લઇને ત્યાં આવી અટકયો. આ અજબ ખેલ જોઈ અગાડીનો દેખાવ જોઈ લહેરીચંદને પણ ખાત્રી થઇ કે, આજે બાપા સપડાયા. હવે બચનાર નથી. આવા વિચારથી શરીર પાણી જેવું પાતળું થતાં મોં પણ ભયથી ફીકકું થઇ ગયું અને ગળગળિત અવાજે પૂછવા લાગ્યો; 'બાપા આ શું છે?' આ બુઢ્ઢો કાંઇ ગાંજ્યો જાય તેવો નહોતો. તેણે જવાબ દીધો " બચ્ચા ! એ તારો દોસ્તદાર, જીવજાન, અંગત મિત્ર, હૈયાનો હાર, અને કોટનું માંદળીઉં, વિશ્વાસુ, જો તેનાં પરાક્રમ." એમ કહી એકદમ નીચે ઉતરી, આવેલા અમલદારને સલામ સાથ આવકાર આ-પવા લાગ્યો. સાહેબના હાથમાં તો જાણે કે એક મોટી રકમનો ખૂનનો શિકારજ છે. આ સિદ્ધાંતથી તે ઘણાજ ભપકાથી

અને દમામથી પૂછવા લાગ્યો; "મોતીચંદ ? તુમારા ભોંયરા ખોલો. તુમને ખૂન કિયા એસા હમકું ખબર મીલાહે." વાણીયો ડાહિ માનો દીકરો એવા દશ સાહેબના દમને આઇશના પાણી માફક થંડે કલેજે પી જાય એવો હતો. તે બોલ્યો; "સાહેબજી! મેં ખૂન કર્યું છે ? અરેરે આ શું દુઃખ ! અરે ભગવાન્ ! ઓ પ્રભુ ! અરે રામ !" એમ કહી તુરત ભોયરૂં ખોલ્યું. અંદર જતાં વારને એક બંગાળી બાબુ લોહીનો ભરેલો ચત્તોપાટ દૂરથી ભયંકર જેવો માલમ પડયો. તેમજ ભયંકર હથીઆર અને ઘી તેલના દીવા ત્યાં હતા. નજદીક જતાં અનેક ગોઠવણ જોતાં પહેલાં તો આ અમલદારને વિચાર થયો. પણ જ્યારે તદ્દન નજદીક જઈ તપાસ કરી તો માલૂમ પડયું કે, આ તો અડદનું એક લાંબું પુતળું હતું. આ જોઇ નગર શેઠને પૂછયું કે, એ કયા હે ? શેઠે જવાબ દીધો; સાહેબ મેં ખૂન કર્યું છે, એવું કોણે કહ્યું? તે સાંભળી આ અમલદારે કહ્યું કે; આ વજેચંદે તારી ઘડપણમાં લાજ લુંટવા પ્રયત્ન કર્યો છે. એમ કહી ગુસ્સામાં સાહેબે વજેચંદને એક જોસભેર તમાચો ચોંડી બોલ્યો, "ગદ્ધા ! તું બડા બદમાશ હે, તેરેપે જુઠી ખબર જુઠા આરોપ મુકનેકા કામ ચલાકે પાંચ સાત વર્ષ ખીચડી ખાનેકું જેલમે તેરેકુ ભેજુંગા." આ સાંભળતાં એક તો રૂપિયા દશહજાર ગયા અને બીજી તો આબરૂ ગઇ અને પાછો પછવાડે આ લાગેલો સાહેબ અને નગર શેઠ મને છોડનાર નથી, એ વિચારમાંને વિચારમાં ફીકકે મોઢે તે થરથર ધ્રુજવા લાગ્યો. તેમ તેમ સાહેબ વધારે દમ ભીડાવવા લાગ્યો. છેવટે આ સર્વે વાતનો ખુલાસો પેલા અમલદારે મોતીચંદથી માંગ્યો. તેજ વખતે સૌના દેખતાં તે બુઢ્ઢો બોલ્યો; "સાહેબ, આ મારા લહેરીચંદ છોકરાને સુધારવા વાસ્તે આ સૌ પ્રપંચની બાંધણી બનાવી છે. આ મારા છોકરાને સો દોસ્તદારો હતા. લાખો રૂપિયાની મીલકત જુવાનીના તોરમાં એણે ખરાબ કીધી. રોજ વાડીએ જાય, ગાડીએ બેસે અને સો દોસ્તારોને લઇ. રોજ મોજ શોખ મહાલે. મેં

ઘણુંએ કહ્યું કે, આ દુનિયામાં કોઇ કોઇનું નથી. છતાં એણે તે વાત બીલકુલ ધ્યાન ઉપર ધરી નહિ. ત્યારે મેં એક દિવસ કહ્યું કે, "ભાઇ! તારા દોસ્તદારો સો છે અને તારા લાખો રૂપિયા તેં તારા મંડળમાં ખરાબ કર્યા છે, અને તને સૌ ઉપર સંપૂર્ણ વિશ્વાસ છે. ત્યારે મને ફકત દશહજાર રૂપિયાની જરૂર છે. મને ખાતરી છે કે તું મને તે લાવી આપી આ મારી ટેક અને આફતની વખતે તું અને તારા દોસ્તદારો મને સહાયકારક નીવડશો." આ પ્રમાણે કહ્યું તે મુજબ આ મારા શાણા સપૂત (કુળના અંગારા) એ પ્રયત્ન કર્યું. પણ કહેવત મુજબ "સો કે હુવે સાઠ, આધા ગયા નાઠ, દશ દેઇંગે દશ દીલાઇંગે ઓર દશકા દેના કયા હે ? " તે મુજબ શરૂમાં સોમાંથી પચ્ચાસ, પચાસમાંથી પચ્ચીસ અને પચ્ચીસમાંથી પાંચ એમ કમી થતાં આ છેવટે એક રહ્યો. એ પણ ખરી ખાતરીવાળો, સાચો, હિતકારી અને પ્રમાણિક છે કે નહિ, તે જોવા વાસ્તે અને તેની ખાતરી કરવા વાસ્તે આ એક અદ્‌ભૂત પ્રપંચ મેં રચ્યો. જેનો આબેહુબ ચિતાર અને આ વિશ્વાસનું ખંડન કરનાર વજેચંદસા અને આ સો મિત્ર ઉપર વિશ્વાસ રાખનાર હૈયાફૂટો ગમાર લહેરીચંદ સૌ આપની સમક્ષ હાજર છે. વળી આગળ ચાલતાં તેણે કહ્યું; સાહેબ, મિત્ર કેવા જોઇએ ? એમ કહી નીચે મુજબ એક શ્લોક કહ્યો.

**मित्रं प्रीतिरसायनं नयनयोरानन्दनं चेतसः**
**पात्रं यत्सुखदुःखयोः सह भवेन्मित्रेण तद्दुर्लभम् ।**
**ये यान्ये सुहृदः समृद्धिसमये द्रव्याभिलाषाकुला**
**स्ते सर्वत्र मिलन्ति तत्त्वनिकषग्रावा तु तेषां विपत् ॥**

અર્થઃ-પ્રીતિને વધારનાર, નેત્રને આનંદ આપનાર, ચિત્તનું પાત્ર, અને સુખદુઃખમાં સાથે રહેનાર જે મિત્ર છે, તેવો મિત્ર મળવો દુર્લભ છે. જે બીજાઓ સમૃદ્ધિના વખતમાં દ્રવ્યની અભિલાષાથી આકુલપણે મિત્ર થવાને એકઠા મળે છે, તેઓના તત્ત્વની કસોટી વિપત્તિનો વખત છે. (અર્થાત્ જ્યારે

વિપત્તિ આવે ત્યારે તેઓ છોડીને ચાલ્યા જાય છે. તેથી તે વખતે તેઓની પૂરી કસોટી થાય છે).” આગળ ચાલતાં વધુમાં કહ્યું કે પુરૂષને જેવો સ્વાભાવિક મિત્રમાં વિશ્વાસ છે તેવો માતા, સ્ત્રી, સહોદર અને પોતાની જાતનો પણ વિશ્વાસ આવતો નથી. એવો મિત્ર તે મિત્ર. સો આવા બાયલા હીચકારા ઠગ અને પાપી કરતાં એક જ સજ્જન મિત્ર કર્યો હતે, તોપણ હું રાજી થતે. આ સાંભળી પેલો અમલદાર ઘણો જ ખુશ થયો અને બોલ્યો, “વારૂ, ભલા નગરશેઠ! તને કેટલા મિત્ર છે.” તે સાંભળી આવા સવાલથી તે હસી પડયો અને કહ્યું; ‘સાહેબ ! મને સાડાત્રણ દોસ્તદાર છે.’ આ અજાયબી ભરેલા જવાબથી તે અમલદારે તે જાણવા માગ્યું અને બોલ્યો; ‘વારૂ આ તારા સાડાત્રણ દોસ્તદારને તું મને બતાવીશ?’ આ સાંભળી પ્રીતિથી તેણે તે વાતને હા પાડી જણાવ્યું કે, સાંભળો સાહેબ ! તમે તમારે બંગલે જઇ તમારી સ્ત્રીને ચાર દિવસનો વાયદો આપી એક સાદા વેશમાં મારી જોડે તમે આવો તો હું તમને ખુશીથી તે મિત્રોનો સ્નેહ મારા ઉપર કેવો છે તે બતાવું આ વાતની પેલા અમલદારે ખુશીથી કબુલાત આપી ત્યાંથી વિદાય થયો. જતી વેળાએ પેલા બુઢ્ઢા મોતીચંદ નગરશેઠે પેલા વજેચંદની કરણી સામું ન જોતાં તેને સજા કરાવવા કરતાં માફ કરવું, એમાં જ વડાઈ સમાઈ સમજી, તેને આ ફંદમાંથી મુક્ત કરવાને પેલા અમલદારને જણાવ્યું અને તે પ્રમાણે તેને માફી બક્ષવામાં આવી.

બીજી ગમ સાહેબ બંગલે ગયો. આ નગરશેઠના મિત્રોને જોવા માટે પોતાની મડમને કહ્યું કે, હું આજથી ત્રણ ચાર રોજ શિકારે જવાનો છું, તેથી કરી આવનાર નથી. આ પ્રમાણે જણાવી પોતે એક સાદા સિપાઇના ડ્રેસમાં માથાથી તે પગ સૂધીનો મોટો ઓવરકોટ ઓઢી કાને બુકાની બાંધી અને એક અસલી જૂના સિપાઇના ઠાઠમાં નગરશેઠને ત્યાં આવ્યો. તે જ વખતે :નગરશેઠ

પોતાના છોકરા લહેરીચંદના પસ્તાવા ઉપર અનેક જાતની શિખામણ દઇ રહ્યો હતો. લહેરીચંદે ઘણી ઘણી માફી માંગી અને પિતાનાં ચરણમાં પડયો અને પોતાની જીંદગીની અંત ઘડી સૂધીનું વચન આપ્યું કે, ફરીથી હું આવા દુષ્ટ પાપી, નીચ અને અધમની સોબતમાં પડીશ નહિ. આથી તે વૃદ્ધ પિતા સંતોષ પામ્યો અને ઘરની સર્વે મિલકત અને કારોભાર સોંપી, ખુશીથી પેલા આવેલા અમલદાર જોડે બહાર પોતાના મિત્રોની મુલાકાતમાં નીકળ્યો.

પેલી ગમ પેલા અમલદાર સાહેબની સ્ત્રી જારિણી હતી. તેના મનમાં તો એક કાશળ ગયું, એમ જાણી ઘણાંક દિવસની કામ વાસનાની આકળી બનેલી પોતાના ઘરના એક નીચ રખેવાળની જોડે જાર કર્મમાં લુબ્ધ થઇ.

નગરશેઠ અને પેલો અમલદાર શરૂમાં એક ભૈયાની બાંધેલી નાની ઝુંપડી આગળ આવ્યા કે જેની અંદર માતાદીન નામનો ભૈયો રહેતો હતો. આ ભૈયા જોડે મોતી-ચંદ નગરશેઠને ઘણી જૂની પ્રીતિ હતી, જેથી કરી તેના ઘરની તેની સ્ત્રી, પોતાના ધણી માતાદીન અને આ નગરશેઠની મિત્રાચારીથી પૂરી માહિતગાર હતી અને તેણી જાણુતી હતી કે, આ બંન્નેને ઘાડો સ્નેહ છે. ત્યાં જતાં ઝુંપડીનું બારણું ઠોકતાં તે ભૈયો તો હાજર નહોતો, પણ અંદરથી તેની સ્ત્રીએ જવાબ દીધો; “કોણ છે?” એમ કહી બારણું ખોલ્યું અને જુએ છે તો, મોતીચંદ નગરશેઠને ઘણે લાંબે પ્રસંગે જોયો. જોતાં વાર-નેજ ઘણાંજ માન સાથે ઘરમાં લઇ જઈ ક્ષેમકુશળ પૂછી આગતાસ્વાગતા કીધી. આ ઉપરાંત મોતીચંદ દૂરથી આવેલો અને શ્રમિત જણાયાથી સુવાની વખતે તુરત તેણીએ તકીઆની જગ્યાએ પોતાની જાંગ એક તકીઆની માફક કરી સુવાનો આશ્રય આપી, એક સાદા વીજણાવતી પવન નાંખતી

ગઈ. થોડા વખતની અંદર મોતીચંદની આંખ વાત કરતાં કરતાં આરામમાં પડી ગઈ. ઓહો! આ પ્રેમ! આ સ્નેહ! આ ખ્યાલમાં આ સૌ પેલો અમલદાર બહાર રહ્યો બાકામાંથી જોયા કરતો હતો. થોડીક વારમાંજ પેલો માતાદીન ભૈયો આવ્યો અને કમાડની સાંકળ બહારથી ઠોકી બારણું ખોલવાને વાસ્તે જ મોટી બરાડ નાંખી. તેજ વખતે અંદરથી પેલી સ્ત્રીએ જણાવ્યું; અરે મહારાજ! થોભો, તુમારા મિત્ર મોતીચંદ આયે હે, ઉસ્કી ખીજમતમે હું. ઓ નીંદમે હે. આ સાંભળતાંજ પેલા માતાદીન ભયાએ કહ્યું; ખબરદાર, ઉસ્કું જરા પણ નીંદમેસે જગાના નહિ. મેં ઇધર ખડા રહુંગા. મોતીચંદ તો આ સઘળો બનાવ પેલા સાહેબના અંતઃકરણમાં સત્ય દીવારૂપે એક મિત્રતાની લાગણી ખરી કેવી છે, તે જણાવવાને જ આ સઘળું કરી રહ્યો હતો. જેથી કરી તે આળસ મરડી જેવો ઉઠયો કે, તુરત પેલી સ્ત્રીએ બારણું ઉઘાડયું. જેવી ભૈયાની ઓરત બહાર આવી કે તુરત તે ભૈયાએ કહ્યું કે, કાયકુ શેઠકું જગાયા? તેજ વખતે તેણી બોલી; ઓ તો આપશે જાગે. એમ કહેતાં ભૈયો અંદર ગયો. રામરામ કરી ક્ષેમકુશળ પુછયા. મોતીચંદે કહ્યું, ભાઇ હું તને મારા દુઃખની વાત કહું! આ શહેરના સુપરીન્ટેન્ડન્ટ સાહેબના હાથમાં હું સપડાઈ ગયો છું અને ખૂન કર્યાનું આળ મારે માથે આવે છે. જો એ રહેમ ન કરશે તો નાહક મને ફાંસી થશે. આ સાંભળતાં જ પેલા માતાદીન ભૈયાએ કહ્યું; અરે શેઠ, તુમકુ ડરનેકા કુચ્છ કારણ નહિ હે! મેં ઉસ્કા પલંગકા રક્ષણ કરનેવાળા (Board Keeper) હું. ઓર નાહક તેરેકું હેરાન કરેગા તો મેં ઉશ્કુ કહાં બચને દઉંગા? એ મેરી તરવાસે ઉસકુ તીન તુકડા કરૂંગા. એ મેરી જાન તેરે લીયે હે. આ પ્રમાણેની સઘળી વાતચીત પેલો અમલદાર મુંગે મોઢે સાંભળ્યા કરતો હતો અને આ

ભૈયાને જોતાં તેને જણાયું કે, આ તો મારો (બોરડ કીપર) છે. શું આ મારા માતાદીન ભૈયા જોડે એને આ પ્રમાણે દોસ્તી છે; આ ભૈયાએ મોતીચંદને ખાવા વાસ્તે બહુ આગ્રહ કર્યો, પણ મોતીચંદે જણાવ્યું કે, મારી જોડે મારા ગામનો સિપાઇ છે. ભૈયાએ તેને પણ બોલાવવાનો આગ્રહ કરતાં જેવી મોતીચંદે બુમ પાડી કે તુરત એક દરવાનના છૂપા વેશમાં પેલો સાહેબ આવી હાજર થયો અને પેલા માતાદીન ભૈયાને ત્યાંનું સૂકુપાકું અન્ન જળ જે પ્રેમથી પીરસવામાં આવ્યું તે પ્રીતિથી પ્રાશન કરી, તૃપ્ત થઇ આ ભૈયાની રજા લઈ ત્યાંથી વળતા થયા.

રસ્તે ચાલતાં સાહેબ બોલ્યો, ધન્ય છે મોતીચંદ, ધન્ય છે ! મિત્ર જોઇએ તો આવો જ જોઇએ કે વચને માંગ્યુ માથું આપે? ધન્ય છે તને, ધન્ય છે તારી મિત્રાચારીને, એમ ઘણા હર્ષથી મોતીચંદને માન આપવા લાગ્યો.

આ અમલદાર સાહેબ મનમાં વિચાર કરવા લાગ્યો કે, જો આ વખતે હું જોડે નહિ હતે અને કદી ઘેર સુતેલો ગફલતમાં રહેતે તો આ ભૈયાને હાથે મારો વધ થતે. આગળ ચાલતાં મોતીચંદ અને સાહેબ એક સાઠ વર્ષના બુઢ્ઢા ખત્રી ભૂખણ શેઠના ઘર આગળ આવી પહોંચ્યા. સમીસાંજનો વખત તથા સૂર્ય પણ અસ્ત થવાની તૈયારીમાં હતો. આ ભૂખણ કાકો જંત્ર મંત્રમાં મશહુર હતો. કંઇકના ભૂત, ડાકણ તથા પિશાચને કહાડયા હતા, જેથી કરી આખા શહેર ઉપરાંત આસપાસના ગામડામાંના ઘણાક લોકો તાવીત, માદળીઆ, કરાવવાને આવતા. આ બુઢ્ઢાના ઘર આગળ આવતાં જ મોતીચંદે બુમ પાડી; ભૂખણશેઠ છો કે ?

આ સાંભળતાંજ આ ડોસો કે જેના કપાળ ઉપર લીલી પીલી કાળી લાલ સીંદુરની આડો કરેલી હતી, તેણે

જવાબ દીધો કે, શું છે? મોતીચંદે નીચે સડક ઉપર ઉભા ઉભા વાત કરી "અરે ભાઇ, મને તો આ શહેરનો સાહેબ હેરાન કરે છે." આ બીના સાંભળતાં જ તુરત એક લીંબુ ધુપની અંદર બનાવી છુ, છુ, કરી નીચે નાંખી કહ્યું કે, આ તે અમલદારના રહેવાના છાપરા ઉપર નાંખજે કે અધમુવો તે જાતેજ થઇ જશે અને કદી તારા ઉપર કંઇપણ કરી શકશે નહિ. એમ કહી વિદાય કીધો.

આ પરાક્રમ જોનાર સાહેબ તો સાથેજ હતો. તેણે તુરત કહ્યું કે, શેઠ મોતીચંદ, આ લીંબુ હાલજ કુવામાં ફેંકી દે. કારણ કે આવી બાબતથી તે ચોંકેલો હતો અને મોતીચંદે કહેવા પ્રમાણે તુરત તે લીંબુને રસ્તે જતાં કુવામાં ફેંકી દીધું. આ થઇ રહ્યા બાદ તે અમલદાર બોલ્યો; 'મોતીચંદ, આ ભૂખણશેઠે તને ઉપર કેમ ન બોલાવ્યો?' મોતીચંદે કહ્યું કે, 'સાહેબ, એને અને મારે ફક્ત દિવસનીજ દોસ્તી, રાત્રીએ એ સખસ કોઇનો નહિ. આથી કરી મેં એને અડધો મિત્ર ઠેરવેલો છે. જોયું એનું પરાક્રમ!' સાહેબ બોલ્યો, 'વાહ વાહ! ધન્ય છે! મિત્ર આ પણ ખરો છે.' આ પ્રમાણે વાતો કરતાં કરતાં એક રજપૂતના ઝુંપડામાં આવ્યા. આ રજપૂત શુરશીંગ, કે જે નામ પ્રમાણે શુરનું પાણી રાખવાવાળો, પાકો નેક વીરલો હતો. મોતીચંદને દૂરથી જોતાંજ આવી ભેટી પડયો અને ઘણા જ હર્ષથી હાવભાવ ને માન આપી ક્ષેમકુશળ પૂછી બોલ્યો, 'આ જોડે કોણ છે?' મોતીચંદે કહ્યું; 'એ તો મારા ગામનો સિપાઇ છે.' આગળ ચાલતાં તે બોલ્યો, ભાઇ પ્રથમ આ બનાવેલી રસોઈ તૈયાર છે, તે આરોગો અને પછી આપણે વાતે બેસીએ, આમ કહી બંન્નેએ કસુંબા પાણી લીધાં અને જમવા બેઠા. જમી રહ્યા બાદ મોતીચંદે ખુલાસો કર્યો કે, ભાઇ, આ શહેરનો પોલીસ સુપરીટેન્ડન્ટ સાહેબના ચાર્જમાં હું છું અને ફાંસી પામવા લગણ સમાચારના ચાર્જમાં

તેણે મને લાવી મૂકયો છે. અરે મિત્ર મોતીચંદ ! શું તને ફાંસી ! ફાંસી ! આ શું બોલે છે ! આમ કહી મોતીચંદ પાસે તે સાહેબના બંગલાની એંધાણી લીધી અને તુરત મોતીચંદને કહ્યું કે, બેસજે ભાઇ, હું પાસેની ઝાડીમાંથી ચીભડાં લઇને આવું છું, આ પ્રમાણે કહી લાલચોળ જેવી આંખ લઇ બંદુક, પીસ્તોલ, તરવાર, બરછીના સજેલા, ઓજારો સાથે એકદમ તે અમલદારના બંગલા ઉપર પાટલા ઘો બાંધેલી દોરીવાળી એવી તો લાગમાં નાંખી કે, જેની મદદથી સડસડાટ ઉપર ચઢી બારીની પાસે પલંગ ઉપર પૂર નિશાના બારમાં તે મડમ અને તેની પાસે સૂતેલા તેના યાર ઢાકલશીંગને જોયાં. આ શૂરશીંગના મનમાં તો એમજ હતું કે આજ સાહેબ હશે, એમ ધારી તેનું ડોકું કાપી નાંખી લોહીથી નીગળતો ધડ વગરનો કરી મોતીચંદ અને પેલો અમલદાર જે મોતીચંદના મિત્ર જોવા માટે સાથે હતો, ત્યાં આગળ પેલું માથું લાવી લાલચોળ લોહીના જેવી આંખો સાથે ક્રોધથી બોલ્યો, 'અરે આ સાહેબજ તને મારવાનો હતો કે? આ મુડદું તને ફાંસી કરાવનાર હતો કે ?' એમ કહી વારંવાર તરવારના ગોદા તે માથા તરફ મારતો. સાહેબ તો આ માથું જોઈ વિસ્મય પામ્યો અને મનમાં વિચાર કરવા લાગ્યો; 'ખરેખર, આ તો મારા ઘરનો હવાલદાર, ઢાકલશીંગનું માથું છે ! ખરેખર આ શૂરશીંગના કહેવા પ્રમાણે એ નીચ સ્ત્રી એની જ યારીમાં એની પાસે મસ્ત રહેલી' આ વિચારમાંને વિચારમાં લીન બની ગયો. મોતીચંદ બોલ્યો, 'કેમ ભાઇ ! શું વિચાર કરે છે ?' તે સિપાઈના ડ્રેસમાં સજાયેલા પુરૂષે જવાબ દીધો. ચાલો હવે બહું થયું. આમ કહી બંન્ને જણાઓ પેલા શૂરશીંગની રજા લઇ ત્યાંથી આગળ તે ઝુંપડી છોડી ચાલ્યા. રસ્તે ચાલતાં પેલા સાહેબે કહ્યું, ધન્ય છે મોતીચંદ ! આ શૂરાતન, અને આ પાકો સ્નેહ. આ ભાવ અને આ એકદીલ, આ નેકી, અને આ બિરલપણું. ખરેખર

દોસ્ત તો આવાજ જોઇએ કે, મિત્રના એક બાળની પણ ઇજા થતાં પોતાના તનબદનનાં રૂવાં ઉભાં થાય, ખરી લાગણી તે આનું નામજ. મોતીચંદે કહ્યું, ભાઇ, કેટલા મિત્ર થયા? તે સાહેબ બોલ્યો; 'અઢી મિત્ર તો જોયા.' ચાલે ત્યારે આગળ, એમ કહી પોતાના મિત્ર એક દીલજાન માળી છે, તેનાં પણ વખાણ કર્યાં. આ સાહેબના મનમાં તો ઘરની મોકાણ સઘળી સળગી રહી હતી, તેથી તેનું મન તો પોતાને ઘેર જવામાં હતું; તેથી તેણે ત્યાંથી રજા લીધી અને પોતાના બંગલાની કમાન ઉપરથી લાગ જોઇ ચઢી, લોહીથી નીગળતાં ધડને પલંગની અંદર તે મડમના કમ્મર સાથે લપેટાયલા હાથ સાથનું જોયું અને અતિક્રોધ, તિરસ્કાર સાથ તનબદનમાં લાહે લાહે થવા લાગ્યો.

વાંચનાર! હવે પૂછવાનું શું રહ્યું! તુરતજ તે સાહેબે તે પાપિણી ઓરતને જગાડી, મન અને વચનથી અનેક કટુ વચન કહી ત્યાગીને અનેક જાતના વિચારમાંને વિચારમાં તે રાત ગુજારી. વાઘ કદી અગીયારશ કરે, પણ પારણું તો શિકાર મારીનેજ કરે. જારિણી સ્ત્રીઓ માટે આ વાત જરૂર યાદ રાખવી ને એવીઓની બગ ભક્તિથી ભૂલવું નહીં. બીજી ગમ મોતીચંદ આગળ અને આગળ ચાલતાં એક વૃદ્ધ ડોસી, કે જેનું નામ **ધનાડોશી** હતું, તેના ઘર આગળ આવી પહોંચ્યો અને બુમ પાડી 'માજી, માજી, છોકે!' આ અવાજ સાંભળતાંજ ડોસી બોલી, 'આવ ભાઇ, મોતીચંદ, ઘણે દિવસે માલૂમ પડયો.' મા આ પ્રમાણે હર્ષથી આવકારપૂર્વક ઉપર આવવા આગ્રહ કર્યો. મોતીચંદ ઘરની અંદર ગયો અને રજપૂત શૂરસીંગને ત્યાંથી આપેલાં થોડાં ચીભડાંની કચુંબર કરવા બાબદ થોડું મીઠું અને જીરૂં માંગ્યાં. ડોસીએ ખુશીથી આપવા હા કહી કે તુરત એક નાનકડા ચપ્પુથી તે તે ચીભડાની ઝીણી કચુંબર કરી અંદર જીરૂ અને મીઠું

ભોળી વાતમાં ને વાતમાં તે છરીની અંદર કચુંબરના કકડા ભેરવી એક યુરોપીયન છરી કાંટાથી જાણે કેમ ખાતો હોય, તે મુજબ મોતીચંદને ખાતો જોઈ તે પ્રમાણેજ પેલી ડોસીએ ખાવાની જીદ કરી. મોતીચંદે આ પ્રમાણે ખવાડવાની બહુ ના કહી, છતાં "વિનાશકાળે વિપરીત બુદ્ધિ" તે મુજબ તેણીએ જીદ કરી. તેથી ખવાડતાં મોતીચંદના હાથમાંથી છરી છટકતાં તે નાનકડી છરી ડોસીના તાળવામાં પડતાંજ ડોશીમા રામશરણ ભોંય ઉપર પડયાં. મોતીચંદ આ બનાવ જોઈ અત્યંત શીરમીંદો પડી ગયો. તે બબડવા લાગ્યો, 'અરે પ્રભુ! આ શું ગજબ! આટલા સમયમાં તો હું ગુન્હેગાર ખુનની બાબદમાં નહોતો. પણ હવે તો દુનિયાની નજરમાં હું એક ખૂની જણાઈશ.' આવા વિચારમાં ને વિચારમાં વખત ગાળીશ તે પણ ઠીક નહિ, એમ ધારી તે પોતાનો મિત્ર જે એક રાજાના બગીચાનો માળી હતો, તેની કને ગયો અને સર્વે બીના વીગતવાર જણાવી. આ માળી એક **પ્રેમની** મૂર્ત્તિ હતો. તેણે પ્રેમથી ઘણોજ સત્કાર કર્યો અને આ બાબદથી અભય રહેવા માટે વચન આપી તેને ત્યાંથી પોતાને મુકામે ચાલી જવાનું કહ્યું. માળીને આપેલી નિશાની પ્રમાણે માળી તે ડોસીને ઘેર ગયો. આ ડોસીને એક ફૂલના કંડીયાની અંદર પારસલ માફક ગોઠવી પોતાની ફૂલની કાવડની ડોળીની બીજીગમ પથ્થરો મૂકી, બંને બાજુએ સમતોલ વજન કરી મધ્યરાત્રીએ સિપાઇ લોકની રોનની મોટી બરાડમાંથી બહાદૂરી સાથે જવાબ આપતાં રાજાના બગીચા તરફ કુચ કરી ગયો અને રાજાના બગીચામાં તે ડોસીને ભોંયની અંદર ડફણાવી, પોતાને મુકામે શાંતિથી આવી બેઠો.

બીજી સવારના આડોશી પાડોશીએ ડોસીમાને બોલતાં ચાલતાં કંઇપણ સાંભળ્યાં નહિ એટલે ઘરમાં આવ્યા. ઘણીએ તપાસ કરતાં ન માલૂમ પડવાથી પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ સાહે-

અને બંગલે જાહેર કર્યું. રાત વખતના રોનવાળાને પૂછતાં સઘળાએ માળીની ફૂલની ડાળી વિષેનો શક બતાવ્યો. બારીક તપાસથી ડોસીમાંનો ભોંયમાંથી મુડદાંની હાલતમાં પત્તો મળ્યો.

આ બધું મામેરૂં જોવામાં મોતીચંદ નગરશેઠ પણ સામેલ હતો. તેજ વખતે પેલા માળીને ઉંધે માથે લટકાવી માર મારતાં લોહી પણ ટપકતું હતું. છતાં માળી તે મુંગે મોઢે એક ટેકથી સહન કરી રહ્યો હતો. આવા સમયમાં પેલો સાહેબ બોલી ઊઠયો, 'મોતીચંદ! તારા અઢી દોસ્ત તો જોયા, પણ છેલ્લો એક ન જોવામાં આવ્યો.' તેજ વખતે મોતીચંદ શીરમીંદી નજર અને તરશ ભરેલી લાગણીથી કહ્યું, 'સાહેબ, આ માર ખાતાં પણ ટેક રાખી રહ્યો છે, એજ મારો મિત્ર.' આ સાંભતાંજ આ સાહેબ ઘણોજ અજબ થયો અને લાગલોજ તેને નીચે ઉતારી રહેમદીલી અને ગુન્હાની માફી બક્ષવાની શરતે અભયવચન આપી સઘળી વાત પૂછી. બયાન સાંભળતાં જ સાહેબ દીંગ થઇ ગયો અને કહ્યું 'શાબાશ મોતીચંદ, ધન્ય છે તારી નેકીને અને તારા મિત્રોની ટેકને'. આ પ્રમાણે કહી પેલા વજેચંદ કને લીધેલા દશહજાર રૂપિયામાંથી આ બંન્ને મિત્રોને પાંચ પાંચ હજાર રૂપિયા નજરાણું આપી ખુશીથી વિદાય કીધા.

આ વાર્તા ઉપરથી સાર એ લેવાનો છે કે, છંદીફંદી લોકોના છટકારૂપી તકલીફી પ્યારના પોકળ પાટીયાં ગોઠવનાર મિત્રો કે, સગાંવહાલાંથી સાવધાન રહેવું. અંત વખતનો બેલી શ્રી પરમાત્મા જ એક ન્યાયી છે. એકલા આવ્યા એકલા જવાના છૈએ. કર્મ ધર્મમાં કોઇનો ભાગ નથી. સૌ કોઇએ નાની જબાની મિત્રોથી ને સગાંઓથી પૂર સાવધ રહેવું, નહિ તો આ ફૂલણજી લહેરીચંદ જેવા હાલ થાય, એમાં નવાઈ નહિ. મોતીચંદને જેવા મિત્રો મળ્યા, તેવા ટેકી, વચની, બીનસ્વાર્થી, બીનલોભી આ સૃષ્ટિમાં થોડા જ હોય

છે. માટે હે ભલા વાંચનાર! પાકી પરીક્ષા અને સાચી સંપૂર્ણ કસોટી કર્યા વિના કદી પણ તું તારા અંતઃકરણની સાચી ટેક, યા બીના ખોલશે યા મતલબી મિત્રની લાલચ રાખશે તો જરૂર પસ્તાવા સિવાય બીજું સહન કરશે નહિ. એજ આ વાતનો સાર ખુલ્લો છે. કહેવત છે કે, દીલ મીલે તો કરીએ મેલા, ચિત્ત લગે તો હો રહીએ ચેલા, નહિ તો સબસે ભલા એકીલા. આ સૌમાંથી વાજબી લાગે તે કરો.

ॐ

# પ્રકરણ ૪થું.

## જ્યોતિષને માટે અનેક મતફેર નિશ્ચયો.

" धर्मेण हन्यते व्याधिर्हन्यते वै तथा ग्रहाः ।
धर्मेण हन्यते शत्रुर्यतो धर्मस्ततो जयः ॥ "

અર્થ:—ધર્મથી રોગ વ્યાધિ દૂર થાય છે, ધર્મથી ગ્રહો શાંતિ આપે છે, ધર્મથી શત્રુનો નાશ થાય છે, અંતે ધર્મે જ જય થાય છે.

સકળ વિદ્યા અને જ્ઞાનનો ભંડાર વેદ છે. સૃષ્ટિના આદિ પુરૂષ બ્રહ્માના તે બનાવેલા છે. વેદ એ ઇશ્વર અથવા ઈશ્વરની આજ્ઞાનાં વચનો છે. વેદ ચાર છે, ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અને અથર્વવેદ. શ્રીમદ ભાગવતના દ્વાદશ સ્કંધમાં મૂળ વેદ તો પ્રથમ એકજ કહેલો છે. વેદનું નેત્ર અંગ જ્યોતિષ છે. વેદનાં સર્વાંગ શાસ્ત્રોમાં જ્યોતિષ શાસ્ત્ર શિખર છે. વેદાંગ જ્યોતિષ નામનો ગ્રંથ યાસ્ક મુનિએ બનાવ્યો છે. જ્યોતિષના ત્રણ ભાગ પાડેલા છે. (૧.) સિદ્ધાંત, (૨.) સંહિતા (૩.) હોરા. આ ત્રણથી આખું પૂર્ણ શાસ્ત્ર થાયછે. આશરે ૭૦૦ વર્ષો

પહેલાં ભાસ્કરાચાર્યે સિદ્ધાંત શિરોમણિ નામનો ગ્રંથ રચ્યો છે. જેને અંગ્રેજ કાબેલ ખગોળવેત્તાઓ પણ માન્ય સહિત કબુલ કરે છે. ગર્ગસંહિતા, ભૃગુસંહિતા, રૂદ્રસંહિતા, નારદસંહિતા, શૌનકસંહિતા અને બ્રહ્મસંહિતા, આ ગ્રંથો પણ અતિ ઉપયોગી જોવાલાયક છે. સૌ મળી આ સંહિતામાં (ચાર લાખ ૪૦૦૦૦૦) શ્લોક છે. આ શ્લોકોના અર્થ ઘણા જ બારીકી ભરેલી રીતે સમજી જ્ઞાન મેળવવાનું છે. શ્રી શંકરાચાર્યે ગાયત્રીમંત્ર ઉપર છ હજાર ૬૦૦૦ શ્લોકો જેટલું ભાષ્ય કીધું અને ૐ બીજમંત્ર ઉપર ચાર હજાર શ્લોકો જેટલું ભાષ્ય કીધું, છતાં કહે છે કે, આ પૂરેપૂરૂં વિવેચન થયું નથી.

આ પ્રમાણે પંડિત પુરૂષ વિષયનું મહત્વ સમજવાને અને આ પૃથ્વી ઉપરનો માણુસ કયા કયા ગ્રહથી, અંશથી, તેની છાયાથી, દોષથી, સુખ દુઃખ પામે છે કે પામશે, એ સમજી સાચી રીતે સમજાવવું અને ભવિષ્યમાં તેનો સાચો આધાર જ પ્રત્યક્ષ દર્શનરૂપે દેખાય, એ જ એ વિદ્યાના જાણકારની ખૂબી છે. રેશમનો કીડો જેમ તાંતણો કાઢી લંબાવી લંબાવી વીંટલાય છે, તેવી જ રીતે પ્રાચીન ઋષિ મુનિઓએ વેદના આધારથી પોતાના બુદ્ધિબળે ઘણાંજ શાસ્ત્રોની જાળ આ કામમાં બાંધી છે. આ મહાત્માઓએ એવા ઉત્તમ ગ્રંથો રચ્યા છે કે, તેમની ફીલસુફી જોઇને યુરોપીયન પંડિતો પણ તેમનાં વખાણ કરે છે. **જીવ, ઈશ્વર તથા જગત્** આ બાબત ઉપર વિદ્વાન્ ગૃહસ્થોએ અભ્યાસ કરવો જોઇએ. આ અભ્યાસથી ધર્મ, જ્ઞાન, નીતિ અને વ્યવહારમાં કુશળ થવાશે. જ્ઞાન ઉત્તમ વસ્તુ છે, પણ તેને નિરસ કર્યાથી કે અવળે રસ્તે દોરવ્યાથી તેજ જ્ઞાન; ગુણી, પંડિત કે વીરલા બાહોશને પણ દુઃખરૂપ થઇ પડશે.

માણુસનો નિભાવ સૂર્ય થકી છે, માટે જીવાત્મા સૂર્ય છે. આથી કરી સૂર્ય સબળ હોય તો આત્મા સબળ. નિર્બળ

હોય તો નિર્બળ જાણવો. સર્વે ગ્રહો ખગોળમાં પોતાની કક્ષામાં પ્રતિક્ષણે ગમન કરે છે. દરેક ગ્રહની કક્ષા જૂદી જૂદી છે. માટે એક વખતે સર્વે ગ્રહોના પરસ્પરના સંબંધની જે સ્થિતિ આવી, તે ફરીને આખા કલ્પમાં કે યુગમાં કવચિતજ આવે; આથી કરી જાતજાતના ચહેરા, જાતજાતના આદમી હોય છે; અનેક પ્રકારનાં અનેકને સુખ દુઃખ. કદી એક બીજાનાં સર્વે સુખદુઃખ પરસ્પર મળતાં આવતાંજ નથી. દરેક માણસનો જીવાત્મા અને મનનું વલણ જેમ જૂદી જૂદી રીતનું થાય છે, તેજ પ્રમાણે અવયવ, સ્થિતિ અને ચેષ્ટામાં પણ સમજવું. માણસના અવયવ, ધાતુ અને સત્વાદિ ગુણ ઉપર કયા ગ્રહની સત્તા છે? આ ખાખ શરીર પંચમહાભૂતનું બનેલું છે, અને તે પ્રત્યેક મહાભૂત ઉપર કયા કયા ગ્રહની સત્તા છે? આ બાબતનો ખુલાસો વેદાંતના પંચીકરણ ગ્રંથમાંથી મળશે. કણાદ અને ગૌતમમુનિ તર્કશાસ્ત્રના કર્ત્તા છે. કપિલ મુનિ સાંખ્યના કર્તા છે તથા પંતજલિ યોગશાસ્ત્રના કર્ત્તા છે. એણે જીવ અને બ્રહ્મનો વિયોગ તથા તેનો યોગ દર્શાવેલો છે. જૈમિની મુનિ અને વ્યાસે ચારે વેદની તપાસ કરીને મીમાંસા કીધી છે અને તેની અંદર વેદનો અર્થ દર્શાવેલો છે. બ્રહ્મ ઉપાસનાનું રહસ્ય શ્રુતિની અંદર સરળતાથી વર્ણવેલું છે. આ ષટ્શાસ્ત્રોને ષટ્દર્શન કહીએ છીએ. આ સઘળા દર્શનનું મૂળ વેદાંત છે. **પિંડે તે બ્રહ્માંડે,** આ વેદાંત શાસ્ત્રનું સિદ્ધાંત સાબીત થાય છે, જેથી કરી આ વિષયમાં વેદવિષે બનતું થોડુક લખવાની મૂળ ફરજ છે. માણસની માફકજ પ્રાણી, પદાર્થ અને વનસ્પતિ ઉપર પણ ઉપરની સત્તા લાગુ પડે છે. આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે, પૃથ્વી ઉપર દરેક પ્રાણી માત્રને ગ્રહોની અસર છે. લોહચુંબક જેમ પાસેની ચીજને આકર્ષણથી ખેંચે છે, તેવીજ રીતે દરેક ગ્રહો પોતપોતાના બળ પ્રમાણે પ્રાણી માત્ર ઉપર અસર કરે છે. સારા બળવાળો લાગુ પડેલો ગ્રહ સારૂં પરિણામ આપે છે અને તેજ પ્રમાણે નબળાની અસર નબળી સમજવી.

વાંચનારે જાણવું જોઇએ કે, ન્યાયશાસ્ત્ર, રસાયણશાસ્ત્ર, વિજ્ઞાનશાસ્ત્ર, વૈદ્યકશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, ભાષાશાસ્ત્ર, યંત્રશાસ્ત્ર, વગેરે શાસ્ત્રોની માફક આ પણ એક પૂર્ણ બળવાળું શાસ્ત્ર છે. સિદ્ધાંત મત પ્રમાણે ગણિત, ભૂગોળ અને ખગોળ, એ ત્રણ બાબતના પૂર્ણજ્ઞાનને જ્યોતિષ શાસ્ત્ર કહે છે. એની સહાયતાથી સૂર્ય, ચંદ્ર, મંગળ, બુધ ઇત્યાદિ ગ્રહો તથા એ સિવાય બીજા નિરાધાર પદાર્થોનું ખરૂં જ્ઞાન મળે છે. આ બાબતનું સારૂં જ્ઞાન મેળવવાને સારા યંત્રો, ગણિત, બીજગણિત, ભૂમીતિ, ત્રિકોણમીતિ, શંકુછિન્ન, યંત્રશાસ્ત્ર, ક્ષેત્રફળ, અંતરલબ્ધિ, શુન્યલબ્ધિ, વિગેરે જ્યોતિષનો મૂળ પાયો જે ગણિત, તેનું પૂર્ણ જ્ઞાન હોવું જોઇએ. આ સિવાય કેવળ આંધળાના મોંઢા આગળ આરસી જેવું જાણવું. માણસ જાતની ઉત્પત્તિ સાથે તર્કશાસ્ત્ર, દૈવશકિત અને ઇચ્છાશકિત, નાના મોટા પ્રમાણમાં યોગાયોગ બક્ષેલી હોય છે અને આ સાથે સ્વાભાવિક શોધક પ્રેરણાશકિત મૂકેલી હોય છે. કળિયુગના આરંભમાં આસરે ૪૦૦૦ વર્ષ ઉપર જ્યોતિષશાસ્ત્રની પાછળ આપણા દેશના લોકોનું મન ખેંચાયું.

ઇતિહાસ ઉપરથી ચીનના લોકોની પણ અવલોકન સ્થિતિ દેખાઇ આવે છે. સર્વે દેશ કરતાં હિંદુસ્થાનને એ વિષે વધારે માન, એ કામની પ્રથમ શોધમાં છે. એનો આધાર પૂરાણમતનાંથી મળે છે. માણસ જાતે જાતિ અનુભવ, સારા સંસ્કાર ને પરિપૂર્ણ મહેનત વિના કોઇપણ કામમાં સંપૂર્ણ સુખની આશા બાંધવી એ ફોકટ છે. મીશર અને ઇજીપ્ત પણ એ બાબતમાં વધુ પ્રયત્નમાં મશગુલ રહ્યું. પરાશર મુનિએ એ બાબતમાં અમુક વિચાર આપ્યા, વૈરાટમુનિએ પુસ્તક રચ્યાં, વ્યાસે પણ થોડું લખ્યું. વ્યાસ સિદ્ધાંત તથા બૌદ્ધ આ કાળને આધારે જીર્ણ થવા માંડયું. એ સર્વેનો સાર સિદ્ધાંત શિરોમણિના લખનાર મહાપુરૂષ ભાસ્કરાચાર્યે મહા પ્રયત્નથી

લખ્યો ( સને ૯૭૮ ). ગ્રીક અથવા યુનાની લોકોએ જ્યોતિષ વિદ્યા વિષે શોધ (૨૫૦૦) વર્ષ ઉપર કરી. પહેલું ગ્રહણ વેલ્શ નામના મહા પુરૂષે તે દેશમાં શોધ્યું. ઈરિટોગુ સ્થિનિઝે પૃથ્વીના પરિઘનું માપ કાઢયું. એણે કેટલાક ખગોળની શોધનાં યંત્રો બનાવ્યાં. આનો સારો ઉપયોગ પ્ટાલેમી અને હીપાર્કસે કર્યો. હીપાર્કસે આસરે ૨૦૦૦ વર્ષ ઉપર સર્વે કરતાં વિશેષ શોધ કરી. આ બાબતની વિશેષ શોધમાં કેપ્લર નામના વિદ્વાન્ શોધકે સત્યતાપૂર્વક મહા મુશ્કેલી વેઠી, પૃથ્વી ફરે છે, એમ પ્રથમ કહેલું અને એ મતને વાસ્તવિક ઠરાવવા માટે પ્રયત્ન કર્યો. તેથી તે વખતના લોકો તેના ઉપર ઘણાજ ગુસ્સે થયા અને ધર્મ વિરૂદ્ધ મત પ્રગટ કર્યાનો ગુન્હો મૂકી ન્યાયાધીશ આગળ તેની તપાસ કરાવી. તેને ગુન્હેગાર સાબીત ઠરાવી દેહાંતદંડની શિક્ષા આ અવિચારી લોકોએ કરાવી. શૂળી ઉપર ચઢતાં તે પોતાનો પગ પછાડી તેજ પૃથ્વીને વિનતિ કરી કે, " તું ફરે છે અને તારેજ માટે હું શૂળીએ જાઉં છું." આ પ્રમાણે બોલી આ બાહોશ વિદ્વાન્ આ જંગલી અવિચારીઓની સામે ઘણી ખુશીથી શૂળી ઉપર ચઢી ગયો; અને પોતાનો પ્યારો પ્રાણ ઈશ્વિરને અર્પણ કર્યો. પાછળથી તે વાત સાચી ઠરી કે, પૃથ્વી ગોળ ફરે છે.

પ્રિય વાંચનાર ! વિચાર કર કે, સત્ય શોધ અને સત્યતાને માથે આટલું દુઃખ સાથ મહાન્ મુશ્કેલી છે ! મૂર્ખાઈ ભરેલા અવિચારી અન્યાયોથી આ પ્રમાણે ખોટા ઇનસાફ થાય છે; પાછળથી તેઓ પસ્તાય છે; અને અંત સમયે કરણીનો બદલો ન્યાયપૂર્વક ભોગવવો જ પડે છે; આ તેના પ્રત્યક્ષ સિદ્ધાંત છે. જ્યોતિષ શાસ્ત્રને આધારે, વહાણવટીઓ મુસાફરી કરે છે. ભરતી ઓટનો સુમાર પણ એના ઉપર જ છે. ચંદ્ર, સૂર્ય, મંગળ બુધ, શુક્ર, રાહુ કેતુની શોધ પણ એ જ્યોતિષમાં જ સમાયલી છે. આ શીખનારાઓની તર્ક-

શક્તિ ઘણી જ વધે છે. આ પૂર્ણ જ્ઞાન મેળવનારને અંતર્યામીની, બ્રહ્માંડોની ઉત્પત્તિની રચના વગેરે બાબતની સમર્થ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. આ વિષય વિષે સાચી સંપૂર્ણતા ધરાવનારાઓ પ્રફુલ્લિત સ્વભાવના હોય છે અને પૂર્ણ અંશી ત્રિકાળજ્ઞાની આત્માઓ શાંતિ અને શુદ્ધ નિષ્ઠાથી મોક્ષ મેળવવા ફતેહ પામે છે.

વર્તમાન મત પ્રમાણે બધા ગ્રહો સૂર્યની આસપાસ ફરે છે. સૂર્ય એ પ્રકાશ અને ઉષ્ણતાનું મોટું મૂળ છે. ૧૭૬૯ની સાલમાં હાલી નામે વિદ્વાને સૂર્ય ઉપરથી શુક્ર થઈને જાય, તે વખતે તેના સ્થાનભેદ વિષે તેણે પ્રથમ શોધ કરી. આ વખતમાં અંગ્રેજ, ફ્રેંચ અને રૂશિયાની સરકારે આ શોધ માટે જૂદે જૂદે સ્થળે મહાન્ વિદ્વાનોને મોકલ્યા. આ બાબતમાં આ વખતે સૂર્યનો ક્ષિતિજ સમસૂત્ર સ્થાનભેદ ૮·૫૭૭૬ વિકળાનો છે; આ ઉપરથી પૃથ્વીથી તેનું અંતર ૯૫૨૭૪૦૦૦ મૈલ છે અને ૮૮૨૦૦૦ આઠ લાખ બ્યાશી હજાર મૈલ એનો વ્યાસ છે. એ સાબીતિ અસલમાંથી નીકળે છે. સન ૧૬૦૯ની સાલમાં પ્રથમ દૂરબીનની શોધ થઇ. રસાયણશાસ્ત્રની મદદથી એવું માલમ પડે છે કે, સૂર્યના પ્રકાશની અંદર જૂદી જૂદી જાતના સાત રંગ છે. લેબારન્સ અને કીચાફર નામે બે રસાયણ શાસ્ત્રીઓએ એવું સાબીત કર્યું કે, મીઠાને દારૂના અર્કમાં પલાળીને ઓક્સીજન અને હૈડ્રોજનની રેશનીમાં સળગાવીએ ને તેમાં ચુનાનો કડકો મૂકીએ તો તેનો પ્રકાશ સૂર્યના પ્રકાશ જેવો માલુમ પડશે.

બુધ એ સૂર્યમાળામાં સૂર્યની પાસેનો પહેલવહેલો ગ્રહ છે. સૂર્યથી તેનું અંતર ત્રણ કરોડ સીત્તેર લાખ મૈલ છે. એનો વ્યાસ ૩·૯૩ મૈલ છે અને તે સૂર્યની આસપાસ લગભગ ૮૮ દીવસમાં ફરી રહે છે. આ એનું એક વર્ષ છે.

શુક્ર એ સૂર્યમાળામાં બુધ પછીનો બીજો ગ્રહ છે અને એ સૂર્યથી આસરે ૬ કરોડ અને ૬૦ લાખ મૈલને અંતરે છે. ત્યાં રહી સૂર્યની આસપાસ આસરે ૨૨૪ દીવસમાં ફરી રહે છે અને તેનું અંતર છેક પાસે છે.

યુરોપ ખંડના અર્વાચીન વિદ્વાનોએ સાબીત કરી આપ્યું છે કે, પૃથ્વી પોતાની ધરી ઉપર આસરે ૨૪ કલાકમાં ફરીને સૂર્યની આસપાસ ૩૬૫ દિવસ, ૫ કલાક, ૪૪ મીનીટ અને ૪૭·૬૩૫૩ સેંકડમાં એક પ્રદક્ષિણા કરી રહેછે અને આ એનું ખરૂં વર્ષ છે. આ ઉપરાંત એકજ અસરકારક દાખલો શ્રીમદ્ ભાગવતના ત્રીજા સ્કંધના ૨૩મા અધ્યાયના ૪૩મા શ્લોકમાં છે. તેમાં કહ્યું છે કે;

प्रेक्षयित्वा भुवो गोलं पत्न्यै यावान्स्वसंस्थया
बह्वाश्चर्यं महायोगी स्वाश्रमाय न्यवर्तत ॥
स्वायंभू मनु

અર્થ—આ પૃથ્વીના ગોળાનો બહુ આશ્ચર્ય જેવો યથાસ્થિત વિસ્તાર જોઈને મોટા યોગી પોતાના આશ્રમને વિષે પાછા આવતા હતા. તેમજ ભારતના ઉદ્યોગ પર્વમાં ભૂમિ ગોળ છે, એવું કહેલું છે અને વળી સિદ્ધાંત શિરોમણિમાં કહ્યું છે કે, પૃથ્વીનો પિંડાકાર ગોળ તથા માટી, જળ, આકાશ, વાયુ અને તેજ એ પંચભૂતનો બનેલો છે અને તે ગોળ ચંદ્ર, બુધ, શુક્ર, સૂર્ય, મંગળ, ગુરૂ, શનિ, અને નક્ષત્રોની કક્ષાએ ( ફરવાના માર્ગોથી ) વિંટાયલો, ને આકાશમાં પોતાની શક્તિએ આધારવગર રહેલો છે તથા તેના પૃષ્ઠ ઉપર સઘળી બાજુએ માણસ, દેવ, દૈત્ય અને તેને લગતાં સર્વે પ્રાણીઓ સાથે આખું જગત્ વસેલું છે.

ભૂગોળનાં અને બીજાં પ્રમાણોથી વાંચનારને માલુમ પડશે કે, પૃથ્વી ગોળ છે અને નિરાધાર છે. તોપણ પૃથ્વીની ખરી આકૃતિ કેવી છે, તે અહિંઆ કહેવું જરૂરનું છે. પૃથ્વી

(સ્ફીરોઇડ) લંબગોળ છે. એટલે તે ઊત્તર દક્ષિણ બાજુએ જરા ચપટી છે. એ બાબત રિચર્ડ નામે જ્યોતિર્વેત્તાને સને ૧૭૫૧ની સાલમાં પોતાને કોઇ કામ સારૂ કાયન જવું પડયું. ત્યાં તેનું ઘડીઆળ જે પારિસના વખત પ્રમાણે ચાલતું હતું, તે ધીમે ચાલવા માંડયું. આ આશ્ચર્યકારક અવલોકનથી એના જાણવામાં આવ્યું કે, ઘડીઆળના લોલકનું ગુરૂત્વ પારિસ કરતાં દક્ષિણમાં વિષુવૃત્તથી જેમ જેમ ધ્રુવ તરફ જતા જઇશું, તેમ તેમ આકર્ષણ થતું જશે અને તે વાત ઉપરના અવલોકનથી સિદ્ધ થઇ કે, પૃથ્વી ધ્રુવ આગળ ચપટી છે અને વિષુવૃત્ત આગળના અંતર કરતા ધ્રુવ આગળનું અંતર ઓછું હોય, તેજ આકર્ષણના નિયમ પ્રમાણે ધ્રુવ આગળ તે વધારે થાય. આ પ્રમાણે ટુંકમાં જણાવવું આ જગ્યાએ જરૂરનું છે.

ચંદ્ર પૃથ્વીથી આસરે ૨૪૦૦૦૦ બે લાખ ચાળીસ હજાર મૈલને અંતરે છે અને પૃથ્વીની આસપાસ ૨૭ દિવસ, ૬ કલાક અને ૪૩ મીનીટમાં ફરે છે અને તેનો વ્યાસ ૨૬૧૫ મૈલ છે અને એ સૂર્યના યોગમાંથી નીકળીને પૃથ્વી પ્રદક્ષિણા કરી આસરે ૨૯ દિવસ, ૧૨ કલાક, ૪૪ મીનીટ અને ૩ સેકંડે તેના યોગમાં આવે છે. ચંદ્ર પૃથ્વીની આસપાસ ફરે છે અને બીજા ગ્રહો પણ પ્રાચીન વિદ્વાનોના મત પ્રમાણે પૃથ્વીની આસપાસ ફરે છે. અર્વાચીન કાળમાં ગ્રહો સૂર્યની આસપાસ ફરે છે, એમ સિદ્ધ થવાથી એને ઉપગ્રહ કહે છે. ચંદ્રને પૃથ્વીની પ્રદક્ષિણા કરતાં જેટલો વખત લાગે છે, તેટલા સમયમાં તે પોતાના અંશ ઉપર પણ ફરી રહે છે; તેથી તેના રાત્રી દિવસની લંબાઇ લગભગ આપણા એક માસ જેટલી છે. એજ કારણને લીધે આપણને ચંદ્રની એકની એક બાજુ દેખાય છે. ચંદ્ર જ્યારે પૃથ્વીની આસપાસ ફરતો ફરતો આપણી અને સૂર્યની વચ્ચે આવે છે ત્યારે તે આપણને દેખાતો નથી. કારણકે તેનો પ્રકાશિત

ભાગ આપણી તરફ હોતો નથી. આ દેખાવને આપણે યોગકાળ અથવા અમાસ કહીએ છીએ. ચંદ્રની કળા હંમેશ ક્ષીણ અને વૃદ્ધિ થવાથી એવું સાબીત થાય છે કે, તે પોતે સ્વપ્રકાશિત નથી. આપણને અહિયાંથી જેટલો ચંદ્ર મોટો માલુમ પડે છે, તે કરતાં પૃથ્વી ચંદ્ર ઉપરથી તેર ગણી મોટી દેખાય છે. તેથી ચંદ્ર ઉપર પૃથ્વીનું ચાંદરણું તેરગણું મોટું દેખાય છે.

મંગળ એ પૃથ્વીની કક્ષાની બહાર પહેલવહેલો જ છે. પૃથ્વીથી એનું અંતર ૧૨ કરોડ, ૫૦ લાખ મૈલ છે અને તે એક કલાકમાં પોતાના માર્ગમાં ( ૪૭૦૦૦ ) ચાર લાખ સીત્તેર હજાર મૈલ ચાલીને આશરે ૬૮૬ દિવસ, ૨૩ કલાક, ૩૧ મિનીટમાં સૂર્યની પ્રદક્ષિણા કરે છે. એનો વ્યાસ ૪૪૪ મૈલ છે અને તે (પોતાના) વિષુવવૃત્ત ઉપર એક કલાકમાં ૫૫૬ મૈલ ચાલે છે. આપણને શુક્ર જેટલો મોટો દેખાય છે, તેટલી આપણી પૃથ્વી મંગળ ઉપરના રહેવાસીઓને દેખાતી હશે ને આપણે જેમ સૂર્ય ઉપરથી બુધ અને શુક્ર જતા માલૂમ પડે છે, તેમ મંગળ ઉપરથી પૃથ્વી, બુધ તથા શુક્ર સૂર્ય ઉપરથી જતા દેખાતા હશે.

અગાઊના જોશીઓ મગળ પછીનો ગ્રહ બૃહસ્પતિને જાણુતા. પરંતુ તા. ૧ જાનેવારી સને ૧૮૦૧ને રોજ મોસ્ય પીયાતઝી નામે એક વિદ્વાન્ બુદ્ધિમાન્ જોશી તારાઓની નિરીક્ષા કરવા ઉપરથી પ્રખ્યાત થયો હતો. તેણે મંગળ અને બહસ્પતિની વચ્ચે એક ગ્રહ શોધી કાઢયો અને તેની ખરી તપાસ કીધા પછી બરલીનના પ્રોફેસર બોર્ડનના ઉપરથી એને સૂર્યમાળાના ગ્રહમાં ગણ્યો ને તેનું નામ સીરીસ પાડયું. તેનું સૂર્યથી અંતર ૨૬૦૦૦૦૦૦ કરોડ મૈલ છે તથા સૂર્યની આસપાસ ૪ વર્ષ, ૭ માસ તથા ૧૦ દિવસમાં એ ફરી રહે છે.

આ ઉપરથી વિદ્વાન્ અને બુદ્ધિમાને વિચારવાનું કે, એક તરફ પોતાની સાચી શોધને વિદ્વાનોએ છોડી, તેનો અફસોસ અને બીજી તરફથી જે જાણવામાં આવે છે તે તરફ ઉલટ ધરાવતાં, કેવું આશ્ચર્યકારક લાગે છે! આ વિચાર જેમ જેમ ઊંડા અને ઉચ્ચ હેતુથી કરવામાં આવે છે, તો તેના અદ્ભૂત સત્ય કિરણો સૂર્યની માફક જોશદાર તેજસ્વી અજવાળું આપે, એમાં નવાઈ શું? જ્યોતિષ વિદ્યા ઊંડા પાયા ઉપર આવતી જાય છે, અને તેના જ્ઞાનથી દુનિયામાં અનેક પ્રકારના ફાયદા સમજાય છે; અને ઇશ્વરની અદ્ભૂત લીલામાં વધારો જણાય છે. આ ઉપરથી સ્પસ્ટ દેખાઇ આવે છે કે, હિન્દુઓના પૂર્વજોએ જે વિદ્યાની અંદર પ્રથમ શોધ કરીને બીજા દેશો કરતાં ઉત્તમ દરજ્જો મેળવેલો, તે હવે બીજાઓની શોધની આશા રાખે છે.

અરેરે હિન્દ! આ આળસ, મતામત, કુસંપ, પ્રમાદ અને અવિચારીપણામાંજ રચી પચી રહી, ફાંકડા અકકડજી બની પડી રહેવાથીજ, આ અવસ્થા પ્રાપ્ત થઇ છે! પ્રભુ આળસ અને વ્યસનને તજાવી સુકૃત્યમાં વલણ વધારવા અમૃતસુખનું ઝરણુ વરસાવી અનેક અધોગતિથી દૂર રાખી, નિરાશા ત્યજાવી ચપળતા, સુખ અને શાંતિ ઉપરાંત ઉદય અને કલ્યાણનું વલણ બતાવી, એક બીજાને આભારી કરે. જ્યોતિષ વિદ્યા પૂર્ણ મનનથી સમજનારને જ તેનું સાચું રહસ્ય સમજાય છે. અનેક જાત જાતના ગ્રંથો, તેનાં પ્રમાણો તથા નિશ્ચયો એવાં રચેલાં છે કે, માણુસ જાત જો સ્થિતિ, દેશ, કાળ, ક્રમ અને તેની સંપૂર્ણ બારીકી બરોબર ન સમજે તો પરિણામ સંતોષપૂર્વક આવવું મુશ્કેલ પડશે.

આવા આવા અનેક તર્ક વિતર્કથી અનેક સ્થળોની ધરતી, સૂર્ય, ચંદ્ર તેમજ તેને લગતા દરેક યોગો પ્રમાણે ઉદય અસ્તના નિયમ ઉપર બહુ ભેદ રહેલો છે. સ્પષ્ટ ગ્રહોના ગણિતમાં અને નિર્ણયમાં પણ આવા અસંખ્ય

કારણોને લીધે, સહેજ પણ સંશય પડતું કે ભૂલવાળું પરિણામ આવે તો ફળ શું સુધરે? આ મુખ્ય ખામીને લીધે જ બાળલગ્ન, પુનર્લગ્ન વધતાં કન્યાવિક્રયથી દુઃખ, આફત અને અનેક કઢંગા રીવાજો દાખલ થતા. તેનાં ઘણાંજ માઠાં પરિણામો અફશોષકારક પ્રજાને તેમજ દેશને વેઠવાં પડે છે અને અનેક વહેમોથી લોકોની ભારી દુર્દશા પ્રાપ્ત થાય છે.

બૃહસ્પતિ એ સૂર્યથી આસરે ૪૯૪૫૦૦૦૦૦ મૈલને અંતરે છે અને આસરે ૯ કલાક ને ૫૫ મિનિટમાં પોતાના અંશ ઉપર ફરે છે. તેનો વ્યાસ આસરે ૮૮૯૫૮ મૈલ છે. આ ગ્રહ પણ પૃથ્વી અને મંગળ વગેરે બીજા ગ્રહોની માફક (સ્ફીરોઇડ) લંબગોળ રહે છે. આ કામ ઝમ્પી અને બાર્ટોલીએ નામના સખ્સોએ પહેલવહેલું જાહેર કીધું. આપણને સૂર્ય જેટલો મોટો દેખાય છે, તેના ૧/૫ જેટલો બૃહસ્પતિ ઉપરથી દેખાવો જોઇએ. આ ગાલીલીઓ નામે જ્યોતિર્વેત્તાની પ્રથમ શોધનું ફળ છે. આ શોધ એણે પોતાની દુરબીનવડે પ્રથમ કીધી.

શનિ સર્વ ગ્રહોમાં સૌથી અજબ તરેહનો છે અને તે સૂર્યથી આસરે ૯૦ કરોડ ૬૨ લાખ મૈલને અંતરે છે અને એક કલાકમાં ૨૦ હજાર મૈલને વેગે ચાલીને સૂર્યની આસપાસ સુમારે આપણા ૨૯½ વર્ષમાં ફરે છે. એ આપણી પૃથ્વી કરતાં લગભગ ૭૩૪ ગણો મોટો છે.

શનિ પછી બીજા ગ્રહમાટે તા. ૧૩મી માર્ચ સને ૧૮૭૧ને રોજ સર ડોકટર હરશલે એક ગ્રહ શોધી કાઢયો. તેનું નામ ઉરાનુસ પાડયું છે. આ ગ્રહ સૂર્યથી આસરે ૧ અબજ ૬૮ કરોડ મૈલ દૂર છે અને તેની આસપાસ ફરતાં આપણાં આસરે ૮૪ વર્ષ લાગે છે અને તેનો વ્યાસ પૃથ્વીના કરતાં ૪½ ગણો મોટો છે અને તેનું મહત્વ પૃથ્વીના મહત્વ કરતાં ૭ ગણું છે. સને ૧૮૪૭માં પારિસ અને

કેંબ્રિજના બે ગણિતીકોએ એવો નિશ્ચય કીધો કે, યુરેનસની કક્ષાની પેલી મેર એક ગ્રહ છે. આ ઉપરથી કેટલાક ખગોળ નિરીક્ષા કરનારાઓએ તપાસ કીધી, તે ઉપરથી ખરેજ ઉપર કહેલા બે વિદ્વાનોએ બતાવેલી દિશામાંથી એક ગ્રહ જડયો. તેનું નામ નેપચ્યુન પાડયું છે. આ ગ્રહ સૂર્યથી આસરે ૨ અબજ અને ૮૯ કરોડ મૈલને અંતરે છે. તે સૂર્યની આસપાસ આસરે ૧૪૫ વર્ષમાં ફરી રહે છે. આ ગ્રહનું કદ લગભગ ઘણું કરીને યુરેનસ જેટલુંજ છે.

## કેતુ વિષે.

કેટલાક તારાઓ સૂર્યની આસપાસ એવા લંબગોળમાં ફરે છે કે, તેઓ બીજા ગ્રહો કરતાં સૂર્યથી ઘણા પાસે આવે છે. તેમાંના કેટલાકને પુંછડી હોતી નથી; અને કેટ-લાકોને એકથી છ સુધી પૂછડીઓ દીઠામાં આવી છે. તેઓને કેતુ કહે છે. કેપ્લર એવો મત આપે છે કે, સમુદ્રમાં જેટલી માછલીઓ છે, તે પ્રમાણે સૂર્યમાળામાં હજારો કેતુઓ છે.

આ વિષય લખવાનો મુખ્ય હેતુ એજ કે, વાંચનાર કેટલેક અંશે જાણકાર બની વધુ સમજ ધરાવવાને ભાગ્ય-શાળી બને. સૂર્યથી ગ્રહોનું અંતર અને તેઓના મહત્વ-વિષે વર્ણન કર્યું છે. એનું મુખ્ય કારણ એજ કે, પુરાણની કમસમજથી અને કસમજ જોશીઓ કદી અગડંમ બગડંમ સમજાવે તો તેથી આપણને તેના વિચારમાં ભેળા થતાં પહેલાં કંઈક સાચું અજવાળું મળેલું હોય, જેથી ભવિષ્યમાં સારી સમજણ પડે.

## જન્મ લગ્નનો સાચો ટાઈમ.

સાચી સચ્ચાઇ પૂરવાર કરવા માટે બારીક તપાસ અને સર્વે જાતનું પાકું ગણિત, ભૂગોળ ને ખગોળ સાથ સારૂં તત્વજ્ઞાન, સદ્દબુદ્ધિનો અનુભવ અને ઇશ્વરકૃપાવાળો જે

પાકો અભ્યાસી હશે, તેના જાણવામાં, વાંચવામાં અને સમજવામાં સહેલથી આવે, એમાં નવાઈ નથી. કારણ કે, આવી બાબતોમાં પુરાણોની ને શાસ્ત્રોની કમસમજથી અને બીજા ડોળઘાલું જોશીઓની ખાલી ગપને માનવા પહેલાં એ ચીજની જરૂરિયાતવાળાએ આ બાબતની શોધ ખોળ માટે મહેનત કરવી જોઇએ. મહેનત અને પૂરાવા માટે એક વિદ્વાને કહ્યું છે કે;—

"In order to have your proof you must work for it. In all this great universe there is no proof obtainable except by works, whether works of the body, work of the eye, work of the mind, that great overseer which sums up the results of all other classes of work, work there must be or proof there is none."

"જો તમોને પૂરાવા જોઇતા હોય તો તેને માટે તમારે મહેનત કરવી જોઇએ; આ આખા જગતમાં મહેનત કર્યા સિવાય કશો પુરાવો મળી શકતો નથી; પછી તે મહેનત શરીરની, આંખની કે બીજા સઘળા કામો ઉપર દેખરેખ રાખી તેનાં પરિણામો એકત્ર કરનારી મનશક્તિ હોય, પણ મહેનત તો જોઇએ, નહિ તો પુરાવો મળતો નથી.

આ ઉપરાંત એટલું પણ મુખ્ય યાદ રાખવાની ફરજ છે કે, આ બધા નિયમો ઉપરાંત જેઓને ત્રિકોણમાસી સુધી ગણિત આવડતું ન હોય, તેઓથી એ બરોબર સમજાશે નહિ.

ભગવદ્ ગીતાની ટીકા કરનાર જ્ઞાનેશ્વરે પણ કહેલું છે કે પૃથ્વી ગોળ છે; તેમજ આ ગ્રહો પણ જૂદું જૂદું બ્રહ્માંડ છે અને તેના ઉપર જૂદા જૂદા લોકોની વસ્તી છે. જેમકે ચંદ્ર ઉપરના લોકોને ચંદ્ર લોક, સૂર્ય ઉપરના લોકોને સૂર્ય લોક વગેરે કહે છે. બીજું ગ્રહની બાબદમાં

વાંચનારાઓની ખાત્રી થઇ હશે કે, સૂર્ય ચંદ્ર વગેરે ગ્રહોને આ પૃથ્વીની માફક સર્વ શકિતમાન્ પરમેશ્વરે તેને જડ નક્કર પદાર્થના બનાવેલા છે અને સર્વે પદાર્થો સૃષ્ટિમાં ઈશ્વરે આકર્ષણના નિયમોના તાબામાં રાખેલા છે. તેમ એ ગ્રહો પણ એજ નિયમને આધીન છે. તેઓ મધ્યાકર્ષક અને મધ્યોત્સારી બળને લીધેજ સૂર્યની આસપાસ હંમેશ પોતાના માર્ગમાં એક સરખા વેગે ભ્રમણ કરે છે અને એ કામ એવી રીતે તો બરોબર થાય છે કે, તેમાં ફેર પડવો અસંભવિત છે. આ બાબતમાં વધુ લંબાણ ન કરતાં વાંચનારાઓને એટલું સમજવાની ફરજ છે કે, જોશીઓ જે ફળો બતાવે છે, તેમાં કેવી સચ્ચાઇ છે, એ વિશે આ લેખ છે.

હિન્દુસ્થાનનો ઇતિહાસ સાફ બતાવી આપે છે કે, અગાઉના બ્રાહ્મણો ઉદ્યોગી અને વિદ્વાન્ હતા, તેમજ હરેક કામ કરવાને હોંશિલા હતા. આથી કરીને તેઓએ કેટલીક વિદ્યાની માહિતી મેળવી અને ઘણાક ગ્રંથો રચ્યા છે; પણ હાલના પેટ ગુજરાનવાળાઓ અણુસમજથી એવી અસરો કરે છે, કે બરોબર અર્થ ન સમજનાર સ્વાર્થને લીધે હાજી હા કર્યાજ કરે. કારણ જ્યોતિષ વિદ્યા, અને તેની સમજ ઉંડાણ પાયાઉપર છે. દેશ, કાળ, સ્થિતિ અને ગણિત ઉપરાંત પૂર્ણ બારિકપણે જ્ઞાન ધરાવનાર તેમજ સામાને સમજાવનાર જોઇએ. આવાં આવાં અનેક કારણોને લીધે પ્રાચીન વિદ્વાનોનો સંપૂર્ણ ઉપયોગ થવામાં જેટલી ખામી, તેટલુંજ ફળ કાચું સમજવું. હિંદના જ્યોતિષની આ ખામીને લીધે, દેશપરદેશ જાતભાતમાં વિદ્યા, હુન્નર, શુકન, અપશુકન, સારૂં નઠારૂં સંસાર વહેવારમાં અને એવી અનેક બાબતોમાં આ મૂળ મુદ્દો એવો જડ થઇ પડયો, કે અરસપરસ ખોટા વહેમનો બહોળો પ્રચાર થઇ રહ્યો છે. કોઈ પણ વિદ્વાન્ જાતમહેનતથી તથા સત્યતાથી સત્યરૂપી પ્રકાશ પાડી, આવી

અગણિત બાબતો ઉપર સંપૂર્ણ ખુલાસાપૂર્વક મુદ્દાઓ જાહેરમાં હજુ પણ મૂકશે તો તેથી જન્મ, લગ્ન, વહેવા, જનોઇ, (સીમંત) અઘરણીનું મુહૂર્ત, યજ્ઞ, યજ્ઞાદિ શુભ અને અનેક બીજા પ્રસંગોને અગણિત ફાયદા ઉપરાંત પરદેશગમન, બાળલગ્ન, કન્યાવિક્રય અને પુનર્લગ્ન વિગેરે અનેક બાબતોમાં બહોળો સડો પેસતાં કેટલેક અંશે દુઃખમાંથી મુકત થવા સંભવ રહેશે; ને તેના પ્રતાપે સુખ, શાંતિ, આબાદી અને ગુણના સત્ય અંશોના કિરણો ફૂટી ભૂલેલા ભાનમા આવી, ભોળા, સ્વાર્થી, ગરજાઉ નર યા નારી વહેમો આપનાર જોશીઓ ને નજુમીઓના વચનોથી સાવધાન રહી, તેઓના વચનરૂપી ફંદમાં ફસાતા અટકશે, એ જ મહા પુણ્ય ગણાશે.

હિન્દુઓના ચાર વેદ છે. આ દરેકની અંદર પણ જ્યોતિષના કંઇક વિચારો દાખલ કરેલા છે. મુખ્ય સમજ અને બીજી બાબત સાથ ગણિત કરવાની અંદર ક્રાંતિવૃત્ત, કક્ષા, છિન્નપુચ્છ વૃત્ત, તત્તાંશ, ઉન્નતાંશ, અગ્ર, મંદફળ, અક્ષર, છાયા, વગેરે જે શબ્દો આવે છે, તેનો કિંચિત્ અર્થ તો કોઈ વિરલાનેજ માલુમ હશે; આવા આવા સૂક્ષ્મ કારણોને લીધે, ગણિત કરવાની અંદર આવતી ભૂલો સુધારવા શકિત કયાંથી રહે? આથી કરીને જન્માક્ષર અને ગ્રહની બારીકી અને અગાડી કુંડળીઓનું ફળ મળ ' આવવામાં ખામી છે, અને તે ઉપરથી લાકડે માંકડું વળગાડતાં, કજોડાં થતાં અને અનેક સંકટો ઉઠાવતાં આ ભવ અને પેલા ભવથી પોતે તેમજ કુટુંબીઓ સ્નેહી સાથ મિત્રો અને સંબંધીઓ અનેક વિપરીત પરિણામો જોતાં અધોગતિને શરણ થાય છે. આવાં આવાં અનેક કારણોને લીધે, હિન્દુસ્થાનમાં જોશીઓની માઠી દશા એવી તો આવવા લાગી કે, **મામાદેવીમાં દમડીદમડીએ** નસીબ જોતા થયા, અને ઘેડાના **ગરૂડાઓ** કે જે કકા નામને જોઈ કંપારી ખાય, તે પણ લાંબા

ટીપણાં ઢાલ જેવા પાઘડા ઉ-ર ખોસી, ગોપીચંદનનાં ટીલક લગાવી જોશીમાં ખપવા લાગ્યા, અરેરે ! હિન્દ ! શું તારી ગતિ ! શું તારી પડતી ! શું તારૂં જ્યોતિષ ! અને આવી ઉત્તમમાં ઉત્તમ વિદ્યાની શી શી ખરાબી !

આપણે ઘણી જગ્યાએ જોઇએ છૈએ કે, પંચાંગ અને ટીપણામાંથી સાર ખેંચી, તિથિ, વાર, નક્ષત્ર, અગડબગડમ, મકર, મેષ ઉતારી એક લંબાણુ ટીપ પોતાની પાસે તૈયાર કરી રાખે છે; મતલબ આ યોગ ઉતરશે, અને પછી બીજો બેસશે, પણ યોગ, ઘડી, નક્ષત્ર, પર્વ તિથિ, વધઘટ, શું ? અને કયાંથી આવ્યું; કેમ થયું; એની ગણત્રી કેમ થાય ? આમ આવવાનું કારણ શું ? આમ કેમ નજ આવે ? આવે તો શું થાય ? એ જાણે પેલું લંબાણ ટીંપણુંજ ? આવી આવી બાબદો કેટલી ઝાણી અને ઉંડી છે, અને તેથી સર્વ કાળને વશ થઇ, ઘેટાની હાર અને બકરાના ટોળાની માફક ગાડરીયા પ્રવાહના રેલાની માફક ચાલે છે. પછી તે ખરૂં ફળ અને સત્ય તે કયાંથી નીકળે ?

સાચા વિદ્વાન્ મહા બુદ્ધિશાળીઓએ ફળાધીશનો પાયો પ્રથમથી એવો મજબૂત ચણેલો છે કે, અંતે સાચી આવડતવાળાને તેનું સત્ય શુભ ફળ પ્રાપ્ત થાય. જોતિષ સાચું છે, પણ બીન વાકેફગારોએ તેનું રહસ્ય બીન ભરૂસેદાર બનાવી દીધું છે.

## જન્મ લગ્ન એટલે શું ?

પૃથ્વીને પોતાના અંશ ઉપર ફરવાથી હંમેશાં સૂર્ય, તારા અને નક્ષત્રો વગેરે આકાશી પદાર્થો આપણને પૂર્વમાં ઉગતા અને પશ્ચિમમાં આથમતા દરરોજ માલુમ પડે છે. તેમાં રાશિ ચક્રમાંનો બાર ભાગમાંનો દરેક ભાગ (રાશિ) પણ નિયમસર ઉદય સ્થળ ઉપર આવે છે અને એક રાત્રી દિવસની અંદર એ ચક્રની બારે રાશિઓ ત્યાં આવે છે.

આ વખતે ઉદય સ્થળ ઉપર જે રાશિ હોય છે, તેને તે વખતનું લગ્ન કહે છે. આ પ્રમાણે દરેક ગ્રહનું પરિણામ શોધી તૈયાર કરી રાખેલું જે પત્ર હોય છે, તેને લગ્નપત્રી કહે છે. આ બાબદમાં તૈયાર કરેલા સારાં પંચાગો જોઇતી મદદ આપે છે, જેથી એ બાબદો ટુંકમાં શોધી કાઢવાની અને સહેલથી સમજવાને વધુ ફાવટ આવે છે. એટલા માટે ટીપણાં અને અસલનાં પંચાગો, યંત્રો, અને અસલના સિદ્ધાંતો, પ્રમાણો સાથ ગણિત અને તે ઉપરથી નીકળતો વાજબી સાર, સારો અસરકારક ફાયદો કરે છે.

આ ઉપરથી બુદ્ધિશાળી વાચકવર્ગે સમજવું જોઇએ કે, આ જગતનો કર્તા અપાર ડહાપણવાળો, ન્યાયી અને પરમપૂજ્ય છે, અને તેની અદ્‌ભુત લીલાનો અને બારીક રચનાનો એવો અલૌકિક ચમત્કાર છે કે, ભલા ભલા ઋષિ મુનિઓ અને ગુણિજન પંડિતો પણ તેનું પૂરેપૂરૂં વાસ્તવિક વર્ણન કરવા અસમર્થ થઇ પડયા છે અને આખરે શાસ્ત્રોથી અને વેદોથી પણ નેતિ નેતિ વર્ણવેલું છે. આ બાબતનું બારીકી ભરેલું જ્ઞાન મેળવવાનું છોડી, જડ પદાર્થોની ગતિને કંઇક તો ખાલી પરમેશ્વરનું રૂપ આપી રહેલા છે. શું તેવાઓની વિચિત્ર સમજશક્તિ છે! આવી આવી અસંખ્ય ભૂલો કરી પછીથી ખરૂં ફળાદેશ શોધવા જાય તો પાયો ખોટો હોય, તો ચણતર વાંકું કેમ ન લાગે? ધર્મનાં કામો માટે ધર્મશાસ્ત્રની રૂઢી બનાવેલી છે. સરકારના રાજ્યમાં રહેવાને અગણિત કાયદાઓ છે. મતલબ કાયદામાંજ અનેક કાયદાઓ સમાયલા છે અને એજ મુજબ આ જ્યોતિષ શાસ્ત્રમાં પણ અનેક આચાર્યોના મત અને બારિક બાંધણી છે. એમાંથી સત્વ અને મુદ્દાસરનું તત્વ ખેંચી કાઢી, વહેમ અને કંટાળાને દૂર કરવાની આપણી ફરજ છે, જેઓ બીનસમજથી સહેજ સહેજ બાબતમાં જોશીઓની સલાહ લેવાનો ઉત્સાહ રાખે છે, તેમાં કમસમજ અને સબળ

જ્ઞાન પાકી ખાલી વહેમરૂપી પથરાને ભાર તરીકે સેવન કરે છે અને મૂર્ખતાથી વહેમરૂપી બેવડું સંકટ ભોગવે છે.

સૂર્ય સિદ્ધાંત નામે ગ્રંથ ઇસ્વીસનના પાંચમા અથવા છઠ્ઠા સૈકામાં એક જોશીએ કરેલો, છતાં ૨૧૬૪૯૦૦ વર્ષ ઉપર દેવથકી પ્રાપ્ત થયો, એવો હિન્દુઓ ઘણે ભાગે માને છે. આવા આવા વહેમાયલા વિચારોને લીધે સંપૂર્ણ ફળ પ્રાપ્ત થતું નથી.—( હિન્દુ એસ્ટ્રોલોજી ). સાચી શોધને માટે ગાલીલીઓને કંઇ ઓછું વેઠવું પડયું નથી, છતાં તે સત્યતા માટે પાછો હઠયો નહોતો. રાહુના ગ્રહનું ટુંકમાં પતાવવાનું કારણ એજ કે, ભાસ્કરાચાર્ય જેઓએ જ્યોતિષ ગણિત અને સદ્ધાંતમતનો પાયો રચ્યો છે, તેઓના વિચારમાં અને પુસ્તકોમાં રાહુ એ ગ્રહ નથી અને હાલ પણ ઘણે ભાગે રાહુ અને કેતુનું ફળ એક સરખું જાણવામાં જોશીઓ મત આપે છે. રાહુ વિષે એવું પણ પ્રમાણ આપવામાં આવે છે કે, શિવજીના વરદાનને પામ્યો એવો જે રાહુ, તે પૃથ્વીની છાયામાં રહ્યો થકો ચંદ્રને ગળે છે. પણ પૃથ્વીની છાયા વગર તેના સામો આવીને ગળતો નથી. એ જે મત હું કહું છું, તે કોઇ મતથી વિરૂદ્ધ આવનાર નથી. સર્વ ગ્રહો માફક એનો પ્રત્યક્ષ તારો નથી. પણ એની છાયા પ્રબળ શકિતવાળી છે. ( ભાસ્કરાચાર્ય )

આવાં આવાં અનેક અંજાણપણાથી, બીનસમજથી અને વહેમના ફળાધીશથી અજ્ઞાન અને અવિચારી સ્ત્રી પુરૂષો અનેક તરેહથી **ધર્મ, અર્થ, કામ અને મોક્ષ** આ ચારે તરફથી રવડી મરે છે. કારણ કે અસલના ખરાપણા અને મતામતથી શુદ્ધ ખરૂં શું, તે ખોળવામાં કસર રહે છે. ઇશ્વરની આજ્ઞામાં ને પેદા કરનાર માતાપિતાની સાચી સમજ ભરેલી કેળવણીમાં ખંતથી રહેતો ધર્મ અને કેળવણી સચવાય, તો તેનું પરિણામ અસરકારક આવે; અને દુનિયાનાં રૂડાં કામોના આશિષથી, ન્યાયવંત કીર્ત્તિથી, સત્યતામાં પ્રભુ સહાય થવાથી સદ્દગુરૂના

પ્રતાપવાન્ આશિષ અને કૃપાથી મોક્ષ મેળવવા ભાગ્યશાળી બને.

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, ચારે તરફ પોતાની છાયા બતાવે તે સાહિત્ય; એવો સર્વ ગુણજ્ઞ વિદ્વાનોનો મત છે. તેજ મુજબ સાચું શોધી સંગ્રહી વહેમને દૂર કરી, જગતનિયંતા, સચરાચર પરમ કૃપાળુના સાચા ન્યાય ભરેલા અંધારણો ઉપર સાબીત ધ્યાન રાખી, તેવી રીતભાત અને તેની અદબ ભરેલી સંભાળમાં કાળજી રાખી ચાલશે, તો તેનાં મધુર ફળ તેને પ્રાપ્ત થશે.

આપણે નજર આગળ હજારો દાખલા જોઈએ છીએ કે, જોશીઓના પણ કવખતે દુઃખ ભોગવે છે, મરેછે, અને વિધવાયોગને પ્રાપ્ત થાય છે. એકંદર દૃઢ પ્રારબ્ધ ફરતું નથી. યથા લાભ સંતોષ એટલા માટે રાખવાનો છે કે, આ લોકને વિષે મનુષ્ય પ્રાણીને જે કંઇ સુખ દુઃખાદિ પ્રાપ્ત થાય છે, તે સર્વ તેના પ્રારબ્ધાનુસાર આપોઆપ જ પ્રાપ્ત થાય છે. એ નિયમ એવો અનિવાર્ય છે કે, ગમે તેમ કરવા છતાં પણ પ્રારબ્ધ ભોગ ભોગવ્યા વગર ત્રણ બ્રહ્માંડ વિષે પણ છુટકો થતો નથી, એટલા જ માટે પ્રારબ્ધના ભોગ સંબંધે હર્ષ શોકાદિ કરવાં વ્યર્થ છે, તેમજ તે ફેરવવા માટે પ્રયત્ન કરવો પણ વ્યર્થજ છે. ફેર માત્ર એટલોજ છે કે, પ્રારબ્ધ કર્મના ભોગ અજ્ઞાનીને તથા જ્ઞાનીને સમાન હોય છે, પણ જ્ઞાનીને ધૈર્યને લીધે કલેશ થતો નથી, ત્યારે ધૈર્ય રહિત અજ્ઞાની કલેશને પામે છે. આ સૌ પૂર્વ જન્મના સંસ્કારને આધીન હોય છે; તેજ મુજબ તેની મતિ ગતિ હરેકપળે ચેતન આત્માના યંત્રે કરી દોરવાયા કરે છે. દેહ, દ્રવ્ય, પરાક્રમ, સુખ, માતાપિતા, સ્ત્રી, ભાગ્ય, દુઃખ, રાજ્ય, લાભ, ખર્ચ મરણ, આ બાર ભાવોમાં ગ્રહોની નિશાનીરૂપે રાશિઓની વ્યવસ્થાથી આવેલા યોગો મૂળ માંડવામાં આવે છે. સાચા વખતસરની કુંડળીથી મૂળમાં પડેલા સાચા ગ્રહયોગથી સારો જાણકાર, અનુભવી, બિનસ્વાર્થી, સંસ્કારી તથા

બુદ્ધિશાળી જોશી તેનું ખરૂં ફળાધીશ કહેવા શક્તિમાન્ થાય છે. બાકી તો સો વર્ષનું આવરદા કહેનાર માણુસ સાત વર્ષમાં યમ લોકને પહોંચે છે. અત્યંત ધનાઢય કહી જનારને ધર્માદા રોટલો ખાઇ ધર્મશાળામાં કે પાંજરાપોળમાં પણ સુવાનું મળતું નથી. સજોડું કહેલા યોગમાં હજારો વિઘ્ન ને કંકાશ સાથ કોરટ દરબારના સંજોગો બને છે. પાંચ પુત્રની માતા પાણુકોર થશે,તેવીનો ભવ વાંઝીયાપણુમાં જતો જોવામાં આવે છે. નામ સુરજરામ છતાં યોગે કરી અંધદશામાં દશા કાઢવી પડે છે. જોનાર જ્યોતિષને ફળાધીશના આવા દેખાવો પણ જણાય છે. આ ઉપરથી યાદ રાખવું કે, દઢ પ્રારબ્ધ કોઇથી ફરતું નથી. પૂર્વ જન્મનું સત્વ હંમેશની ચાલચલગત, કેળવણી, સંગત અને અહોનિશના વિચારો અને કૃત્યો, હંમેશ જે ભવિષ્ય બાંધ્યા કરે છે, તેની નોધ તો સકળગુણસંપૂર્ણ અવિનાશીજ રાખે છે, એ "**અદૃષ્ટ**" સાચા દર્પણ પાકી, તથા ખરા તત્વ પાકી કોઇથી કળી શકાતું નથી.

જ્યાં લગણ કોઇ પણ બાબતને શરૂથી તે અંત સૂધી પાકી શોધથી જોતા નથી, તપાસતા નથી, મનન કરતા નથી, અને બુદ્ધિમાન, વિદ્વાન્ અને વૃદ્ધના આધારોને સત્યતા-પૂર્વક વિશ્વાસથી મનન કરતા નથી, અને કુદરતી અવાજને જાણુવાની શક્તિ ધરાવતા નથી, ત્યાં લગણુ દોરડીને સાપ ધારી વહેમમાંજ કૂટાયા કરો, તેમાં શું નવાઈ છે ?

આપણે ઘણા દાખલા જોઇએ છીએ કે, કોઇને ત્યાં આગ લાગી દશ પાંચ હજારનું નુકશાન થશે, તે જો જોશીને પૂછવા જશે તો તે વળી મૂર્ખ વિદ્વાન્ હશે, તો મેષ, વરખ, કર્ક, તરક, જોઇ, સો બ્રાહ્મણ જમાડી શાંતિ કરવાનું કહેશે. એટલે બિચારા અજ્ઞાનને **દંડ, મૂળ અને ડામ.** આવાં આવાં અજ્ઞાનતાથી ઘણા ખેલો બને છે. જો કોઇ જરી માંદો પડયો, અને જોશીએ એક પથ્થરરૂપી વહેમ આપ્યો, કે

આવતી અમાસ લગીન એના દિવસ નબળા છે, કે આવા વિચારોની નબળાઇમાં અને તેના દેખાવમાં પેલો બિચારો વધુ માંદગીને ભોગવે છે. સૌ કોઈ જાણે છે કે, **નબળા વિચાર**, એ મોટું દુઃખ છે. આવી આવી બાબતોમાં વહેમ અને અજ્ઞાનતાથી હિન્દના કાન બહેર મારી ગયા છે. એ જ પડતીનું મુખ્ય લક્ષણ છે.

આ વાત ઉપરથી સાર એ લેવાનો છે કે, સર્વ પ્રાણી-માત્રને હમ્મેશાં દુઃખ રહેતું નથી. તડકો શિળો આવ્યાજ ક છે. બુદ્ધિશાળી તો સમજે છે કે, દુઃખ એ દુનિયાની કસોટી છે; અને દુઃખ, સુખ કલ્પનાના બચ્ચાં છે. સાચુ સુખ **આત્માનંદ** ભોગવનારનેજ મળે છે, બાકી બધાં ઝાંઝવાનાં નીર છે. એક બાળક ચાલતાં પડી જાય છે, તે તેને દુઃખ સમજી રડે છે, ત્યારે તેનાં જ્ઞાની માતા પિતા તેને અગાડી દોરવવા હાથ પકડી ચલાવવા કોશીશ કરે છે. બાળક જેને દુઃખ સમજે છે, તેને માતાપિતા સુખ સમજે છે. એ જ મુજબ સાચી સમજણ વગર આ ભેદો જાણવા મુશ્કેલ છે.

**અદૃષ્ટની** સાચી બીના જગતના કર્તાએ દેહધારીઓની પાકી સંપૂર્ણ સમજ પાકી દૂર રાખી છે. આવી આવી અસંખ્ય બાબતોની સમજણોનો સાર સંગ્રહ કર્યાથીજ આ પુસ્તકનું નામ "અદૃષ્ટ ફળ દર્પણ" રાખેલું છે.



# પ્રકરણ ૫ મું.

## સંસ્કારે સૌ આવી મળે છે, તેની દલીલો.

### (૧) સંસ્કારની વ્યુત્પત્તિ.

શિષ્યઃ—સંસ્કારનો અર્થ શું છે, તે આપ મને જણાવશો?

ગુરૂઃ—સંસ્કાર શબ્દ સં૱ + કૃ ધાતુ પરથી થયો છે. संस्क्रियते अनेनेति संस्कारः જેનાવડે પવિત્ર થવાય તેનું નામ સંસ્કાર. આ સ્થળે સુખ દુઃખાત્મક ફળવાળું પૂર્વ જન્મનું જે કર્મ, તે સંસ્કારરૂપે છે. આ સુખ દુઃખાત્મક ફળ ભોગવવાથી મનુષ્ય પૂર્વ જન્મના અમુક કર્મ અર્થાત્ સંસ્કારથી મુકત થાય છે. આ કારણથી પૂર્વ જન્મના કર્મને સંસ્કાર એવું નામ આપેલ છે. સંસ્કાર શબ્દ કેવળ આ અર્થમાંજ વપરાય છે, એમ નથી. આ શબ્દ અનેક પ્રકારે વપરાય છે. જેમકે કોઇ પણ ક્રિયા કરવાથી દેહ શુદ્ધ થાય. આ પ્રમાણે મનુષ્ય સંબંધી ૧૬ સંસ્કાર કહેવામાં આવેલા છે. આ સંસ્કાર કરવાથી મનુષ્યના ચિત્તને સારી અસર થવાથી કુમાર્ગે જવાને મનુષ્યને અવકાશ મળતો નથી. આ સોળ સંસ્કાર નીચે પ્રમાણે છેઃ—ગર્ભાધાન સંસ્કાર, પુંસવન સંસ્કાર, સીમંત સંસ્કાર, જાતક સંસ્કાર, નામકરણ સંસ્કાર, નિષ્ક્રમણ સંસ્કાર, અન્નપ્રાશન સંસ્કાર, ચૌલ સંસ્કાર, વ્રતબંધ સંસ્કાર—ચાર. વેદના વ્રતનો સંસ્કાર, કેશાંત સંસ્કાર, સમાવર્તન સંસ્કર તથા વિવાહ સંસ્કાર. આ ક્રિયાને પણ સંસ્કાર કરી કહે છે. પણ આ સ્થળે આ ક્રિયા લેવાની નથી. પણ પૂર્વ જન્મનાં પ્રારબ્ધરૂપે જે કર્મ, તેનું નામ સંસ્કાર છે. જેમ ક્રિયારૂપી સંસ્કાર કરવાથી ચિત્ત શુદ્ધ બને છે, તેમ પૂવના સંસ્કારરૂપી કમનું ફળ ભોગવવાથી મન અમુક પ્રકારના બંધનમાંથી મુકત થાય છે. આથી તે કર્મને સંસ્કાર કરી કહ્યું છે.

## સંબંધ થવાનું કારણ.

શિષ્યઃ—મનુષ્યને જે, માબાપ, સ્ત્રી, પુત્ર, ઋણદાર, લેણદાર વગેરે અનેક પ્રકારના સંબંધો બંધાય છે, તે શાથી બંધાય છે?

ગુરૂઃ—આ જગતમાં જે જે પ્રકારના એક બીજા સાથે શું પુત્ર સાથે, સ્ત્રી સાથે ઇત્યાદિ અનેક સાથે જે જે પ્રકારનો સંબંધ બંધાય છે, તે પૂર્વના સંસ્કાર અથવા કર્મને લઇને છે. દાખલા તરીકે ભર્તૃહરિ રાજા એક વેળા શિકાર કરવા ગયો હતો. તેવામાં તેણે એક હરણનો શિકાર કર્યો. આ હરણનો શિકાર કરવાથી તેની હરણી પોતાના પતિના વિયોગથી ઝુરી ઝુરીને મરણ પામી. આ પછી રાજા ઘેર આવ્યો તથા આ બાબત પોતાની સ્ત્રીને કહી. વળી કહ્યું કે, પશુમાં પણ મનુષ્યની માફક કેટલો બધો પ્રેમ રહેલો છે કે, એક હરણના મરવાથી તેની હરણી ઝુરીને મરણ પામી. આ સમયે તેની રાણી પિંગળાએ કહ્યું કે, મારો પણ આપને વિશે આવો જ પ્રેમ રહેલો છે. આમ વાત થયા પછી કેટલોક સમય ગયા કેડે રાજાએ આ પારખું જોવા માટે પોતે શિકાર કરવા ગયો તથા પોતાના એક માણસ સાથે કહાવી મોકલાવ્યું કે, રાજાને વાઘ ખાઇ ગયો. આ સાંભળી તેની રાણી પિંગળા એકદમ કલ્પાંત કરી ત્યાંને ત્યાંજ મરણ પામી. આ પછી રાજા જ્યારે રાજા ઘેર આવ્યો ત્યારે તેણે પોતાની રાણીને મરેલી જોઇ. આથી તે રાજા ગાંડો બની ગયો તથા પોતે રાજપાટ છોડી, ઓ પિંગળા, ઓ પિંગળા, એમ બૂમ પાડતો નગર બહાર જંગલમાં નીકળી પડ્યો. હવે જંગલમાં તે રાજા જતો હતો, તેવામાં એક સ્થળપર ગોરખનાથ સાધુ બેઠેલા હતા. તેણે રાજાને કલ્પાંત કરતો પોતાની તરફ આવતો જોયો. તેણે સમાધિથી જોયું તો માલમ પડ્યું કે, આ રાજા પોતાની રાણીના મૃત્યુને લીધે ગાંડો થઇ જંગલમાં ભટકે છે. આથી તે ગોરખનાથે પોતાની

પાસે જે તુમડી હતી, તે પથ્થર સાથે અફાળી ફોડી નાંખી પછી પોતે પોકે પોક મૂકી રડવા બેઠો. આ સમયે રાજા ભર્તૃહરિ ત્યાં આવી પહોંચ્યો. રાજાએ પૂછયું કે, હે સાધુજી ! આપ શા માટે રડો છો ? પેલા સાધુએ કહ્યું કે, મારી તુમડી આ પથ્થર સાથે અફળાવાથી ફૂટી ગઈ તથા તેને માટે હું શોક કરૂં છું. રાજાએ કહ્યું કે, તારી તુમડી ફૂટી, તેમાં તારે શોક કરવાની કશી જરૂર નથી. કારણ કે એક તુમડી ફૂટી જવાથી બીજી એના જેવી હજારો તુમડી મળશે. ત્યારે ગોરખનાથે કહ્યું કે, એક પિંગળા જવાથી તેના જેવી બીજી હજારો પિંગળા મળશે. રાજાએ કહ્યું કે, તેમ કેવી રીતે બને ? આજ વખતે ગોરખનાથે પોતાની યોગશકિતના બળથી એક પિંગળા જેવી સેંકડો પિંગળા ત્યાં ઉભી રાખી. આ જોઇ રાજા અજાયબ થયો તથા તેજ વખતે તે ગોરખનાથનો શિષ્ય થઈ રહ્યો. પછી તે સાધુએ કહ્યું કે, તારે પિંગળાનો શોક કરવાની જરૂર નથી. પૂર્વ જન્મમાં તેં પિંગળાને ઘણું દુઃખ આપ્યું હતું. તે જન્મમાં તું રાજા હતો તથા આ તારી સ્ત્રી હતી. પણ તે અણમાનીતી હતી. તે સ્ત્રી આખરે કામાગ્નિથી પીડાઈને મરણ પામી. આ સ્ત્રી તે પિંગળા થઈ તથા તું ભર્તૃહરિ થયો. તેં જેટલું એને દુઃખ આપ્યું હતું, તેટલું આ જન્મમાં એ પિંગળારૂપે થઇ તને દુઃખ આપ્યું છે. વળી હરણીના સંબંધમાં પણ તેમજ છે. આ હરણ એક રાજાનો અશ્વપાલ હતો તથા હરણી રાજાને ત્યાં દાસી હતી તથા અશ્વપાલની સ્ત્રી થતી હતી. આ દાસી ઘણીજ સ્વેચ્છાચારી હતી. આથી પેલો અશ્વપાલ સ્ત્રીના સંતાપને લીધે મરણ પામ્યો. અશ્વપાલ હરણરૂપે થયો તથા દાસી હરણીરૂપે થઈ. જેટલું દુઃખ દાસીએ અશ્વપાલને આપ્યું, તેટલું દુઃખ આ વખતે હરણીને હરણના વિયોગથી ખમવું પડયું. આજ પ્રમાણે સ્ત્રી, પતિ, સૌ પૂર્વ જન્મના સંસ્કારથી મળી આવ્યાં છે.

આજ પ્રમાણે પૂર્વના સંસ્કારથી જ શંકરાચાર્યે એવા

જ્ઞાની નાની ઉમરથીજ થયા કે, જેમણે આખા બૌદ્ધ ધર્મનું હિંદુસ્તાનમાંથી નિકંદન કર્યું તથા આપણા સનાતન આર્યધર્મની સ્થાપના કરી. તેમજ નચિકેતા નામનો પાંચ વર્ષનો ઉદ્દાલક મુનિને પુત્ર હતો. તે પણ પોતાના પૂર્વના સંસ્કારથી એવો જ્ઞાતા હતો કે, જેણે પોતાના પિતાનો ઉદ્ધાર કર્યો.

શિષ્યઃ—આ નચિકેતા તથા ઉદ્દાલકની કથા શી રીતની છે, તે આપ મને કહેશો ?

ગુરૂઃ—એક ઉદ્દાલક નામના મુનિ હતા. આ મુનિને નચિકેતા નામે એકનો એક પુત્ર હતો. ઉદ્દાલક મુનિને સ્વર્ગના ફળની ઇચ્છા થઇ, જેથી તેણે વિશ્વજિત નામનો યજ્ઞ કરવાનો આરંભ કર્યો. જ્યારે ઉદ્દાલક મુનિએ યજ્ઞનો આરંભ કર્યો, તે વખતે તેના પુત્ર નચિકેતાની ઉમર પાંચ વર્ષની હતી. જો કે આ છોકરો પાંચ વર્ષનો હતો, છતાં તેના પૂર્વ જન્મના સંસ્કાર એવા સારા પડયા હતા કે, પોતાનો બાપ જે કાંઇ કરતો હોય, તેની તેને ખબર હતી. ઉદ્દાલકે ઋત્વિજોને આપવા માટે ઘરડી ગાયો કાઢી તથા પોતાના છોકરાના પાલન માટે સારી સારી ગાયો રહેવા દીધી. આ વખતે જો કે નચિકેતા નાનો હતો, છતાં પૂર્વના સંસ્કારને લીધે તેના મનમાં શ્રદ્ધાએ પ્રવેશ કર્યો તથા તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે, દક્ષિણામાં સર્વદા સારી ગાયો દાનમાં આપવી જોઇએ. પણ મારા પિતા તો દક્ષિણાનિમિત્તે વૃદ્ધ ગાયોને દાનમાં આપે છે. જે કોઈ આવી ગાય દાનમાં આપે છે, તે અવશ્ય દુઃખને પામે છે. જો યજ્ઞમાં શ્રેષ્ઠ સામગ્રી ન હોય તો યજમાન નરકમાં પડે છે. માટે હું પુત્રના હિતને ખાતર મારો પિતા પોતે સ્વર્ગને બદલે નરકમાં જવા જેવું કરે છે. હું પુત્રરૂપી ધન દાનમાં દેવડાવવાથી મારા પિતાનો યજ્ઞ ફળીભુત થાય. આ હેતુથી

નચિકેતાએ પોતાના પિતાને કહ્યું;–હે પિતા! દક્ષિણારૂપે દાનમાં હું પુત્રરૂપી ધન કોને આપો છો? જ્યારે પુત્રે આમ કહ્યું ત્યારે તેના પિતા બાળકને મૂર્ખ જાણી કશું પણ બોલ્યા નહિ. પણ નચિકેતાએ તો બીજી વાર તથા ત્રીજી વાર પણ તેનો તે જ પ્રશ્ન પૂછયો. આથી તેના પિતા ક્રોધયુક્ત થયા તથા કહ્યું કે, હે પુત્ર! તને મૃત્યુરૂપ વિવસ્વત નામના સૂર્યના પુત્ર યમરાજાને હું આપીશ.

આ પ્રમાણે જ્યારે પિતાએ કહ્યું ત્યારે નચિકેતા પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે, પોતાનેજ કલેશ કરનારૂં વચન મારા પિતાએ શા માટે કાઢયું? કારણ કે પુત્રના વિયોગનું દુઃખ મહાન્ છે. ગમે તેમ થાય, પણ મારે તો મારા પિતાનું વચન પાળવુંજ જોઇએ. કારણ કે પિતા અથવા ગુરૂના મનની વાત કેવળ ઈસારાથીજ પુત્ર અથવા શિષ્ય અંગીકાર કરે છે તો તે પુત્ર અથવા શિષ્ય ઉત્તમ ગણાય છે. વળી આ દેહ કોઇ પણ વખતે પડવાનો તો છેજ. મારા પિતાના વચનને મારે શા માટે કલંક લગાડવું જોઇએ?

આમ વિચારી તે પિતા પાસે જઇ કહેવા લાગ્યો, કે, શિબિ તથા દશરથ આદિએ પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કર્યો નથી. આપ પણ મને યમરાજા પાસે મોકલી આપનું વચન શા માટે સત્ય નહિ કરો? હવે પોતાની સત્ય પ્રતિજ્ઞા પાળવા ઉદ્દાલકે પોતાના પુત્રને યમરાજને ઘેર મોકલ્યો. પણ યમરાજ ઘરમાં હાજર ન હતા. તે ત્રણ રાત્રી સૂઇ રહ્યો. જ્યારે યમરાજ ઘેર આવ્યા ત્યારે તેની સ્ત્રીએ કહ્યું કે, હે સ્વામિન્! એક અતિથિ બાળક બ્રાહ્મણ આપના દ્વાર આગળ ત્રણ દિવસ થયાં ભૂખો પડી રહ્યો છે. તેની પાસે જઇ તેને સત્કાર આદિ જળવડે શાંત કરો. જો અતિથિની શાંતિ નહિ કરશો તો તેના ફળરૂપે આપને અત્યંત પાપ લાગશે. હે સ્વામિન્! જે ગૃહસ્થના ઘરમાં ભોજન લીધા વિના બ્રાહ્મણ-

રૂપ અગ્નિ નિવાસ કરે છે, તે મૂઢ ગૃહસ્થ પોતાના સુખનો નાશ કરે છે. માટે હે સ્વામિન્! આપ જાતે જઇ તે નચિકેતાને જળ ભોજનાદિથી શાંત કરો. જ્યાં મંત્રી આદિઓએ આ પ્રમાણે કહ્યું ત્યારે યમરાજ નચિકેતા પાસે જઇ નમસ્કાર કરી કહેવા લાગ્યોઃ—

હે બ્રહ્મન્! અતિથિરૂપ તમે મારા ઘરમાં ત્રણ રાત્રી સૂધી ભક્ષણ કર્યા વિના રહ્યા છો. માટે ત્રણ રાત્રીની સંખ્યાવાળા ત્રણ વરદાનો તમે મારી પાસેથી માંગી લ્યો.

આ સમયે નચિકેતાએ પ્રથમ વર એ માગ્યો કે, "મારો પુત્ર યમરાજની પાસે જઇ શું કરશે" આવી રીતનો મારા બાપનો જે વિચાર, તે દૂર થઇ જાય. જેમ મારા પિતાનું મન પ્રથમ પ્રસન્ન હતું, તેમ હાલ પણ થાય તથા મારે વિષે ક્રોધથી રહિત થાય.

યમે કહ્યું કે, હું તને કહું છું કે, પ્રથમની માફક તારો પિતા તારી તરફ હેતની નજરથી જોશે; તથા તું મૃત્યુના મુખમાંથી છૂટીને જઇશ ત્યારે તે તારી તરફ ક્રોધથી રહિત દૃષ્ટિ કરશે. વળી તે રાત્રિના સુખથી ઉંઘશે. વળી નચિકેતાએ કહ્યું કે, સ્વર્ગનું સુખ ઘણું હોય છે. આ સ્વર્ગનું સુખ અગ્નિવડે પ્રાપ્ત થાય છે. આપ અગ્નિ વિદ્યાનું વર્ણન જાણો છો, માટે બીજા વરદાનવડે મને અગ્નિનું વર્ણન કહી સંભળાવશો. યમરાજાએ કહ્યું;—આ અગ્નિ અનંત લોકને પ્રાપ્ત કરાવનાર છે. તે વિરાટ્રૂપે કરી જગતના આશ્રયરૂપે છે. વળી તે અગ્નિ સંબંધી મંત્ર તથા ક્રિયા આદિ સર્વ પ્રકાર તેને કહ્યો. વળી વધારામાં કહ્યું કે, હે નચિકેતા! આ વિરાટ્રૂપ અગ્નિનો તેં અનુવાદ કર્યો છે. તે અગ્નિ તારા નામથી આજ દિવસથી પ્રસિદ્ધ થશે. હવે ત્રીજો વર તું માંગ. નચિકેતાએ કહ્યું;—મનુષ્યના મરણ પછી આત્માનું અસ્તિત્વ છે કે નહિ? આપ મને તે સંબંધી

ખુલાસો કરશો. નચિકેતા આત્મજ્ઞાનનો અધિકારી છે કે નહિ, એવો વિચાર કરી યમરાજાએ કહ્યું; હે નચિકેતા! આત્મા છે કે નથી, તે વાત જાણવામાં દેવોને પણ સંશય ઉત્પન્ન થાય છે. તો પછી પ્રાકૃત મનુષ્યને તે સંબંધી સંશય થાય, તેમાં તો શું જ કહેવું? માટે આ વર છોડી દઈ તું કોઇ અન્ય વરદાન માગી લે. તું આત્મજ્ઞાનરૂપ પ્રશ્નનો વરદાન છોડી દે. નચિકેતાએ કહ્યું; હે મૃત્યો! જ્યારે આત્મજ્ઞાન દેવો પણ જાણી શકતા નથી, તો પછી મને આપના સરખો જ્ઞાતા અન્ય મળવો દુર્લભ છે. માટે મને આત્મજ્ઞાન સંબંધી ઉપદેશ કરશો. યમરાજે કહ્યું;—હે નચિકેતા! આત્મા અતર્કરૂપે છે. આત્માનું જ્ઞાન મેળવવા ગુરૂની અવશ્ય આવશ્યકતા છે. જે મનુષ્ય આત્મતત્વને શ્રવણ કરી, મનન કરી તથા નિદિધ્યાસન કરી ધર્મયુક્ત તથા સૂક્ષ્મ એવા આત્માનો સાક્ષાત્કાર કરે છે, તે આનંદસ્વરૂપ આત્માને મેળવી કૃતકૃત્ય થાય છે. નચિકેતાએ કહ્યું; આત્મતત્વ કેવું છે, તે સંબંધી આપ મને કહેશો. યમે કહ્યું;—આ બ્રહ્મપ્રાપ્તિના સાધનરૂપે ૐકાર છે. હવે આત્માનું સ્વરૂપ કહું, તે સાંભળ. આત્મા જન્મતો નથી, નાશ પામતો નથી, તે જન્મથી રહિતરૂપે, શાશ્વતરૂપે તથા નાશથી રહિતરૂપે છે. જો કે શરીર નાશ પામે છે, પણ આત્મા નાશને પામતો નથી. આ આત્મા કોઇનો નાશ કરતો નથી, તેમ તેનો કોઇ નાશ કરી શકતું નથી. સઘળું જગત તેને આશ્રયે રહેલ છે, જેથી તે મહાન્ કરતાં મહાન્ છે તેમ તે અંતઃકરણમાં રહે છે, જેથી તે સૂક્ષ્મ કરતાં પણ સૂક્ષ્મ છે. આત્માનું જ્ઞાન કાંઇ વેદની ક્રિયાવડે થઇ શકતું નથી, તેમ ગ્રંથના અર્થ જાણવાથી થઈ શકતું નથી. બ્રહ્મનિષ્ઠ ગુરૂના ઉપદેશવિના ઉપનિષદના શ્રવણથી તે પ્રાપ્ત થવા યોગ્ય નથી. જેણે ઇન્દ્રિયોનું દમન કર્યું છે, જે બુદ્ધિમાં એકાગ્ર થયો છે, જેણે પોતાના મનપર કાબુ મેળવ્યો છે તે જ પરમાત્માને પ્રાપ્ત

કરી શકે છે. અર્થાત્ પ્રજ્ઞાનવડે આત્માનો સાક્ષાત્કાર થઈ શકે છે. જેવી રીતે બે પુરુષો જતા હોય, તેમાં એક છત્રીવાળો હોય તથા બીજો છત્રીથી રહિત હોય, છતાં બન્ને સાથે ચાલતા હોય તો એમ કહેવામાં આવે છે કે, જુવો પેલા છત્રી લઈને જાય છે. તે જ પ્રમાણે જીવ જો કે પોતાના કર્મનો ભોકતા છે તથા પરમાત્મા સ્વકર્મના ભોગથી રહિત છે. છતાં શરીરરૂપી સમાન ઉપાધિને લીધે બેઉ કમ અર્થાત્ સંસ્કારના ફળનું પાન કરતા હોય, એમ કહેવાય છે. જીવ તથા ઈશ્વર, શરીરવિષે બુદ્ધિરૂપી ગુહામાં પ્રવેશને પામે છે. જીવાત્મા તથા પરમાત્મા પોતાના અલ્પદાતા તથા સર્વદાતા-રૂપ ધર્મવડે વિલક્ષણ છે. આથી બ્રહ્મવેત્તાઓ એકને સંસારી અર્થાત્ છાયારૂપે તથા બીજાને અસંસારી અર્થાત તડકારૂપે કહે છે. ગૃહસ્થાશ્રમીઓ પણ આત્માને આજ માણે કહે છે. જેમ રથ, તેમાં બેસનાર, તેને હાંકનાર, તેના ઘોડાઓ તથા ઘોડાને દબાણમાં રાખવા લગામ વગેરે હોય, તેજ પ્રમાણે આ શરીર રથરૂપે છે. આ શરીરમાં બેસનાર-રૂપે આત્મા છે. રથના સારથિરૂપે બુદ્ધિ છે. ઇન્દ્રિયોરૂપે ઘોડાઓ છે તથા મનરૂપે તેમાં લગામ છે. વળી રથને ચાલવાને માર્ગ જોઈએ, તેજ પ્રમાણે આ સ્થળે માર્ગરૂપે ઇન્દ્રિયોના વિષયો છે. આત્મા મન, શરીર તથા ઇન્દ્રિયોની સાથે જોડાવાથી ભોકતારૂપે ક વાય છે. જેમ સારથિ રથને ચલાવવામાં ગમન કરવા યોગ્ય માર્ગથી અજ્ઞાત હોય, જેથી તે લગામને પોતાને અધીન રાખી શકતો નથી, તેમજ દુષ્ટ અશ્વો સાર-થિને વશ ન રહેવાથી કુમાર્ગે લઈ જઇ રથને ખેદયુકત સ્થાનમાં નાંખે છે, તેમ જેનો બુદ્ધિરૂપી સારથિ, પ્રવૃત્તિ તથા નિવૃ-ત્તિમાં વિવેકથી રહિત છે, જેની પાસે એકાગ્રતા રહિત મનરૂપી લગામ છે તે જીવાત્મારૂપ રથના સ્વામીને ઈન્દ્રિય-રૂપી દુષ્ટ અશ્વો બુદ્ધિરૂપી સારથિને વશ ન હોવાથી દુ:ખ-રૂપી જન્મમરણાદિ સંસારમાં લઇ જઇ નાંખે છે. જે અવિ-

વેકી હોય છે, મનોનિગ્રહથી રહિત હોય છે, જેથી સર્વદા અપવિત્ર હોય છે, તેને પરબ્રહ્મનો સાક્ષાત્કાર થતો નથી, પણ સંસારની પ્રાપ્તિ થાય છે. પણ જે વિવેકી હોય છે, મનોનિગ્રહવાળો હોય છે જેથી સર્વદા પવિત્ર હોય છે, તે એવા સ્થાનને પામે છે કે, જે પામવા પછી જન્મ મરણાદિ પ્રાપ્ત થતો નથી. ઇન્દ્રિયો કરતાં તેઓના વિષયો વધારે ઉત્કૃષ્ટ છે, વિષયો કરતાં મન ઉત્કૃષ્ટ છે, મન કરતાં બુદ્ધિ ઉત્કૃષ્ટ છે, બુદ્ધિ કરતાં માયા ઉત્કૃષ્ટ છે, માયા કરતાં આત્મા ઉત્કૃષ્ટ છે. આ આત્માથી ઉત્કૃષ્ટ બીજી કોઇ વસ્તુ નથી. આ આત્મા પ્રકટરૂપે દેખાતો નથી, પણ ગુરૂએ ઉપદેશેલાં મહાવાક્યોવડે ઉત્પન્ન થયેલી સૂક્ષ્મ બુદ્ધિથી તેનો સાક્ષાત્કાર થાય છે. વિવેકીએ વાણીનો મનમાં લય કરવો, મનનો વ્યષ્ટિ બુદ્ધિમાં લય કરવો, વ્યષ્ટિ બુદ્ધિનો સમષ્ટિ બુદ્ધિમાં લય કરવો તથા સમષ્ટિનો નિર્વિકારી આત્મામાં લય કરવો. આત્માનું સ્વરૂપ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધથી રહિત, આદિ તથા અંતથી રહિત, બુદ્ધિ કરતાં શ્રેષ્ઠ તથા અચળરૂપે છે. વળી સ્વયંભૂએ ઇન્દ્રિયોની શક્તિ એવી કરી છે કે, જેથી તેઓ બાહ્ય વિષયો તરફ દોડે છે, પણ તે ઇન્દ્રિયો અંતરાત્માને જોઈ શકતી નથી. આમ હોવા છતાં પોતાનાં ચક્ષુને ઇન્દ્રિયજન્ય વિષયથી નિવૃત્ત કરનાર તથા અમૃત સ્વરૂપને ઇચ્છનાર અધિકારી પુરુષ સ્વતંત્ર રીતે આત્માને જોઇ શકે છે. હે નચિકેતા! આ લોકમાં તથા પરલોકમાં બાહ્ય વિષયોને અતિ યત્નથી આત્મવિચારથી રહિત અજ્ઞાની બાળકો ગ્રહણ કરે છે. આત્મવિચારથી રહિત અવિવેકી પુરુષ અવિદ્યાવાળાં કર્મ તથા કર્મના સમુદાયરૂપ મૃત્યુના દેહ તથા ઇન્દ્રિયાદિકના સંયોગ તથા વિયોગ સ્વરૂપ તથા નિરંતર રહેલા જન્મ, મરણ તથા જરા અને રોગાદિ અનેક પદાર્થના સમૂહરૂપ ફાંસીને પામે છે. પણ જે વિવેકી પુરુષો હોય

છે તે જાણે છે કે, બ્રહ્માથી માંડી કીટ પર્યંત સ્થાવર જંગમ સર્વ પ્રાણીને મૃત્યુ ગળી જાય છે. કર્મ તથા ઉપાસનાનું ફળ અનિત્ય છે તથા આત્મજ્ઞાનનું ફળ મોક્ષ નિત્ય છે. આથી તેઓ અનિત્ય વસ્તુની ઇચ્છા કરતા નથી. આત્માવડે મનુષ્ય નેત્ર તથા અંતઃકરણની વૃત્તિદ્વારા નીલ આદિ રૂપને જાણે છે, જિહ્વા ઇન્દ્રિયદ્વારા રસને, ઘ્રાણ ઇન્દ્રિયદ્વારા ગંધને, શ્રોત્ર ઇન્દ્રિયદ્વારા શબ્દને, સ્પર્શ ઇન્દ્રિયદ્વારા સ્પર્શને જાણે છે. આ આત્માથી જ સર્વ અજ્ઞાનની વસ્તુ સિદ્ધ થાય છે. આ આત્માને ઓળખવાથી મનુષ્ય કૃતકૃત્ય થાય છે. આ આત્માથી મનુષ્ય જાગ્રતના પદાર્થને તેમજ સ્વપ્નના પદાર્થોને જાણે છે. મહાન્ વ્યાપક આત્માના વ્યાપકરૂપે હુંજ છું, આ રીતે જે જાણે છે, તે વિવેકી પુરૂષને શોક પ્રાપ્ત થતો નથી. જે અધિકારી કર્મફળના ભોક્તારૂપ, પ્રાણાદિ સમૂહના ધારણકર્ત્તારૂપ, ભૂતાદિ ત્રણ કાળ માંહેલા સર્વ પ્રપંચના નિયામક રૂપ આત્માનો સાક્ષાત્કાર કરે છે, તેને આત્મજ્ઞાન થયા પછી ભય રહેતો નથી. જે મુમુક્ષુ કાર્ય તથા કારણથી પ્રથમ જ્ઞાનરૂપે, બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલારૂપે તથા સર્વ પ્રાણી માત્રના હૃદયાકાશમાં પ્રવેશ કરી ભૂતોની સાથે સ્થિતિ કરતારૂપે જૂવે છે, તે જ બ્રહ્મને જૂવે છે. જેમાંથી સૂર્ય ઉગે છે, તથા જેમાં ફરી સૂર્ય અસ્ત પામે છે, તે પ્રાણમાં સર્વ દેવો રહેલા છે. કોઈ પણ વસ્તુ આ પ્રાણનું અતિક્રમણ કરી શકતી નથી. જે ચૈતન્ય જીવોપાધિમાં છે, તેજ ચૈતન્ય ઇશોપાધિમાં છે તથા જે ચૈતન્ય ઇશોપાધિમાં છે તેજ જીવોપાધિમાં છે. જે આ બ્રહ્મમાં ભિન્નતા જૂવે છે, તે એક મૃત્યુ થયા પછી બીજા મૃત્યુને પામે છે. મનની એકાગ્રસ્થિતિવડે બ્રહ્મ પ્રાપ્ત થવા યોગ્ય છે. કોઇ પણ રીતની તેમાં ભિન્નતા નથી. આત્મા જે અંગુષ્ઠ માત્ર છે, તે શરીરના મધ્ય ભાગમાં અર્થાત્ અંતઃકરણમાં રહેલો છે. તે ભૂત તથા ભવિષ્યનો ઇશ્વર છે. વિવેકીને આ રીતનું જ્ઞાન હોવાથી તે આત્માનું

રક્ષણ કરવાની ઇચ્છા રાખતો નથી. આ આત્મા ધૂમાડા વિનાના તેજના જેવો છે. તે જેવો આજે છે તેવો આવતી કાલે રહેશે. હે નચિકેતા! જેમ ઉંચા પર્વતપર મેઘથી પડેલું જળ નીચેના પ્રદેશમાં વિસ્તાર પામી નાશ પામે છે, તેમજ આત્માના ધર્મને દરેક શરીરમાં ભિન્ન ભિન્ન જુવે છે, તે અનેક પ્રકારનાં નીચ ઉચ્ચ શરીરને પામે છે. હે નચિકેતા ! જેમ સ્વભાવથી શુદ્ધ જળ શુદ્ધ પ્રદેશમાં પડેલું જેવું ને તેવું જ રહે છે, પણ વિપરીત ભાવને પ્રાપ્ત થતું નથી, તેમ તત્ત્વમસ્યાદિવડે જીવ બ્રહ્મની એકતાને જાણનારા મનનસ્વભાવવાળા મુનિનો આત્મા જેવોને તેવોજ રહે છે, પણ વિપરીત ભાવને પ્રાપ્ત થતો નથી.

હે નચિકેતા ! આ આત્મારૂપી રાજાનું શરીરરૂપી પુર છે. આ શરીરરૂપી નગરનાં અગીઆર દ્વાર છે. બે નેત્રનાં, બે કર્ણનાં, બે નાસિકાનાં તથા એક મુખ, એમ સાત ઉપરનાં તથા એક નાભિ, શિશ્નછિદ્ર, એક ગુદાછિદ્ર તથા બ્રહ્મરંધ્ર એમ અગીઆર છે. નગરનો રાજા આત્મા જન્મમરણાદિ વિકારોથી રહિત છે, સ્વયંજ્યોતિરૂપ છે તથા મનથી અને વાગાદિ ઇન્દ્રિયોથી રહિત છે. આ રીતે બ્રહ્મ તથા આત્મા એક છે. આ રીતનું ધ્યાન કરતો વિવેકી પુરૂષ જ્ઞાનની પ્રાપ્તિને લીધે બંધનરૂપ શોકને નિવૃત્ત કરે છે તથા મુકત છતાં પણ મુક્ત થાય છે. અર્થાત્ આત્મા નિત્ય મુક્ત છે. વાસ્તવિક રીતે આત્માને કદી બંધન નથી. છતાં અજ્ઞાનવડે પોતાને કર્તૃત્વ ભોકતૃત્વાદિરૂપ બંધનને પ્રથમ માને છે. જ્ઞાનની પ્રાપ્તિથી અજ્ઞાનથી નિવૃત્ત થવાય છે તથા સર્વ કલ્પિતરૂપ બંધનમાંથી મુક્ત થવાય છે. હે નચિકેતા! આત્મા એક શરીરરૂપ પુરમાં પણ રહેનારો નથી, પણ સર્વ શરીરરૂપ પુરમાં રહેનારો છે. આત્મા હંસરૂપ અર્થાત્ ગમનરૂપે છે. પવિત્ર આકાશરૂપ પ્રદેશમાં સૂર્યરૂપે આત્મા ગતિ કરે છે, માટે તેને શુચિષત્ કહે છે. સર્વને તે નિવાસ કરાવે છે, માટે તેને વસુ કહે છે. વાયુરૂપ આકાશમાં તે ગમન

કરતો હોવાથી તે અંતરિક્ષસત્ કહેવાય છે. તે અગ્નિરૂપ હોવાથી હોતા કહેવાય છે. જળરૂપે તે કળશમાં રહે છે, માટે તેને દુરોણસત્ કહે છે. મનુષ્યમાં આત્મા રહેલ છે, માટે તે નૃષત્ કહેવાય છે. શ્રેષ્ઠ એવા દેવોમાં તે રહેલ છે, માટે તે વરસત્ કહેવાય છે. તે યજ્ઞમાં રહેલ હોવાથી ઋતસત્, આકાશમાં રહેલ હોવાથી વ્યોમસત્, જળમાં મગરાદિરૂપે રહેલ હોવાથી તે અબ્જ, શાક તથા ચોખા આદિરૂપે તે હોવાથી **ગોજા** તથા યજ્ઞના સાધનરૂપે આત્મા હોવાથી **ઋતજા** કહેવાય છે. જે આત્મા પ્રાણવાયુને ઉંચે ચઢાવે છે તથા અપાન વાયુને નીચે ઉતારે છે તેવા અવયવરૂપે લાગતા આત્માની સર્વ ઇન્દ્રિયો ઉપાસના કરે છે. આત્મા જે શરીરમાં રહે છે તેમાંથી નીકળી જાય છે તથા દેહથી વિભક્ત થઈ જાય છે ત્યારે કાંઈ પણ શેષ રહેતું નથી. અર્થાત્ આ આત્મા દેહથી ભિન્ન છે. કોઈ પણ દેહધારી મનુષ્ય પ્રાણવડે તથા અપાનવડે જીવતો નથી, ચક્ષુ આદિ ઇન્દ્રિયોવડે જીવતો નથી. સર્વ એકઠા થયલા પ્રાણ આદિથી વિલક્ષણ ચૈતન્ય આત્માથી સર્વ સઘાંતરૂપે થઇ મનુષ્ય જીવે છે, અર્થાત્ પ્રાણને ધારણ કરે છે. આ પ્રાણ અપાનાદિ ઇન્દ્રિયોના સંઘાતથી વિલક્ષણ પરમ બ્રહ્મરૂપ આત્મા હોવાથી પ્રાણ અપાનઆદિ સ્થિતિને પામે છે. હે નચિકેતા ! કેટલાએક દેહાભિમાની મૂઢ પુરુષો જંગમ શરીરના ગ્રહણ માટે રજવીર્યવડે મિશ્રિત થઇ માતાની યોનિના દ્વારવડે પ્રવેશને પામે છે. તેમજ વળી કેટલાએક જે અધમ પુરૂષો હોય છે અર્થાત્ જેઓના સંસ્કારો સારા હોતા નથી, તેઓ મરણ પામી વૃક્ષાદિ સ્થાવર ભાવને પામે છે. જેણે આ જગતમાં જેવાં કર્મો કર્યાં હોય છે, તે સંસ્કારરૂપે કહેવાય છે. વળી આ સંસ્કારને અનુસારે તે જીવ શરીરને ધારણ કરે છે. જેણે શાસ્ત્રવડે જેવી ઉપાસના સંપાદન કરી હોય છે તે ઉપાસનાને અનુસાર શરીરને તે ધારણ કરે છે.

હે નચિકેતા ! સ્વપ્નમાં ત્વચાદિ ઇન્દ્રિયો શયનને પામે છે, પણ સ્વયંજ્યોતિ આત્મા શયનને પ્રાપ્ત થતો નથી, પણ સર્વનો પ્રકાશ કરે છે. સ્વપ્નાવસ્થામાં અનેક પદાર્થોને આત્મા અવિદ્યાની સાથે મેળવી ઉત્પન્ન થાય છે, પણ વાસ્તવિક જોતાં આત્મા શુદ્ધ સાક્ષીરૂપે છે. સ્વપ્નમાં અનેક સ્ત્રી પુત્રાદિ જે પદાર્થ ઉત્પન્ન થાય છે, તેનો આત્મા સાથે જરાપણ સંબંધ નથી. આત્મા શુદ્ધ બ્રહ્મરૂપે છે. તે અવિનાશીરૂપે છે. પૃથ્વી આદિ સર્વ લોક આ બ્રહ્મમાં આશ્રયને પામેલ છે. કારણકે આ બ્રહ્મ સર્વલોકના કારણરૂપ હોવાથી તેનું કોઇ ઉલ્લંઘન કરતું નથી. અર્થાત્ બ્રહ્મભાવને છોડી તેથી અન્યભાવને કોઇ પામતું નથી. હે નચિકેતા ! જેમ અગ્નિ વાસ્તવિક રીતે એક છતાં ભુવનને પ્રવેશ કરી બાળવા યોગ્ય કાષ્ઠાદિ વસ્તુઓના દરેક રૂપને પ્રાપ્તરૂપે થાય છે અર્થાત્ તે અગ્નિ ઘણે પ્રકારે થાય છે, તેમ એકજ આત્મા સર્વભૂતોના અંતરમાં પ્રવેશ કરી દરેક શરીરરૂપ ઉપાધિને પ્રતિરૂપે થઈ અનેક પ્રકારનો પ્રતીત થાય છે. આ આત્મા આકાશની માફક સર્વ સ્થળે વ્યાપક છે. જેમ એક સમષ્ટિરૂપ વાયુ વ્યષ્ટિ સૂક્ષ્મ શરીર-રૂપ લોકને પ્રાણરૂપે કરી પામી, અનેક પ્રકારના શરીરપ્રતિ શરીરસદૃશ અનેકરૂપે થાય છે, તેજ પ્રમાણે સર્વ પ્રાણી માત્રમાં રહેલો આત્મા એક છતાં દરેક શરીરમાં શરીરના સમાન આકારવાળો થાય છે. પણ સ્વરૂપે કરી તે શરીરથી વિલક્ષણ અર્થાત્ વિકારથી રહિત છે. જેમ સૂર્ય બહાર મળ મૂત્ર આદિ સર્વ પદાર્થને જોવાવાળા ચક્ષુપર ઉપકાર કરે છે તથા જે સર્વ લોકના ચક્ષુરૂપે છે, તે ચક્ષુ આદિના દોષોવડે તેમજ મલમૂત્રાદિના દોષોવડે લેપાયમાન થતો નથી. તેમજ એકજ આત્મા સર્વભૂતોમાં તેમના અંતઃકરણ-રૂપે રહી લોકોના દુઃખથી લિપ્ત થતો નથી. તે એક રૂપે, સર્વને વશકર્તારૂપે તથા સર્વભૂત માત્રના અંતરાત્મારૂપે છે.

તે પોતાના એકજ રૂપને અનેકરૂપે કરે છે. જે આ પ્રમાણે જાણે છે, તેને શાશ્વત સુખ પ્રાપ્ત થાય છે. હે નચિકેતા! પરમાત્મા અનિત્ય વસ્તુઓમાં નિત્યરૂપે અર્થાત્ અધિષ્ઠાનરૂપે છે. બ્રહ્માદિ જંગમ પ્રાણીના ચૈતન્યમાં ચૈતન્યરૂપે છે; અર્થાત્ સત્તા સ્ફુર્તિ આપવાવાળા છે. જેમ અગ્નિના સંબંધથી તૃણાદિનો દાહ થાય છે તથા તે દાહ ધર્મ અગ્નિનો છે, તેમ ચૈતન્યયુક્ત પ્રાણીઓમાં કોઈ પણ વસ્તુને જાણવાની જ્ઞાનશકિત આત્માની છે. આ એક સર્વજ્ઞ પરમેશ્વર પ્રાણીઓના સંસ્કારને અનુસાર અનેક પ્રકારે કરી સંસ્કાર ફળ તેમને આપે છે. આ આત્માને જે વિવેકી પુરૂષ પોતાના અંતઃકરણમાં નિત્ય સાક્ષીરૂપે જાણે છે, તેને નિરંતર શાંતિ પ્રાપ્ત થાય છે. આથી બાહ્ય પુરૂષોને શાંતિ પ્રાપ્ત થતી નથી. વાણીના અવિષયરૂપ તથા પરમ સુખરૂપ બ્રહ્મને સંન્યાસીઓ ત્રણ પ્રકારની કામનાઓથી રહિત થવાને લીધે અપરોક્ષરૂપે જાણે છે. આ રીતના સુખનો હું અધિકારી છું, એમ હું કેવી રીતે નિશ્ચય કરી શકું ? હે નચિકેતા ! બ્રહ્માત્મા પ્રકાશમાન છે તથા સ્વયંજ્યોતિરૂપે છે. આ બ્રહ્મસ્વરૂપ આત્માનો પ્રકાશ કરવામાં સૂર્ય, ચંદ્રમા, તારા તથા વિજળી સમર્થ નથી. તો પછી અગ્નિ તેનો કયાંથી જ પ્રકાશ કરી શકે ? માટે આત્માના પ્રકાશવા પછી સૂર્ય ચંદ્ર આદિ પ્રકાશ કરે છે. સૂર્યાદિનો સ્વતંત્ર પ્રકાશ નથી, પણ આત્માના પ્રકાશવડે સૂર્ય ચંદ્રમાદિ સર્વ જગત્ પ્રતીત થાય છે. હે નચિકેતા ! આ સંસારનું અશ્વત્થરૂપી વૃક્ષ છે. જે વસ્તુ શાશ્વત ન હોય, તે અશ્વત્થ કહેવાય છે. જગત્ અશાશ્વત હોવાથી તેને અશ્વત્થરૂપે કહ્યું છે. આ સંસારરૂપી વૃક્ષનું મૂળ કારણ સર્વથી ઉર્ધ્વરૂપે બ્રહ્મ છે તથા ચૌદ ભુવનોમાં થનારાં અંડજાદિ ચાર પ્રકારના જીવો બ્રહ્મરૂપ મૂળની નીચેની શાખા છે. આ અશ્વત્થના પ્રવાહરૂપે અનાદિ કાળથી ઉત્પત્તિ, સ્થિતિ તથા લય થયા કરે છે. આને સનાતન

કહે છે. આ સંસારરૂપી પીપળાના વૃક્ષનું મૂળ કારણ શુદ્ધ-રૂપે તથા બ્રહ્મરૂપે છે. તે સત્યરૂપે હોવાથી અવિનાશી અમૃત કહેવાય છે. આ સત્ય બ્રહ્મમાં મિથ્યારૂપ ભાસમાન સર્વ લોકો ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયરૂપે આશ્રયને પામે છે. જેમ ઘટાદિ કાર્ય પોતાના કારણ મૃત્તિકાદિનું સ્વરૂપ છોડી વર્તતું નથી, તેમ કોઈપણ કાર્ય બ્રહ્મને ઉલ્લંઘન કરી શકતું નથી. હે નચિકેતા ! આ સર્વ જગત્ પ્રાણરૂપ બ્રહ્મના અસ્તિત્વથી ચલાયમાન છે. આ જગતની ઉત્પત્તિ આદિનું કારણ બ્રહ્મ સર્વ જગતને મહાન્ ભયરૂપે છે. જેમ વજ્ર ઉગામતા સ્વામીના ભયથી ચાકર આદિ પોતપોતાના વ્યાપા-રમાં નિયમ પ્રમાણે પ્રવૃત્ત થાય છે, તેમ સૂર્ય ચંદ્ર આદિ સર્વ જગત્ બ્રહ્મના ભયથી પોતપોતાના વ્યાપારમાં નિયમ પ્રમાણે પ્રવૃત્ત થાય છે. જે પુરૂષ આ શરીર આદિના સાક્ષી એક બ્રહ્મને આત્માથી અભિન્નરૂપે જાણે છે, તે મૃત્યુધર્મથી રહિત થાય છે. આ બ્રહ્મના ભયથી અગ્નિ બળે છે, સૂર્ય તપે છે, ઈન્દ્ર વૃષ્ટિ કરે છે, વાયુ વાય છે તથા મૃત્યુ પાપીઓને શિક્ષા કરવા દોડે છે. શરીરનો નાશ થતા પહેલાં **બ્રહ્મને** ઓળખવા જે શક્તિમાન્ થાય છે, તે જગતના બંધનમાંથી મુક્ત થાય છે. પણ જે ઓળખવા શક્તિમાન્ થતો નથી, તે ઉત્પન્ન થયેલા લોકમાં શરીર ગ્રહણ કરવાને બંધાયલો છે. જેમ શુદ્ધ દર્પણમાં સ્પષ્ટ પ્રતિબિંબ જણાય છે, તેમ આત્મામાં અર્થાત્ સાધન ચતુષ્ટયયુક્ત મનુષ્યની બુદ્ધિમાં આત્માની પ્રતીતિ થાય છે. જેમ સ્વપ્ન કાળે આત્માનું સ્વરૂપ સ્પષ્ટ પ્રતીત થતું નથી, તેમ વિષયસુખમાં આસક્ત બુદ્ધિમાં આત્મદર્શન સ્પષ્ટ પ્રતીત થતું નથી. જેમ ચંચળ જળમાં અવયવ સ્પષ્ટ દેખાતા નથી, તેમ ચંચળ ચિત્તમાં આત્મા સ્પષ્ટ પ્રતીત થતો નથી. જેમ છાયા તથા તડકાની સ્પષ્ટ પ્રતીતિ થાય છે, તેમ બ્રહ્મલોકમાં શુદ્ધ ચિદાત્મ સ્વરૂપની પ્રતીતિ

થાય છે. પોતપોતાના આકાશાદિ કારણમાંથી ભિન્ન ઉત્પન્ન થયેલી શ્રોત્રાદિ ઇન્દ્રિયોની ભિન્નતા તથા તેઓનો પરસ્પર ભેદ જે ચૈતન્ય જાણે છે, તે ચૈતન્યનો સાક્ષાત્કાર કરી વિવેકી પુરૂષ શોકને પામતો નથી. ઇન્દ્રિયોના કરતાં સંકલ્પ વિકલ્પાત્મક મન ઉત્કૃષ્ટ છે, મન કરતાં વ્યષ્ટિ બુદ્ધિ ઉત્તમ છે, બુદ્ધિ કરતાં મહાન્ આત્મા ઉત્તમ છે તથા સમષ્ટિ બુદ્ધિ કરતાં અવ્યકત ઉત્તમ છે. આ અવ્યક્તથી શ્રેષ્ઠ પુરૂષ છે, તે વ્યાપકરૂપે તથા બુદ્ધિ આદિ ઉપાધિથી રહિત છે. આને જાણવા પછી પ્રાણી બંધનમાંથી મુકત થાય છે. આ પુરૂષનું સ્વરૂપ ઇન્દ્રિયજન્ય જ્ઞાનની પ્રાપ્તિ-રૂપે નથી. કોઇ પણ તેને આંખથી જોઇ શકતું નથી. મનની એકાગ્ર બુદ્ધિવડે મનને વશ કરવાથી વિવેકી પુરુષ આ જાણે છે. જ્યારે શ્રોતાદિ પાંચ જ્ઞાનેન્દ્રિયો સંકલ્પાત્મક મનસહિત પોતાના **વ્યાપારમાંથી નિવૃત્ત થઇ**, આત્મામાં સ્થિત થાય છે તથા નિશ્ચયરૂપ બુદ્ધિ પોતાના આચરણમાં ચેષ્ટા કરતી નથી, તે અવસ્થાને યોગી પુરુષો પરમ ગતિ કહે છે. જ્યારે આત્માના જ ચિંતનમાં કેવળ પોતાના મનને તે દોરવે છે, ત્યારે અપ્રમત્ત થાય છે. અર્થાત્ ઇદ્રિયઆદિની અવસ્થાના વિયોગને યોગ કહેવામાં આવે છે. ઇન્દ્રિયોની નિશ્ચય ધારણા, તે જ પરમયોગ છે. ઇન્દ્રિયોની ધારણારૂપ યોગજ બ્રહ્મની પ્રાપ્તિદ્વારા આ જગતની ઉત્પત્તિ તથા સંહારના સામર્થ્યરૂપ ઇશ્વરની પ્રાપ્તિ કરાવે છે. માટે યોગની પ્રાપ્તિ માટે **પ્રમાદ**નો ત્યાગ કરવો. આ આત્મા વાણી, મન કે ચક્ષુવડે જાણવા શકય નથી, એમ, હે નચિકેતા ! તારૂં કહેવું સત્ય છે. આમ છતાં 'તે છે' આમ કહેવાવાળા આસ્તિક યોગીના વચનવિના અન્ય નાસ્તિકોના વચનવડે આત્માનો બોધ કેવી રીતે થઈ શકે ? અર્થાત્ ન જ થાય. હે નચિકેતા ! અધિકારી પુરૂષે પ્રથમ આત્માને બુદ્ધિ આદિ ઉપાધિવાળો જાણવો

તથા પછી તેનો વાસ્તવિક રીતે વિકાર રહિત શુદ્ધરૂપવડે નિશ્ચય કરવો. આ રીતે જે અધિકારીએ પ્રથમ અસ્તિરૂપે આત્માનો નિશ્ચય કર્યો છે, તે અધિકારીને આત્મા પ્રસન્ન થઈ પોતાનું યથાર્થ સ્વરૂપ દર્શાવે છે. અધિકારી પુરૂષની બુદ્ધિમાં રહેલ સર્વ કામનાઓની જ્યારે **નિવૃત્તિ** થાય છે, ત્યારે તે અમૃતભાવને પામે છે. પ્રથમ અજ્ઞાન કાળમાં તે પોતાને મરણ ધર્મવાળો માને છે. પણ જ્યારે બ્રહ્મબોધને પ્રતાપ થાય છે ત્યારે **મરણાદિ**નો ત્યાગ કરે છે તથા આ શરીર વિષેજ બ્રહ્મભાવને પામે છે. જ્યારે પુરૂષના હૃદયગ્રંથિની માફક રહેલ બંધનરૂપ શરીરાદિમાં **અહંભાવ** તથા પુત્રાદિમાં **મમતાભાવ** નિવૃત્ત થાય છે, ત્યારે પુરૂષ નિવૃત્તિ ભાવને પામે છે. જેની અવિદ્યા આદિ ગ્રંથિ નિવૃત્ત પામી છે, તેને આજ શરીરમાં મુક્તિ પ્રાપ્ત થાય છે. તેનું સ્વર્ગનરકાદિમાં ગમન થતું નથી. આ શરીરમાં હૃદયરૂપી મૂળમાંથી પ્રધાન નાડીઓ એકસોને એક નીકળેલી છે. આ સર્વ નાડીઓમાંથી વિલક્ષણ **સુષમ્ણા** નાડી છે, જે નાડી બ્રહ્મલોકની પ્રાપ્તિનું દ્વાર છે તથા સૂર્યમંડળ પર્યંત વ્યાપેલી છે. જો જીવ આ નાડીવડે જાય છે તો તે જીવ બ્રહ્મલોકને પામે છે. પણ જો તે અન્ય નાડીઓદ્વારા જાય છે તો તે જીવ બ્રહ્મલોકને પામતો નથી. સર્વના અંતઃકરણમાં રહેલો અંતરાત્મા અંગુષ્ઠના પરિમાણવાળો છે. તે સર્વના હૃદયમાં રહે છે. આ આત્માને પોતાના શરીરથી ભિન્નરૂપે જાણવો. જેમ બરૂનાં ઉપરનાં છોડાં કાઢી નાંખી તેમાંનો ગર જૂદો કાઢવામાં આવે છે, તેમ મનુષ્યે અન્વય વ્યતિરેકે કરી સ્થૂળ, સૂક્ષ્મ તથા કારણ આ ત્રણે શરીરોથી વિવેકવાળી બુદ્ધિ ભિન્ન કરવી, આ શરીરથી ભિન્ન ચૈતન્ય જેને અમૃતરૂપ કહે છે, તેને બ્રહ્મ જાણવું.

આ બ્રહ્મવિદ્યાની સંપૂર્ણ વિધિને વરદાનવડે મેળવી નચિકેતા અવિદ્યાથી રહિત થઈ બ્રહ્મને પ્રાપ્ત થયો. અહા!

આ પાંચ વર્ષની ઉમર હોવા છતાં તેને આ રીતનું જ્ઞાન પ્રાપ્ત થયું. માટે ઉમર આદિ બધા કરતાં પોતાના પૂર્વ જન્મના સંસ્કાર વધારે બળવાન્ છે. સંસ્કાર બળવાનને લીધેજ આદિ શંકરાચાર્યનાની દશ વર્ષની ઉમરમાં સર્વ વેદ તથા શાસ્ત્રના જ્ઞાતા થઇ શકેયા.

શિષ્યઃ–જેમ કર્મ અર્થાત્ સંસ્કાર મનુષ્યની સાથે જોડાયલા છે, તેમ શકિત અર્થાત્ માયા દેવી બ્રહ્મથી ભિન્ન છે કે કેવી રીતે છે?

ગુરુઃ–સર્વ શક્તિનો સમાવેશ બ્રહ્મમાં જ થાય છે. આના જ સંબંધી શ્રીશાંકરભાષ્યના ૨ જા અધ્યાયના ૧ લા સૂત્રમાં કહ્યું છે કે, "सर्वोपेता च तद्दर्शनात् ॥३०॥ પરબ્રહ્મ સર્વ શકિતઓથી યુકત છે. આ રીતે શ્રુતિમાં સૂચન છે." શ્રુતિમાં એમ કહ્યું છે કે, એક પરબ્રહ્મની વિચિત્ર શક્તિને લીધે વિચિત્ર પ્રકારનો પ્રપંચ ઉત્પન્ન થયલો છે.

શિષ્યઃ–પરબ્રહ્મ વિચિત્ર પ્રકારની શક્તિથી યુકત છે, એમ કેવી રીતે જાણી શકાય છે?

ગુરુઃ–શ્રુતિમાં આ પ્રમાણે કહ્યું છે. નીચલી શ્રુતિમાં કહ્યું છે કે, "सर्वकर्मा सर्वकामः सर्वगंधः सर्वरसः सर्वमिदमभ्यात्तोऽवाक्यानादरः (છા૦ ૩,૧૪,૪) પરબ્રહ્મ સર્વ કર્મના કરનાર, સર્વ કામનાવાળા, સર્વ ગંધવાળા, સર્વ રસોના રસરૂપ તથા સવ વિશ્વને આવૃત કરનાર છે. તે કોઇ સાથે બોલતા તથા આદર આપતા નથી." વળી કહ્યું છે કે, "सत्यकामः सत्यसंकल्पः (છા૦ ૮, ૭, ૧) यः सर्वज्ञः सर्ववित् ( મુ૦ ૧, ૧, ૯ ), एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि सूर्याचन्द्रमसौ विधृतौ तिष्ठतः ( બૃ૦૩,૮,૯ ) તે સત્ય કામરૂપ તથા સત્ય સંકલ્પરૂપે છે. બ્રહ્મ સર્વવેત્તા, સર્વના વિશેષરૂપે જ્ઞાતા છે. એ જ નાશરહિત બ્રહ્મની આજ્ઞામાં, હે ગાર્ગિ! સૂર્ય તથા ચંદ્ર ધારણ કરાયલા છે."

શિષ્યઃ–આપણને જ્યારે ઇન્દ્રિયો છે, જેમકે હાથવડે પકડવું, પગવડે ચાલવું, ચક્ષુવડે જોવું, કાનવડે સાંભળવું

ઇત્યાદિ થઇ શકે છે. હવે બ્રહ્મને તો ઇન્દ્રિયો નથી તો પછી અનેક પ્રકારની જોવા આદિ શકિતઓ બ્રહ્મમાં કેવી રીતે હોઈ શકે?

ગુરુઃ–બ્રહ્મનું સ્વરૂપ અતિગંભીર હોવાથી શ્રુતિવડે તેનું પ્રતિપાદન થઇ શકે છે, પણ તર્કવડે તેનું પ્રતિપાદન થઇ શકતું નથી. બ્રહ્મ સર્વ વિશેષ ભાવોથી રહિત છે, છતાં તેનામાં સર્વશકિતનો સંભવ છે, આમ જે કહ્યું છે, તે પણ અવિદ્યાથી કલ્પાયલા રૂપ તથા ભેદના નિરૂપણ-વડે છે. આ રીતે શ્રુતિમાં કહ્યું છે કે, બ્રહ્મ સર્વ ઇન્દ્રિયોથી રહિત છે, છતાં તે સવ સામર્થ્યયુકત છે.

શિષ્યઃ–ચેતન બ્રહ્મ જગતના કર્તારૂપે હોવા જોઇએ નહિ. કારણ કે જગતમાં જે જે વસ્તુ થાય છે, તે સર્વ કર્મને અધીન છે; તથા જેમ જગત્ અનંત છે તેમ કર્મ પણ અનંત છે. વળી કોઇ પણ પ્રકારની પ્રવૃત્તિ કરવામાં કોઇ પણ રીતનું પ્રયોજન હોય છે. મનુષ્ય બુદ્ધિપૂર્વક કોઇ પણ કાર્ય કરવા પ્રવૃત્ત થાય છે. કોઇ પણ પુરૂષ પ્રયોજન વગર પ્રવૃત્તિ કરતો જોવામાં આવતો નથી. વળી શ્રુતિમાં પણ કહ્યું છે કે, "न वा अरे सर्वस्य कामाय सर्वं प्रियं भवत्यात्मनस्तु कामाय सर्वं प्रियं भवति सर्વની કામનાને અર્થે સર્વ પ્રિય હોતું નથી, પણ આત્માની કામનાને અર્થે સર્વ પ્રિય હોય છે". આ જગતરૂપી રચનાની પ્રવૃત્તિ મહાન્ તૈયારીવાળી છે. આ તૈયારીથી અનેક પ્રપંચવાળું જગત્ રચવાનું છે. જો આ પ્રવૃત્તિ ચેતન પરમાત્માની હોય તો તે આત્માના પ્રયોજન-વાળી હોવી જોઇએ. પણ શ્રુતિમાં કહ્યું છે કે, પરમાત્માને કોઈ પણ રીતના પ્રયોજનનો અભાવ છે. તો પછી પ્રવૃત્તિનો પણ અભાવ હોવો જોઈએ. વળી એમ માનીએ કે, પુરૂષ ચેતન સ્વરૂપે છે તથા વિવેકના અભાવને લીધે તે ઉન્મત્ત-રૂપે છે, જેથી કોઇ પણ સ્વાર્થ વિના પોતે પ્રવૃત્તિ કરે છે, તેમજ પરમાત્માની પણ પ્રવૃત્તિ છે. એમ જો માનીએ તો

શ્રુતિમાં જે પરમાત્માનું સર્વજ્ઞપણું કહેલ છે, તેને બાધ આવશે. માટે ચેતનથી રહિત સૃષ્ટિ છે.

ગુરુઃ-જેવી રીતે તૃપ્ત થયલી કામનાવાળા કોઇએક રાજા કે રાજાના પ્રધાનને લીલાથી ભિન્ન બીજુ કાંઈપ્રયોજન હોતું નથી. પણ લીલારૂપ પ્રવૃત્તિઓ ક્રીડા વિહારોમાં હોય છે. વળી જેવી રીતે ઉચ્છ્વાસ તથા પ્રચ્છ્વાસ આદિ કોઇ પણ બાહ્ય પ્રવૃત્તિ વિના સ્વાભાવિક રીતે પ્રવૃત્તિઓનો સંભવ હોય છે. તેમજ કોઇ પણ પ્રયોજન વિના સ્વાભાવિકરીતે કેવળ લીલારૂપે આ પ્રવૃત્તિ થશે. શ્રુતિવડે ઇશ્વરનું કાંઇ પણ પ્રયોજન હોય, તે સંભવતું નથી. તેમ પર આત્માનો આ સ્વભાવ છે, એમ કહેવું પણ શકય નથી. જોકે આપણા મનને આ જગત બિંબ રચના, મોટા સમારંભવાળી હોય એમ લાગે છે, પણ આ કેવળ પરમેશ્વરની લીલાજ છે. કારણ કે પરમાત્માની શકિત અપરિમિત છે. જો કે, લીલામાં કંઇએક સૂક્ષ્મ પ્રયોજનનો સંભવ હોય, પણ આ સ્થળે જરાપણ પ્રયોજનનો સંભવ નથી. કારણ કે શ્રુતિમાં નિરૂપણ કર્યું છે કે, પરમાત્મા પૂર્ણ કામનાવાળા છે. તેમજ અપ્રવૃત્તિ કે ઉન્મત્ત પ્રવૃત્તિ છે, એમ પણ કહી શકાય એમ નથી. કારણ કે શ્રુતિ પ્રતિપાદન કરે છે કે, સૃષ્ટિ છે. તેમજ શ્રુતિ એમ પણ પ્રતિપાદન કરે છે કે, પરમાત્મા સર્વજ્ઞરૂપે છે. તેમજ શ્રુતિ એમ પણ કહેતી નથી કે, આ સૃષ્ટિ પરમાર્થના વિષયવાળી છે. કારણ કે, આ સૃષ્ટિ અવિદ્યાએ અર્થાત્ પૂર્વના કર્મરૂપી સંસ્કારવડે રચાયલી છે તથા નામ અને રૂપના વ્યવહાર ભાવનું પ્રતિપાદન કરવા માટે છે.

શિષ્યઃ—હવે આપણે એમ માનીએ કે, પરમાત્મા જગતના કર્તા છે, પણ તેનામાં વિષમતા તથા ક્રૂરતાનો દોષ આવે છે, તેનું કેમ? કારણ કે કેટલાક સુખી તથા કેટલાક દુઃખી હોય છે. માટે મારૂં માનવું એવું છે કે,

ઇશ્વર જગતનો કર્તા નથી. આપણે જોઇએ છીએ કે, કેટલાક દેવાદિઓને પરમાત્મા અત્યંત સુખવાળા કરે છે, કેટલાક પશુ આદિને અત્યંત દુઃખવાળા કરે છે તથા કેટલાક મનુષ્ય આદિને મધ્યમ સુખોપભોગવાળા કરે છે. આ રીતે વિષમ સૃષ્ટિને નિર્માણ કરનાર પરમાત્મામાં જેમ દરેક મનુષ્યમાં હોય છે, તેમ રાગ દ્વેષ હોવા જોઇએ. આથી સ્વચ્છત્વાદિ ઇશ્વરના સ્વભાવનો વિલોપ થશે. વળી ખરા પુરૂષો પણ નિંદા કરે, એવું દયા રહિતપણું અર્થાત્ ક્રૂરપણું પરમાત્મામાં પ્રાપ્ત થશે. કારણ કે પરમાત્મા કેટલાકને દુઃખમાં જોડનારા તથા સર્વ પ્રજાનો સંહાર કરનારા છે. માટે વિષમતાને લીધે તથા ક્રૂરપણાને લીધે ઇશ્વર જગતના કારણરૂપે નથી.

ગુરૂઃ—આ સૃષ્ટિ અપેક્ષાવાળી છે. માટે પરમાત્મામાં વિષમતા કે ક્રૂરતાનો દોષ પ્રાપ્ત થતો નથી. અપેક્ષાવાળા પરમાત્માનું નિર્માતાપણું હોતું નથી.

શિષ્યઃ-આપ એમ કહો છો કે, પરમાત્માની સૃષ્ટિમાં અપેક્ષા છે. તો તે અપેક્ષા શી છે, તે કહેશો ?

ગુરુઃ-ધર્મ તથા અધર્મની અપેક્ષા રહેલ છે. સરજવામાં આવતાં પ્રાણીઓનાં ધર્મ તથા અધર્મની સંસ્કારરૂપે અપેક્ષા હોવાથી સૃષ્ટિ વિષમરૂપે છે. માટે તે ઈશ્વરનો અપરાધ નથી. પરમાત્માને વૃષ્ટિરૂપે માનવો જોઇએ. જેમ વૃષ્ટિ, વ્રીહિ યવ આદિ સૃષ્ટિમાં સામાન્ય કારણ સ્વરૂપે હોય છે, પણ તે વ્રીહિ યવ આદિના વિષમપણામાં તે તે બીજમાં રહેલ અસાધારણ કારણો બળવાન્ હોય છે. તે જ પ્રમાણે પરમાત્મા દેવ મનુષ્ય આદિની સૃષ્ટિમાં સામાન્ય કારણરૂપે છે. દેવ મનુષ્ય આદિના વિષમપણામાં જીવમાં રહેલ અસાધારણ સંસ્કારો કારણરૂપે હોય છે. આ પ્રમાણે સૃષ્ટિના સંબંધમાં અપેક્ષા હોવાથી ઇશ્વરમાં વિષમતા તથા

ક્રૂરતાનો દોષ આવતો નથી. વળી સંસ્કાર સંબંધી મનુષ્યને જરાપણ ખબર પડતી નથી. કારણ કે કહ્યું છે કે, “अघटितघटना पटीयसी माया અર્થ:-માયા અર્થાત્ સંસ્કાર જે કાંઇ છે તે એવા હોય છે કે, શો નિયમ છે, તે કોઇથી કંઇ પણ કહી શકાય એમ નથી.” આપણે તો એટલું માની બેસી રહેવાનું છે કે, જ્યારે આપણને કોઇ સુખ આવે છે ત્યારે એમ માનવું કે, આ વખતે આપણને પૂર્વના કોઇ સારા સંસ્કારનું ફળ ભોગવવાનું છે. તેજ પ્રમાણે દુ:ખ આવે ત્યારે એમ માનવું કે, આપણને કોઈ પૂર્વના નરસા સંસ્કારનું ફળ ભોગવવાનું છે. આ જ પ્રમાણે કોઈપણ મનુષ્ય સાથે પ્રીતિ અથવા દ્વેષ બંધાય છે, તે પણ પૂર્વના સંસ્કારને આધીન છે. વળી આપણે કોઇ રીતના પુરૂષાર્થની તૈયારી કરીએ છીએ, તે પણ તે જ સંસ્કારને લઇને છે. હવે કોઈ એમ કહેશે કે, ત્યારે તો શાસ્ત્રમાં જે પ્રાયશ્ચિત્તાદિ કહ્યાં છે તે નકામાં છે. પણ તેમ નથી. જેમ લાડુ ખાવા હોય છે તો તેની સાથે વ્યંજકરૂપે શાક આદિ હોય છે. તે જ પ્રમાણે સંસ્કારની સાથે વ્યંજક-રૂપે શાસ્ત્રમાં કહેલાં પ્રાયશ્ચિત્તાદિ જોડાયલાં છે. આથી શાસ્ત્ર નિરર્થક નથી.

સાર એ કે, સંસ્કારને લઇને જ સંસારમાં એકબીજાની સાથે અનેક પ્રકારનો વ્યવહાર બંધાયલો છે તથા આ સંસ્કાર, તેનું જ નામ માયા અથવા અવિદ્યા છે.



# પ્રકરણ ૬ ઠું.

## સોનેરી ટોળીથી બચવાનું જ્ઞાન.

॥ દુહો. ॥

જેવું પાકું બોર, તેવું મન દુર્જન તણું;
ભિતર કઠણુ કઠોર, બહારથી બિંબ રતુમડું.



પ્રિય વાંચનાર ! આ અસાર સંસાર રંગબેરંગથી તેમજ હડહડતો કળિયુગ અનેક લોભ, લાલચ અને ખોટા ડોળઘાલુ દેખાવથી ભરપૂર છે. આ વિષય લખવાનું મૂળ કારણુ એજ કે, ગરીબ કે પૈસાદાર, ભણેલા કે અભણુ, ખાનદાન કે મધ્યમ વર્ગ, દરેક નાના મોટાઓ, અનેક બાબતોથી પોતાની શક્તિનો સદ્‌ઉપયોગ કરી શકે ને ભૂલેચૂકે પણુ ખાલી ખોટા ભભકદાર માર્ગથી બચે. "સત્ય સદા મધુર નથી હોતું, પણુ સદા ટકે છે, " એ કહેવત જરૂર અંતલગણુ અનુભવીઓએ લક્ષમાં રાખવાલાયક છે. આ લેખમાં મૂળ મુદ્દાઓ લખવામાં જૂના લેખો, વાર્તાઓ, કંઈક મુદ્દાનાં અનેક પુસ્તકો, જેવાં કે, "પંચતંત્ર, કળાવિલાસ" વિગેરે, તેમજ અનેક રંગબેરંગી સાંભળેલી વાર્તાઓ તેમજ દર્શનરૂપે જોયેલા અદ્દ્‌ભુત ચમત્કારો ને રંગબેરંગી આદમીઓનો અનુભવ, એ સૌ આ પ્રકરણુને માટે આભારરૂપ છે.

માણુસ માત્રે યાદ રાખવું જોઈએ કે, સર્વ બળમાં બુદ્ધિબળ સર્વત્ર બળના ઉપર રાજ્ય કરતી દૃષ્ટિએ પડે છે. પણુ સારાસાર વિચારના સદ્‌ઉપયોગથીજ સારૂં પરિણુામ આવે છે; અને ગમે તેવી કેળવણી છતાં ભાગ્યહીન આદમી તેનો ગેર ઉપયોગજ કરે છે. પુરૂષો શાસ્ત્રો ભણુવા છતાં લોભ, લાલચ તથા મોહને વશ થઈ મૂર્ખો નીવડે છે, ત્યારે

બીજી ગમ જિતેન્દ્રિય પરમાત્માના નામપર આત્માનંદ ભોગવે છે. સંસારમાં અનેક વિટંબણાઓ અનેકને ભોગવવી પડે છે. તે વખતે શાસ્ત્રજ્ઞ પુરૂષ પણ ગભરાય છે. ત્યારે અનુભવી–વ્યવહારકુશળ પુરૂષ તે વિંટબનાઓની સામે ટક્કર ઝીલે છે. માટે આ દુનિયામાં અસત્યને સત્યથી જિતવા માટે, દરેક મનુષ્યને સાવધાન રહેવાની પ્રથમ જરૂર છે. આ જણાવ્યા બાદ હવે આપણે મુખ્ય વિષય ઉપર આવીએ.

આ સોનેરી ટોળીમાં કેટલીક જાતના નાના મોટા આદમીઓનો પ્રથમથી સંગ્રહ કરવામાં આવે છે. રાજાનું રાજ્ય જેમ સંપવાળું, બહાદુર, વફાદાર, જ્ઞાની અને કેળવાયલું હોય છે, તેમ તે વૃદ્ધિ પામે છે; સારા વરસાદથી ખેડેલી જમીન ખેડુતને યશ આપે છે, તેમ જ આ મંડળીમાં નાના મોટા કારીગરો જાતજાતના રાખવામાં, તેનો સરદાર સાચો પરીક્ષક હોય છે. નાના તેમ જ મોટાને કંઇ કંઇ જાતનાં વ્યસનો તો ખરાં જ. કોઇને બીડીનું, તો કોઇને દારૂનું, તો કોઇને કોકીનનું તો કોઇને ભાંગપાણી પીવાનું તો કોઇને ગાંજા તંબાકુનું કે અફીણનું. વળી આમાંના કેટલાક વ્યસનોમાં પૂરા હોય છે, અને કેટલાક મતલબનું જ વ્યસન રાખે છે. આમાંના કેટલાક ચકચકતા, ડોળઘાલુ, તાજામાતા અને શણગારાયલા શૂરા ઝવેરીઓની માફક ઠંડા, ડહાપણવાળા, માયાળુ, હસમુખા અને મોઢેથી માનતાન, અને રામરામ કરી, કામ કરવાવાળા હોય છે. ઘણુંખરૂં નાનાથી મોટાનાં કામો જલદી નીકળે છે. બે ચાર પાંચ કે સાત સત્તરને રોજ અનેક જાતના વ્યસનથી તેમ જ ખીચડી દાળથી તેનો ઉપરી ખુશ રાખે છે. નાના મોટા જુગારના ફાલોમાં રમતાં રમતાં માહિતી આપતા આપતા નજર રાખી પડયા દાવમાંથી પૈસા ઉઘરાવવાનું કામ આમાંના કોઇને સોંપવામાં આવે છે. બે ત્રણ આદમી આ જુગારમાં માંહોમાંહે એવા બનેલા હોય છે કે, અક્કડખા ફક્કડખા, હિન્દુ, પારસી, મુસ-

લમાન કે ખોજાને સવારથી રાત લગણમાં કરબલા ઉપર જેમ બકરાં રેંસે છે, તે માફક કોઇ પણ (શિકાર) આદમીને સમજાવી પટાવી તેની પૂઠે હરબાને પડી, તેની હા જોડે હા, ના જોડે ના કહી, અનેક રંગઢંગમાં બનાવી લાવી, ત્યાં અરસપરસ પોતપોતાનામાં પા, અડધો, પોણો માંહોમાંહે ભાગ કરી, ચાર કે ચૌદ કલાકમાં તેને લાંબો ટુંકો ઉંચકી નાંખે છે. મતલબ પાસે જે હોય, તે હારતા ને માલમતા જે પાસે હોય તે, વીંટીથી તે ઘડીયાળ લગણ, સાંકળીથી તે બદન લગણ જતાં, સોના માલ ઉપર સાઠ લઇને પણ જિતવા બાબત પૂઠ દે છે. અંતે હારે છે, નસો નસ પાણી વ્યાપે છે, ત્યારે તેમાંજ શ્યાણાઓ ઠાવકાઇથી અને કુનેહથી, ગોમુખા વાઘ જેવો દેખાવ કરી, મર્મવાળા એવા એવા શબ્દો તથા વાકયો કહી ધીરજ આપે છે કે; "અરે શેઠ! આવતી કાલે તમારોજ પાસો છે. ગયે મહીને એક કલાકમાં જેઠા દુલા પાંચસો હજાર લઇ ગયો. વીરજી માવલા કાલે સાતસો લઇ ગયો." આમ તેમ ઉંચી નીચી ધીરજ આપી તેના બળતા, કકળતા ભૂખાપેટના (ભાથા) ખાવા માટે, તેમજ નાના મોટા હોટલમાં જઇ (છાંટો પાણી) દારૂ પીવા માટે, ખરચવાને કાલાવાલા કરી દયા ખાઇ, બે પાંચ રૂપિયા આપે છે. પેલીગમ સામજીભાઇ ગયા કે રામજીભાઇઓએ આની, બેઆની, ચારઆની, છઆની લેખે સૌ સૌનો ફાળો પાડી લીધો. આ ફાળામાં ચાળીશ ચોરના સરદારનો ભાગ વધુ હોય છે. કારણકે તેને હાથ આગલી પાછલી ઘણી ખટપટ હોય છે.

આ મંડળીમાં પાના, પાસા, જાત જાતના મંજા, લખોટા, માછલીઓ, તથા અનેક જાતનાં બનાવટી ઓજારો રાખે છે. સારા આબરૂદારના છકેલ છોકરાની સોડ ઉપર, પ્રથમથી જ જેમ કરોળિયો તદબીરથી, કુનેહથી અને મધુવચનથી ભોળી માખીને જાળમાં સપડાવે છે, તેમ સ્નેહી તરીકે મુલાકાત કરે છે; અનેક

તદબીરથી તેને મળે છે, મીઠા મધુરા ડહાપણ ભરેલાં વચનો નમ્રતાથી, અદાથી, અને સાલસપણાથી બોલી તેને લોભાવે છે. વધુ મોટાઇ દેખાડવાને પ્રથમ પોતે પાંચ પચાસ રૂપિયા બગાડતાં ડરતો નથી. રોજની આવી મહેનતનું બ્યાન પેલા બડેખાં સરદારને કહે છે; અને તેમાંથી અનેક જાતના કાવા દાવાનો તથા પ્રપંચનો રસ્તો, તે બડેખાં તેને બતાવે છે. સરદાર કંઇક વખત પૈસા ખવડાવવામાં કે તુરંગમાંથી છોડાવવાની હિંમત આપવામાં કે જામીન થવામાં એક કોહીનુર હીરો હોય છે.

પોલીસમાં, મેજીસ્ત્રેટને ત્યાં કે હાઇકોર્ટમાં એક મોટો શેઠીઓ બનીને આવે છે. આવાં કાળાંકર્મના ધંધા માટે તેવાં કાળાં કર્મનાજ કરનારાઓ, નામ મોટાં ને દર્શણ ખોટાં, એવા ચાર પાંચ શેઠીયાઓ, ઘર, માલ, મીલકત, વાડી, વજીફા-વાળાઓને કરીજ રાખેલા હોય છે. તેવાઓ જાણે સ્વર્ગના હિંડોળા ઉપર ઝુલ્યાજ કરે છે; અને તેના મોં આગળ સિંહની માફક શિકાર ચાલ્યોજ આવે છે. આવાઓની સાહેબી જાણે એક રાજા જેવી હોય છે.

આવાં આવાં પોકલ પરાગીજીઓ પાસે વાતની મીઠાશ, ઘંડાશ, શુભ શબ્દો તથા લાયકાત વિશેષ હોય છે. સ્વચ્છતા અને ફેન્સીપણાનો તો પારજ નહિ. ઘર કે બંગલામાં, ગાડી, વાડી, લાડી, રામા, ભીમા, અને ચાકર, નોકરની, ખોટજ નહિ. નામું ઠામું પેઢી પણ એવી દર્શનિક કે જાણે ચીન, જાપાન, અરબસ્તાનની પેઢીનો વેપારીજ જોઈ લેવો. મહેતા મુત્સદીઓ, ઉપરાંત જૂના કાગળ, ઝીણી જાત જાતની ટીકીટો, અસલના સ્ટેંપો, મથાળા સાથ અનેક કળ, કુંચી અને કુનેહથી તૈયાર જ છે. કોઇ પણ (ગાય), એટલે લોભી, બુબખ, ગમાર કે સ્વાર્થી આવ્યો કે, જે રંગતથી તેને બનાવવો હોય, તેવી યુકિતથી પાંચ આપી પચાસ, દશ આપી હજાર ને હજાર આપી દશ હજાર લખાવી લેવા ચૂકતા નથી. પછીથી કહેવત

મુજબ "ચોરની મા કોઠીમાં મોં ઘાલી રડે." તે માફક આવા ઇશ્ક દિવાના શું કરે? વ્યાજ ભરે છે, દુઃખી થાય છે, મા-બાપ અને બૈરી છોકરાંને દુઃખમાં નાંખે છે અને વધુ આવતી ગમગીની દૂર કરવા માટે અનેક નાનાં મોટાં વ્યસનો ઉપર ચિત્ત લગાડે છે. તેઓ વ્યસનો કરે છે, અફળાય છે, કૂટાય છે, રડે છે, અને હાય તથા અફશોષીથી અનેક જાતના નાના મોટા રોગો સહન કરતાં રીબાઇ રીબાઇ વખતે મતિ પ્રમાણે ગતિ થાય છે. એટલે સૂધી કે તુરંગ કે ચિતાનો તાપ સહન કરવો પડે છે; ને છેવટે યમલોકમાં પહોંચે છે. તે જ વેળા આવા તરફથી સગાં કુટુંબીઓ, મિત્રો કે આગલા પાછલાને અનેક તરેહથી જાત જાતનું દુઃખ ભોગવવાનો સંભવ આવે છે. જ્યારે ગોળ ખાવામાં જગલો હોય છે, ત્યારે બીજીગમ માર ખાવામાં ભગલો હોય છે. મતલબ નિરાધાર સ્ત્રી પુત્રો કે ઘરડા માબાપને ઘણું વેઠવું પડે છે.

બીજીગમ પેલી સોનેરી ટોળીના બાઘડો તારા સુંદરી, કે ભપ્પુ બાપુને ત્યાં અનેક ઠાઠમાઠ અને ડોળ દમામથી ઇશ્કબાજી સાથ નાચરંગ કે નિશાપત્તામાં પૈસા ટકે ખરાબ થાય છે. ગુણકાઓ આવાઓ કરતાં ઢોઠ ચંદા ફંદ ફરેબમાં સરસ હોય છે. તેવાઓને હસાવી રમાડી ગમાર બનાવી, ફકીર બનાવી તે વિદાય કરે છે; પણ તે જો કાચીપોચી વેશ્યા હોય છે, તો તેને પણ પ્રથમ પાંચ, પચાસ કે હજાર ખવડાવી, વાત, ચિત્તમાં મોટી મોટી ડંફાસ મારી, કંઇકના વાડી બંગલા જાણે પોતાનાજ બાપના હોય, તેમ તાલમેલથી બતલાવી, લોભ અને લાલચથી, કુનેહ અને કારીગીરીથી તેને પણ પાયમાલ કરી, ચીથરે હાલ કરી વખવખતી મૂકી, રખડાવવામાં કસર રાખતા નથી. મતલબ વેશ્યાએ લાખ જતનથી લાખ મેળવેલા ઘડીમાં ખાખ બનાવી દેવામાં આ સ્યાણાઓ ચૂકતા નથી.

આ બાઘડોની ટોળી દૂર દૂર ગામ કે શેહેરમાં,

તાલુકામાં કે કસ્બામાં, મહોલ્લામાં કે શેરીમાં, એજંટ તરીકે કામ કરતી માલુમ પડે છે. આમાંના કેટલાક બાવા, સાધુ, મોલ્લા, કે ડીટેકટીવ, શેઠ કે નોકર કોઇ પણ વેશ લઈ, સામાને હાથમાં લેવાને ચૂકતા નથી.

વકીલ કે ધારાશાસ્ત્રી જેમ એક કેસમાંથી અનેક (બારીઓ) છૂટકારાઓ ઢુંઢે છે; અથવા સામાવાળાને સપડાવવા પ્રયત્ન કરે છે, તેમ જ એક રમતમાંથી બીજી રમત, બીજી-માંથી ત્રીજી રમત, હાર, જીત, જેવી કે પાનાની, પાસાની, મંજાની, પૈસાની, છાપકાંટાની, ટ્રામના નંબરની, જોડા ઉંધો ચત્તો પડે તેની સરત કે છેવટે સાકર કે ખાંડના ઢગલા ઉપર પ્રથમ માખી કયાં બેસે છે, તેની સરત કે તે જ મુજબ રસ્તાની ગલીમાંથી પ્રથમ સ્ત્રી આવશે કે પુરૂષ અને છેવટે લાલ સફેદ ઘોડાની–મતલબ, આવા આવા અનેક રંગો શોધી કાઢે છે.

ભોળા, નિર્દોષ, બુબક, અજાણ્યા શહેરી કે પરદેશીઓ, રાહદારી માટે પણ રસ્તે ચાલતાં કોઇ પણ સિક્કો કે નાણું, સોનેરી ઢોળ ચઢાવેલો, નાનો મોટો દાગીનો આગળથી આવનારની (Side) બાજુ જોઇ લાખી, વખતને માન આપી યોગ્ય જગ્યાએ અજાણ્યો થઇ ઉભો રહે છે. લાલચુ, અનાડી, બુબખે જેવો આ માલ ઉંચકયો, કે "ભાગ કરી કહે છે." આખી ગીની હોય તો અડધાના સાડાસાત કે આ પ્રમાણે સો કે સાઠના માલમાંથી અડધા તુર્ત પૈસા આપવા નથી મળતા, ત્યારે લાલચુ રાહદારી પોતાની સાચી જણસ જેવી કે વીંટી, કડુ, સાંકળી, કંઠી કે પોંચી, નોટ કે રૂપિયા પાસેના આપી, હોશમાં ને આશામાં મળેલી ચીજની કિંમત કરાવવા જાય છે. ત્યારે માલુમ પડે છે કે, આ તો ખોટી રસેલી ગીની, કે બનાવટી વીંટી કે વેગીઉં છે. પાંચ કે પચાશ કે સો અતિ શ્રમથી અને કરકસરથી મેળવેલા હોય છે, તે આવી જગ્યાએ (કાશી ક્ષેત્રમાં) મતલબ કસાઇખાને ખુવે

છે. આમાંના કેટલાક અજ્ઞાની જીવડાઓ—લોભી મૂર્ખાઓ તો પોતે કે પોતાના બચ્ચાં કે સંબંધીઓને કે ગરીબ લાચાર દુઃખીને મોઢે પણ પૈસાનું મીઠું પણ નાંખતા નથી. જ્યારે આ પ્રમાણે બીના બને છે. ત્યારે હ્રદય દુઃખ અને અફ્-શોષ કરે છે.

બીજી ગમ પેલો ઠગારો ફત્તેહચંદ મારવાડી કે દુલાચંદ સાહુકાર, જે એવાંજ કામનાં વ્યાજવાં, કાટલાં અને નામાંઠામાં રાખનાર હોય છે, તેની પેઢી ઉપર જાય છે. ચારે, ચૌદે, કે ચોવીશે, તે વેચે છે; અને તે આવકમાંથી પડ પાસા પોબારમાં ક્યાં તો ગાદી તકીએ તકીના બેસે છે, કે ક્યાં તો દોરી લોટો લઈ સફરે ચઢવા ફરતા કરે છે. (મતલબ) ક્યાં તો લાલખાં બની નાટક ચેટકમાં, કે લાખી લાલનને ત્યાં જાય છે કે ક્યાં તો મામાદેવીમાં કે મસીદમાં જઇ સૂઇ રહેવા ધારણા ધારે છે.

આમાંના કેટલાકો સારા આબરૂદાર શેઠીઆઓના લાડકવાયા શગીરોને પાંચ, દશ, પચાશ કે પાંચશો આપી પ્રથમ તેની સોડ સાંધી ખાનીપીનીમાં કે નાટકચેટકમાં, શુણ-કાના રંગમાં કે નાના મોટા હોટલોની મુલાકાતમાં જેમ તે રાજી થાય, તેમ રંગમાં લઇ કાચી મૂર્ખ અક્કલને કચડી નાંખે છે. (બરોબર સમતોલમાં કાંટો આવે છે) એટલે લત લાગે છે; ત્યારે આપો આપજ એકના સો ખર્ચવાને મોટાં ઘરોમાંથી અંદરખાનેથી માલતાલ બેહાનમેહાન કરે છે. વ્યાજ-ખોર મારવાડીઓ જે આ કામો ઉપર બેઠેલાજ હોય છે, તે શાહુ-કારો સાતના સીત્તેર, આઠના અઠ્યાસી લખાવી લે છે. ચક્રવર્તી વ્યાજમાં બાપદાદાની મીલકતો, માળાઓ, દરદાગીના ઉપરાંત ઇજ્જત જતાં, આખરે ભુખમારાથી અને દુઃખથી રસ્તામાં પડેલા ચણા ખાવાની સ્થિતિ ઘણાઓની આવે છે. આ વખતે પેલા લુચ્ચા સામજી, રામજી સર્વે ખસી જાય છે; ત્યારે કંઇક સમયે કેટલાકો આપઘાતો પણ કરે છે. આવા લોકો પાસે

ઠગારી રાંડો મરદ કરતાં સો દરજ્જે સરસ બનાઉ કુળ રાખે છે. આવી રાંડો પણ અથાક કાવાદાવાથી અને ફંદથી કેટલાંક કામો કરી જાય છે. અનેક જાતની સુગંધીથી હમ્મેશા છેલ પદ્મિની, અનેક જાતના ખરાખોટા દાગીનાઓથી શણગારાયેલી ભપકાદાર સોહામણી રહે છે. જાત જાતના અલંકારો, તેલો, સેન્ટો, અત્તરો અને શોખીયાની અનેક ચીજોથી જાણે એક ઈંદ્રાણી કે પદ્મિની તરીકે ઠાઠમાં રહે છે. આંખની અંદર જાદુ રાખે છે, મોંમાં મીઠાશ રાખે છે, અને પોતાના કલેજામાં છ બારની પીસ્તોલ, અને કાતર, તમણુચા વિગેરે અનેક કાવાદાવાના શબ્દ અને કામરૂપી હથિયારો રાખે છે. એટલે જે વખતે જે ઇલાજ હાથ આવ્યો, તે વખત ઉપર તે (ઓજાર) ઇલાજ વાપરવામાં ઢીલ કરતી નથી. ખાય છે, ખવડાવે છે, પાય છે, પીવડાવે છે, હસે છે, હસાવે છે, હઠ કરે છે અને પાછી ખસતી ખસતી આવે છે, રમે છે, રમાડે છે, મતલબ કે, અટલ જુગારી, ચોર ડામીશ કે ભવાયા સાથ અનેક રંગબેરંગી કાવાદાવાવાળાઓને કેટલેક સમયે પૂરી પડવામાં હિમતવાન બની, મન ધાર્યો દાવ રમી જતાં વાર લગાડતી નથી. આ સૌમાં પોતાનો એકજ યાર જે સોનેરી ટોળીનો સરદાર હોય છે, તેને મોજ કરાવે છે.

આ બાબતમાં પણ વખતે અદલની બદલ થઇ છે. જો (માલ) પૈસો ખૂટ્યો, ઘડપણ આવ્યું કે સધામ જવાની તૈયારી થઇ કે પાછો પેલી લાલને કોઈ બીજો તેવોજ અલબેલો લાલ હુંઢયોજ છે. સૌ કોઈ જાણે છે કે, કામ કામને અગાડી અક્કલ આવવાનો સંભવજ છે. નાના શગીરોને આવી કઢંગી સંગતથી અણધારી માઠી અસર થાય છે, નાનાં મોટાં રાખેલાં છોકરાંઓ ન કરવાનાં કૃત્ય કરી કાપકુપ મૂકી કે કોકીન વેચી, કે ચોરી કરી કે કોઇને ગમે તેવી નાની મોટી થાપથુપ અપી, તે માલ આવી બદમાસ રાંડોને કે સાંઢોને આપે છે; પોકલ ફૂટે છે, ત્યારે શરમિંદે ચહેર તુરંગ સેવે છે. પાછળથી ઘણા ફેલીઓને આ ધંધા સિવાય બીજું કંઇ સૂજતું નથી અને આ

ઢોળ ચઢાવેલી પેઢીનાજ ધંધાથી આખરે અવદશામાં આવી આ ભવ અને આવતા ભવમાંથી બરબાદ થાય છે.

હરામ હાડકું, બેઠેલ માથું, આવા આવા કાવાદાવામાં પોતાના ચિત્તને રોકે, તેમાં નવાઇ શું? આવાં આવાં અગણિત કૃત્યોમાં થોડી કે ઘણીવારે, લાગવગવાળા કે ફાટેલ મગજના, શીનાવાળા કે સીનોરીવાળા, લાંચનાં કે રૂશવતનાં કૃત્ય કરવાવાળા કે પૂર્વ પુરૂષાર્થી હિમ્મતવાળા હોંશીલા, ખોદામેહરબાન ત્યાં લગીન જ ગધા પહેલવાન તરીકે બચવા ભાગ્યે પામે છે; પછી "વખત પડે બાંકા, જબ ગધેકો કેના કાકા" એ કહેવત મુજબ જગલા જાગલાઓને પોતાની બનાવેલી (મતિરૂપી) આગની કકડતી ભઠ્ઠીમાં પેસી કંઇક સમયે કાળાં કૃત્યથી દેશપાર કે ફાંસી ખાવાનો વખત તેઓ સેવે છે. નસીબની નસોનો પ્રકાશ પૂર જોશમાં પ્રત્યક્ષ પૂરાવો આપે છે, ત્યાં કોનું ચાલી શકે છે?

મોટા મોટા ખાનદાનોમાં કંઇક એવો બારીક શડો પેઠેલો જાહેરમાં બહાર આવે છે. "ઉપરસેં ટીપટાપ, ભીંતરસે પોલમપોલ" એ કહેવત મુજબ પોતાના પૂર ભપકામાં કે ફંદફરેબથી અનેક ઠગાઇથી પ્રથમ માલતાલ ઉડાવી મુછે હાથ દઇ મોજ ઉડાવે છે; આ સાથ લાલચુ તેવા જ ખીચડીખોરાઓ પણ પારકે પૈસે ફરી દેવની દીવાળીરૂપી મોજ આવવાની નથી એમ હા જોડે હા, ના જોડે ના, કરી તાલમેલથી મોજ કરે છે; પારકે પૈસે દમામદાર, તેજદાર, ટટાર અને તીજોરીવાળા તર બને છે.

અરેરે પ્રભુ! આ વિષયમાં લચીપચી રહેનારાઓએ લાખો આદમીઓના અનેક દેશપરદેમાં અનેક ફંદ અને ફરેબથી સત્યાનાશ વાળ્યાં છે!

વાંચનાર! આવી આવી આટલી બાબતોથી ધરાવાનું નથી. મોટી મોટી બેંકોમાં, પેઢીમાં કે દુકાનોમાંથી મોજે

દિવસે રાત બતાવે છે. જગલાને નામે માલ લઇ ભગલાને નામે ચઢાવે છે, કાશીને બદલે ઝાંશી મોકલે છે. સોરાબને બદલે દોરાબની સહી કરે છે. રામજીને બદલે સામજીની પેઢીનું સરનામું કરે છે.

ઉંચો પોષાક પહેરવો, ગજા ઉપરાંત ખર્ચ ન છાજતો રાખવો, મનમાં મેલ છતાં મળતાવડો સ્વભાવ રાખવો, હા જોડે હા, ના જોડે ના કહી સભ્યતા વાપરવી, તુટુ ભાગું અંગ્રેજી ઝાડવું, યશ અને નોટની સ્પેલની આવડત ન છતાં વેબસ્ટર ડીક્ષનરી જેવી ભારી બૂકોનો ઠાઠ ગાડીમાં કે ત્રેનમાં રાખી, તેને ઊંધી કે ચત્તી પકડી, ચશ્મા, નેકટાઇ, કોલરના (તાપમાં) ઠાઠમાં દર્શન તરીકે ધરી રાખવી; પીંચગોલ્ડનાં બટન, રસેલા છેડા, ફેસીનદાર રૂમાલો, તેલો, અત્તરો, ઉપરાંત અનેક મનને હોંસ બેહોંસ કરે એવા પદાર્થો રાખવા તેમજ વ્યસન પાણીના રાખવા વખત પડે પાંચ-પાંચસેં કે હજાર બે હજાર બગાડી નાંખવા હોય કે અફશોષ તેઓ ધરવતા નથી. મન સમજે છે કે, "ક્યાં પશીનો ઉતારવા પડયો છે." બાકી વ્યાજ સાથે ગયેલા પૈસા કોઇ પણ રસ્તે મેળવવાની ફિકરમાં જ રહે છે. નવા નવા મિત્રો કરવા, નવા નવા દૂર દેશની વાતો કરવી, નવાં નવાં રહેઠાણ શોધવાં, નવાં નવાં નામો બદલવાં, નવા નવા પોતાની (જાતવાળા) ધંધાવાળાને શોધવા, સિક્કાઓ, નોટો, પાસાઓ, પાનાઓ, પારદર્શક પદાર્થો શોધવા, મોટાં મેદાનો, ભોંયરાઓ, કે જંગલોમાં સાધુઓની મુલાકાત લેવી; ગૃહસ્થોને બહાને શિવ કે વિષ્ણુમાર્ગી બની, ભસ્મ કે ગોપી ચંદનના મોટાં ભેંસ ભડકે એવાં ટીલાં ટપકાં કરવાં, રામ રામ, જેશ્રીકૃષ્ણ જેશ્રીકૃષ્ણ, બોલતાં હાથમાં માળા ધારણ કરવી, કહેવું કંઇ, કરવું કંઈ, ધારવું કંઈ અને બતાવવું કંઈ, વખતે મુંગા બનવું, અજાણ્યા બનવું, વગર પૂછે કોઇના ઘર ઉપર હમામમાં જવું, જૂઠું હડહડતું જાણ્યા છતાં સાક્ષી પૂરવી, પરાય વાડી બંગલામાં ભાડુત છતાં શેઠ જેવો ડોળ રાખી રહેવું, વિવેકી બનવું,

પંડિતપણાનો ડોળ બતાવવો, ખાનદાની બતાવવી, જાણે ઇજ્જતથી બીતા હોય, તેમ અનેક જાતનું ન છાજતું ખાતાં પીતાં છતાં ડર બતાવવો, પ્રભુનું સ્મરણ જારી જ રાખવું, માળાઓના ચોડા ધારણ કરવા, ખાલી આવડતે મેનેજર કે પ્રમુખ બનવા તરફ સીફારસ પહોંચાડવા પ્રયત્ન કરવો, ભાષણોમાં જવું, ભાષણ કરવાં, અનેક લાગો શોધવા, વગવશીલો રાખવા પ્રયત્ન કરવો અને આખરે મોટા શરીફ બની અનેકને હાથ ઘસતા દુઃખી કરવા; આવી આવી અનેક બાંધણીઓથી આ ટોળી ભરપૂર અને કેળવાયલી હોય છે.

આ ઉપરાંત આમાંના કેટલાક તો પારકે પૈસે ધર્મના દાતાર હોય છે. લોભી બ્રાહ્મણોને લાડુ પાણીથી તર કરે છે, દાન દક્ષિણાઓ આપે છે અને વખતે બારે વર્ષની આપેલી દક્ષિણા વ્યાજ સાથે લેવા ચૂકતા નથી. ધર્મગુરૂ કે ગુરૂના ગુરૂનું પણ વખત પડે પાણી કરવા ચૂકતા નથી વ્યભિચાર ને વ્યસન આ બાબદમાં ડાબા જમણા સ્તંભ હોય છે. લોભ અને કુનેહથી ગમે તેવા મુસાફરને અનેક પ્રયત્ને ખેંચી લાવવાની સાંકળ હોય છે. વિનય, વિવેક અને મધુરતા સ્વાદિષ્ટ મસાલા તરિકેના મોંના મસાલા હોય છે. સુંદરતા, ખુબસુરતી, હાવભાવ, એ ડાબી જમણી લગામ હોય છે. મતલબ વખત આવે માણસરૂપી ઘોડાને હરેક રંગમાં લાવવા માટે, તે ખેંચેલી લગામે અનેક પ્રયત્નથી દોરવે છે. એક ગામથી બીજે ગામ જતાં વિશ્વાસુ ભોળા લોકોને એવા એવા લોભ અને લાલચથી વાતો કહે છે કે, જાણે ગરીબને તો હમણાં જ આ દયાળુ હરિશ્ચંદ્ર ન્યાલ કરી દેવાનો હોય, તેવો ડોળ બતાવે છે. મોટા મોટા કેળવાયલા વર્ગને પણ વખતે લાલચમાં સપડાવે છે; તો અજાણ અને લોભી મૂર્ખનું શું ગજું ? નાના મોટા અનેક જાતના સટ્ટાના ધંધામાંથી ધન મેળવવા માટે દાન પુણ્ય કરવાનો લોભ રાખે છે; (ઢોલીને દાઢી કુલડીમાં પાણી) મતલબ સોને માથી સાતનું દાન કરવાને

ફાંકો રાખી મનમાં ફૂલાય છે. ગરીબને રડાવી ગાગર જેવડા પેટ ઉપર હાથ ફેરવતાં શરમાતા નથી.

આવા આવા હડહડતા સોનેરી ટોળીના જાદુગરો પ્રપંચી બેવફા માટે ગવર્નમેન્ટને ઘણો ખર્ચ વેઠવો પડે છે તથા પ્રજાને માથે હાય, દુઃખ અને અફશોષી આવી પડે છે. લોભી, લાલચુ અને બીનઅનુભવી અમલદારો વખતે અનેક મુશ્કેલીમાં આવી પડે છે. ગરીબ ગુરબા, અજાણ્યા રાહદારી કે પરદેશીઓ નાહકના સપડાઈ જવાની તકમાં આવે છે. કેટલાક રોજી અને રજકથી રવડી પોતે સંબંધીઓને ભારરૂપે થઇ પડે છે. બારીકીના ન્યાયના સમયે મોટા નાના અમલદારો કે ન્યાયાધીશો જેઓ સત્તાને ધારણ કરવા કરતાં આ ભવની અને આવતા ભવની જવાબદારી વધારે સમજે છે, તેવાઓને ન્યાયની તકે મગજનું સમતોલપણું રાખી, હું ઇશ્વરનો જ પ્રતિનિધિ છું; વળી જો ન્યાયમાં ખામી આવી નાહક કોઇ પણ ગરીબ કે દુઃખી બેગુન્હે માર્યો જશે તો તેનો જવાબ ઉપલી કોરટમાં કે ઇશ્વરના દરબારમાં હું શું આપીશ? એવા સાચા શૂરા દૃઢ પ્રતિજ્ઞાવાળા ન્યાયાધીશને પણ આવાં હડહડતા અનેક ફંદફરેબવાળા બનાવો અને સાક્ષીઓથી બનેલા કેસમાં કંઇ ઓછું ડહાપણ વાપરવું પડતું નથી. અતિ સાવધાન રહી રાજહંસ જેમ નીર ક્ષીર (દૂધ પાણી) એકઠાં થયેલાંમાંથી જૂદાં કરી બતાવે છે, તે જ માફક અતિ ઉઠાવગીરોને યોગ્ય ન્યાય આપી, ગરીબ અને બુબખ સાથ નિર્દોષને મુક્ત કરવામાં ન્યાયીને કંઇ થોડો શ્રમ પહોંચતો નથી.

આવા સાચા પવિત્ર વિરલા બાહોશ જજનો એકજ અસરકારક દાખલો આ જગ્યાએ યોગ્ય થઇ પડશે. ૧૮૬૫ માં શેર સટ્ટામાં દબાયલા અને ન દબાયલા સઘળા જ લાહ લેવાને કોરટે ગયા હતા. આ વખતે એન્તેસ્ટી એકટીંગ જડજ હતો. ઈન્સોલવંસી કોર્ટનો કમીશનર હતો. તેણે એવો સારો ન્યાય આપ્યો છે કે, તેથી પરિણામ એ આવ્યું કે, લાહ લેવાનાં

સીડચુલો, પટાપટ પાછાં ખેંચી લેવામાં આવ્યાં હતાં અને માંગનારાઓ બેઆની પાવલી મેળવી શકયા હતા. આ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવશે કે, નામ ત્યારે દેવાળિયા, પણ દૂધે વાળું કરનારાઓ હોય છે. આ પ્રમાણે ગરીઓનો ગરીબાઇથી મરો થાય છે અને ખાલી અક્કડખાં શેઠીયા મોજ કરે છે. ધન્ય છે! આવા સત્યવાદી જડજ એનેસ્ટીને! ધન્ય છે, એની કેળવણીને! ધન્ય છે, એની સદ્‌બુદ્ધિના પવિત્ર ન્યાયને! ધન્ય છે, આવા તેજદાર ન્યાય આસનને દીપાવે એવા કાયદાને! ધન્ય છે પ્રજાના અનેક રક્ષણ માટે સાચી વફાદારીથી રાજ્યના રક્ષણ કરવા માટે એવા કાયદાના ઘડનારને! હજારો અને લાખોવાર ધન્ય છે, એવા જ સાચા સુખ અને સત્યતાથી પ્રભુને સન્મુખ હાજર જાણી સુખ અને શાંતિ આપવાવાળા બહાદૂર રાજ્યને! પ્રભુ! એવા જડજોના અમ્મર આત્માને શાંતિ આપો.

સાચા, બહાદૂર, વફાદાર, પરોપકારી, દયાળુ ઇશ્વરની જવાબદારીથી ચેતીને તથા સમજીને ગરીબનું રક્ષણ કરવા માટે સત્યતાપૂર્વક નિડરપણે, નિષ્પક્ષપાતપણે ન્યાય આપનાર આજ સૂધી પણ અમ્મર હોય, એમ તેનો સાચો ન્યાય આજપર્યંત વાંચનારને પ્રત્યક્ષ પૂરાવો આપે છે.

આ ઉપરથી સાર એ લેવાનો છે કે, આવાં આવાં અનેક ફંદબાજ મોટા કારીગરોથી બચવા માટે આ વિષય લખેલો છે. ગરીબગુરબાંઓ, નિર્દોષો, અજાણ્યા, લોભીયાઓ વગેરે કેટલાકો આવા ઉઠાઉગીરોથી જન્મદુઃખીયારા થઇ બેસે છે. વધુમાં—રાંડીરાંડો, ડોશા ડોશીઓ, નાની મોટી લાલચ રાખનારા પંડિતો કે ધર્મગુરૂઓ સાથ ગૃહસ્થ કે ખાનદાનના નાના મોટા છોકરાઓ અનેક ફંદમાંથી બચે, એ જ આ ઉદ્યોગનો હેતુ છે.

સત્યવાદી, સાચા, ટેકી, પ્રમાણીક, સદ્‌ગુરૂની કૃપાવાળા, કેળવણી કે જ્ઞાનને બુદ્ધિપૂવક ધ્યાનમાં લઇ અનુભવ રાખી

ઇશ્વરની મદદ માંગી પગલું ભરનારા, કોઇના વિશ્વાસનું છેદન પ્રાણ ગયે પણ ન કરનારા પૂર્વના ભાગ્યશાળી કોઇના પણ ખાલી રંગમાં કે છળભેદ કે માનતાનમાં કે મીટીંગમાં, કે એવા ખાલી ડોળધાલુ ઠાઠમાં ભાગ્યે જ ઘૂસે છે. સમજીને તથા ઠરીને ચાલનારી હદ વગરની અવસ્થા આવવી અસંભવિત છે. સૌ કોઈ જાણે છે કે, ઝગઝગતી રોશનીમાં ભાગ્યે જ કોઇ કમનસીબ અફળાય છે. સુખની દશામાં અને દુઃખની દશામાં અંતર છે. સુખ નીચે પાડે છે અને ઉપયોગ કરતાં આવડે તો દુઃખ ઉંચે લઇ જાય છે.

લોર્ડ બેકન કહે છે, કે આપણામાં જે સદ્‌ગુણ હોય છે, તે વિપત્તિમાં જ પ્રકાશે છે.

"Virtue is like precious odours, most fragrant when they are incensed or crushed, for prosperity doth best discover vice, but adversity doth best discover virtue.

(*Becon.*)

(અર્થ) "જે સદ્‌ગુણ છે તે અમુલ્ય સુગંધી જેવા છે. જ્યારે તે શળગાવવામાં આવે છે અથવા કચરવામાં આવે છે ત્યારે અતિ સુગંધ પામે છે. કેમકે સંપત્તિ દુર્ગુણને સારી રીતે દેખાડે છે. પણ વિપત્તિ સદ્‌ગુણને સારી રીતે દેખાડે છે."

લોભ, લાલચ, રંગરાગ, ખાલી ખાનીપીની, નિશો, સ્વાર્થ, પતરાજી, અહંકાર, નિર્દયસંગત, ચાડીયાપણું, અદેખાઇ, વહેમ, પાપ, ભોળાપણું, ખાલી ઠાઠમાઠ વગેરે મૂર્ખાઇભરેલા સાધનોથી મુક્ત રહેવાની મુખ્ય જરૂર છે. જો કે આ વિશેષણો તો આટલાં જ છે, પણ એની અંદરથી એ જ બાબતનો સાબીત ઉપયોગ કરે તો બચાવ પોતાનો તેમ જ પારકાનો ઘણો છે. અનુભવથી જ જ્ઞાન સંપાદન થયેલુ સિદ્ધ ગણાશે.

વેપારમાં કે નિશાળમાં, દેશમાં કે પરદેશમાં, કોલેજોમાં, કે કારખાનાઓમાં, કલબોમાં કે ફ્રેન્ડોમાં, મોટા નાના શગીરો ઉપર જો બારીકી ભરેલી સંભાળ લેવામાં આવે તો સેંકડે કેટલા ટકા નાના મોટાનો ભવ બગડતો બચે, એનો વિચાર, પ્યારા વાંચનાર ! તારા હાથમાં મૂકું છું.

આદમ જાતને ભલું, સારૂં, વિના સ્વાર્થે ખરી તકે કરી દેખાડવું, એ જ સાચી માણસાઇ છે. આવા બનાઉ કુળના નબળા સરદારોની સીડી ઉપર ચડયા પછી પાછું ઊતરવું, મતલબ ખાવા પીવાનું, વ્યસન પાણીનું, મોજ કે મજાહનું જાદૂઈ સ્થાન છોડવું, પછીથી ભારી પડે છે; અને આમાંથી જે બચી સારે રસ્તે ચઢે છે, તેના જીવતરને પણ ધન્યવાદ ઘટે છે.

સારા શીખેલા, ભણેલા, ડીગ્રી કે ડીગ્રા મેળવેલા, ખાનદાનીનો ખુરદો જણાવનારા નાના મોટા અનેક સોદાગરો અનેક ઉપાધિમાં રચીપચી રહેલા હોય છે. કોશેટો પોતે પોતાના તાંતણામાં જેમ લપટાય છે, તેમજ મતલબી અનેક પ્રપંચોમાં લપટાતા જ રહે છે. કારણ કે મતલબી લોકોનો ખાલી ઠાઠ વખતે એવો તો રસીક અને માયાળુ લાગે છે કે, જેમ એક ભક્ત દેવનાં દર્શન કરવાને દીલ લગી રાખે છે, તેમ આ નવા શિખાઉઓને પણ અનેક જાતની ખાલી હવાઇ અર્થાત્ મોજની વધુ ઉભરાતી કમ અક્કલની લેહેકી રહે છે, જેથી તેઓને મળવાની આતુરતામાં દિવાના બને છે. દેખાદેખી જોતાં આ નવા શિખાઉઓને પણ આગળ એવે રસ્તે વધવામાં શોખ રહે છે. ઘરો કે બંગલાઓ એવા દમામદાર ઉંચા ઉંચા અલંકારોથી શણુગારેલા હોય છે કે, જાણે પરેસ્તાનનોજ દેખાવ. તેમાં રહેનારી આબેહુબ જાણે પરીઓ એવી ખાલી પ્રીતિવાળી રંભાઓ હોય છે, કે તેના જાદુઇ નેનના નેજારામાં સેંકડો ઘાયલ થાય છે. એક તો જુવાની અને નવા ( નિશાળિયા ) સહેલાણીઓને દુનિયામાં જન્મ ધરીને

મોજમજાહની તો જરૂર હોય; જ્યારે પોતાના ઘરમાં તો દેખરેખ, ધાસ્તી અને અડચણ હોય ત્યારે આવાં આવાં અનેક કારખાનાઓમાં પોતાની મોજ પૂરી કરવાને આવે છે. આજે એક ચીજ સોની લીધી અને કાલે તેજ ચીજ સાતે વેચવી, એ જાણે આવાઓના મનને રમત હોય છે.

બાપદાદાઓ, સરદારો, વફાદારો, ખાનદાનો કે આબરૂદાર હોય, મુનીમ, મહેતા, ચાકર, નોકર, રામા, ભીમા, બોય, બટલર, આયા, હમાલ જાસ્તિ હોય, અને જ્યાં અંધેર નગરી જેવું ગણાતું હોય ત્યાં આવા નીચ આદમીઓ પણ એક જાતની મોજ કરે છે. મતલબ, શેઠ કે તેના નાના મોટા શગીરનાં છિદ્રો ઢાંકવાનું બહાનું દેખાડી અંદરખાને પોતપોતાના વલણ પ્રમાણે ચલણ કરે છે.

વાલીઓ જ્યારે પોતાના મોટા કે નાના શગીરોનો માલ ટ્રસ્ટીઓને આધીન મૂકી જાય છે, તેવાજ અરસામાં જો તે સાચા, સદ્‌ગુણી, પ્રેમી તથા દયાળુ અંતઃકરણની લાગણીના હોય છે, તો તેનો ભવ સુધારવામાં બારીક સંભાળ રાખે છે. નહિ તો ઘણાઓના દાખલાઓમાં જોઇએ છીએ કે, મધ હોય ત્યાં માખીઓ આવી મધપુડાને નીચે પાડવા ચૂકતી નથી. તેમજ બીજા મતલબી તો અનેક રંગથી સગીરોને રખડાવી પોતાનાં જ ઘર ભરે છે; અને મોઢે મીઠું દયાવાળું બોલી કંઇક જૂદો જ દેખાવ બતલાવે છે. તેનેજ વાસ્તે શરૂ મથાળે આપેલો દુહો કંઇક ખ્યાલ આપશે.

ભણેલા, શીખેલા, આબરૂદારો, કાયદા કાનુનના જાણકાર, નાના મોટા જ્યારે આવા નિવડે છે, ત્યારે આવી બાબતમાંના કંઇક હેતુઓ તેના મગજમાં પ્રથમ રચેલા હોવા જોઇએ. જુગારીઓ જેમ પ્રથમ નવાસવાને બનાવવાને ખાતર, શરૂમાં જિતાવી લાલચમાં પેસાડે છે, તેજ માફક નવી નવી ફ્રેન્ડશીપો, નવે નવે રસ્તે લઇ જઈ પ્રથમ પાંચ પૈસા પોતે ખર્ચી ખવાડી ટેસ્ટ લગાડી "ફ્રેન્ડ, ડીયર, માઈડીયર,"

એવા એવા મીઠા શબ્દો કહી, પછીથી તેને બારીક ફેલમાં ઉતારે છે અને આવી આવી અનેક ફંદી બાબતોમાં મચી રહ્યા પછી તેઓ પોતાની ખરી ફરજ, ધર્મ, કર્મ, નીતિ, પવિત્રતા, લજ્જા, સર્વે ભૂલી જાય છે. મતલબ. કુકર્મ તેને પાપમાં ઘસડી બેશરમ બનાવે છે. જોરભેર અધર્મના, ખૂનના, કાવાદાવાના, ઉઠાવગીરીના, કોંટાના, કાવતરાંના તથા જુલમના કામ કરનારાઓ પોતાનું ભવિષ્ય બગાડી આ ભવમાંથી બરબાદ થઇ, આવતા ભવ માટે પણ બૂરૂંજ કર્મ બાંધે છે.

આવા આવા અનેક ફંદમાંથી બચવા માટે નાનપણથીજ સારી કેળવણી અને દેખરેખ, મોટો બચાવ કરી શકે છે. લાડ લડાવવાં, શગીરની વાતને હાજી હા કહેવી, વિના સંજોગે રાજી રાજી રાખવા પ્રયત્ન કરવું, એ એક મૂર્ખાઈ છે; અને એથીજ મોટપણે ફાટેલા મગજના, વડીલોની સામા થવાની તૈયારી શોધે છે; જેમ પરવડે તેમ ફરે છે અને પ્રપંચની અનેક ફંદરૂપી જાળોમાં સપડાય છે. પોતાની તેમજ વડીલોની આબરૂને બરબાદ કરે છે. આ ઉપરથી સાર જેવી વસ્તુને ગ્રહણ કરી અસારનો ત્યાગ કરી, કેળવણી કરતાં **કેરેક્ટર** ઉપર સૌ કોઈએ સાબીત ધ્યાન આપવાની મુખ્ય જરૂર છે. ચાલચલણ ઉપર જેમ જેમ બારીક ધ્યાન અપાશે, તેમ તેમ અવશ્ય સુખ અને સંતોષનો જ માર્ગ પ્રાપ્ત થશે; અને ખાલી હવાઇ દુનિયાઇ મજાહને તેમજ તેમાં રમનાર નાદાનોની સંગત તજવાનું ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત થશે; અને સાચી દાનતના પ્રયાસથી એવા બુરાઓથી બચાવવામાં ઈશ્વર કરૂણાનિધિ મદદગાર થશેજ, જેથી જન્મ ધારણ કર્યાનું રહસ્ય જળવાઇ પોતે પોતાને તેમજ સંબંધીઓને મદદગાર થઇ, આ લોક અને પરલોકમાં વિજયી ગણાશે. આ લેખનો મુખ્ય હેતુ છે, કે શ્રી પરમેશ્વર પેદા કરનારની હાજરી સર્વે સ્થળે છે, એમ જાણી આત્માના અવાજને માન આપી, પોતાની અનેક ભૂલોનો પોતેજ પ્રશ્ચાત્તાપ કરી વારં-

વાર તે માયાળુ દયાળુ આપની મદદ માંગી, હરકોઇ, ભલા થઈ ભલાં કાર્યો કરી, પોતાને તેમજ આગલા પાછલાને અને રાજા પ્રજાને વફાદાર થઈ, સુખ શાંતિ આપે, એજ જીંદગી અને જન્મનું સાર્થક સમજી અનેક ભૂલો અને ગફલતીથી બચી, સાચો રસ્તો ઢૂંઢે, એજ આ પ્રકરણનો મુખ્ય હેતુ શ્રી જગદંબા શકિત પરિપૂર્ણ કરો.

# પ્રકરણ ૭મું.

## મુફલેશ મહાન્ પુરૂષોની વિચિત્ર કર્મરેખા અને તેઓની અજબ તરેહની ખામીઓ.

वरमहिमुखे क्रोधाध्माते करो विनिवेशितो विषमपि वरं
पीत्वा सुप्तं कृतान्तनिवेशने ।
गिरिवरतटमुक्तभ्यात्मा वरं शतधा कृतो न तु खलजनावाप्तैरर्थैः कृतं हितमात्मनः ॥

मनस्विप्रशंसा

અર્થ:–ક્રોધથી પૂર્ણ એવા સર્પના મુખમાં હાથ નાંખવો સારો, ઝેર પીવું સારૂં, કાળના ઘરમાં શયન કરવું સારૂં, અને પર્વત ઉપરથી પોતાના દેહને પડતો મૂકી તેના સો કટકા કરી નાંખવા સારા, પણ દુર્જનોના ઉપાર્જન કરેલા દ્રવ્યથી પોતાનું હિત કરવું સારું નહિ.”

આ જગતની અંદર બુદ્ધિમાન્ પુરૂષોને કદાચ જ ધનવાળા થયલા સાંભળ્યા છે. જ્યારે કુદરતે જેઓને પસંદ કીધેલા હોય, પણ બીજી ગમ પૂર્વ દૈવ જેને ધિક્કારતું હોય, ત્યારે માણસ

જાતની ખરી ફરજ એ છે કે, પોતાથી બની શકતી મદદ તેઓને આપવી. પણ અફશોષી સાથે જણાવવું પડે છે કે, તેમ થવાને બદલે હાલના સુધરેલા વખતમાં પણ આપણે જોઇએ છેએ કે, જ્યારે કેટલાક તવંગરો પોતાનો પૈસો એશઆરામમાં અને ખોટી રીતે ખુશામત ખોરાઓને ખવડાવવામાં ખરાબી કરે છે અને ખજાનો ખાલી કરતાં વાહ વાહના રંગમાં અનેકને તમે જોતા હશો! ત્યારે કંઇક જ્ઞાની દાનેશમંદ વિદ્વાનો દુર્ગંધવાળા મહેલમાંના આવેલા ભાંગાતૂટા અનેક વિપત્તિવાળા દુઃખમય ઘરોમાંના કોણ જાણે કયા ભાગમાં પડી રહેલા જોવામાં આવશે! ડાહ્યા અને બહાદૂર શૂરવીર આદમીનું ખાનદાનપણાનું તથા સખાવતપણાનું મુખ્ય લક્ષણ એ છે કે, તેઓએ બારીક વખત અને સામાઓની હાલત ઉપર બારીકીથી ધ્યાન આપવું જોઇએ. લાચાર ખાનદાન કે ગરીબ દરિદ્રી ભૂખ્યાને ભોજન, તૃષાતુરને જળ, નગ્નને વસ્ત્ર, રખડેલ અને ગુલામ અવસ્થામાં પડેલાને છટા કરી કામે લગાડવા, માંદાને શાંતિ, થાકેલને માટે આશ્રમ, અતિથિ (પરોણા) વગરેની યોગ્ય રીતે આગતાસ્વાગતા કરવી, આ છ દાનના મુખ્ય પ્રકાર છે. કર્મને યોગે અધમ માર્ગમાં ખાનદાનો જતા જણાતા હોય, તો તેની અંદરખાને પ્રેમથી મુલાકાત લઇ, સારે રસ્તે લગાડવા, ભૂલેલાને ભાનમાં લાવી સુધારવા, ગરીબ માણસોને નાને મોટે વેપારે લગાડવા, આળસુઓને આળસરૂપી શત્રુઓના પંજામાંથી બચાવવા, ખરે યા ખોટે રસ્તે કોણ ધર્મની સહેલ કરે છે? (મતલબ) ધર્મને બહાને તેવા પૈસાનો કેમ ઉપયોગ થાય છે, તેની બારિક તપાસ રાખવી. સાજા તાજા, લાંબા પહોળા, લઠ્ઠ મજબૂત અને જે ખાલી વખાણ કરી સાતમા આસમાન ઉપર ચઢાવી ખીચડીખોરની માફક ખાઈ ખાઇને મોઢે મીઠું મીઠું બોલી અંદરથી કાતર, પિસ્તોલ, છરીરૂપે જે કાવતરાંના ઓજારો રાખતા હોય, તેવાઓથી સાવધ રહેવાની સૌથી પહેલી ફરજ છે. જે ઉદ્યોગ કરવા

લાયક છે, તેવાઓ આવી સખાવતની લહેજતથી ભવિષ્યમાં દુઃખી થશે, એ કાળજીનો સદ્ઉપયોગ થવો જોઇએ. ક્રૂર અને જુલ્મી માણસોના પંજામાંથી ગરીબોને બચાવી નિર્ભય કરવા, એ પણ એક મહા પુણ્યનું કામ છે. અજ્ઞાની પુરૂષોને જ્ઞાન આપી, બુદ્ધિને રૂચે તેવો ખુલાસો આપી, ધર્મની અંદર શંકાવાળા મનનું સમાધાન કરવું, માનસીક પીડાઓ, ચિંતા તથા ઉદ્વેગ ભોગવનારાઓને પાકી સમજ આપી, કર્મનો અચળ નિયમ સમજાવી શાંત કરવા, બીનસમજના અપરાધ ઉપર ક્ષમા ચાહી, બુદ્ધિરૂપી દીવાથી અંધકાર ટાળવા પ્રયત્ન કરવો. સર્વે પ્રકારના મનુષ્યનું કલ્યાણ થાય અને તેઓ શુદ્ધ માર્ગે ચાલવાને દોરવાય તેવી પ્રાર્થના કરવી. આવાં કામો ખરા પ્રેમથી અને અંતઃકરણની શુદ્ધ ભાવના કરવાથી સારાં ફળ જલદી મેળવી શકે છે. દાખલા તરીકે મોટી શાંતિમાં નીચેનો આધાર આપેલો છેઃ—

शिवमस्तु सर्वजगतः परहितनिरता भवन्तु भूतगणाः ॥
दोषाः प्रयान्तु नाशं सर्वत्र सुखिनो भवन्तु लोकाः ॥

અર્થઃ—સર્વ જગતનું કલ્યાણ થાઓ, પ્રાણીમાત્ર પારકાના હિતમાં તત્પર થાઓ, સર્વ દોષો નાશ પામો અને લોકો સર્વ સ્થળે સુખી રહો."

જે લોકો ધર્મમાં શિથિલ હોય, તેમને શુદ્ધ ઉપદેશથી ધર્મમાં દૃઢ કરવા અને દૃઢને વિશેષ દૃઢ કરવા તથા કોઇને માથે ખોટું કલંક મૂકવું નહિ અને કોઇનો ખરો દોષ હોય તો પણ તે પ્રગટ કરવો નહિ, પણ દોષિતને શુદ્ધ માર્ગે લાવવા પ્રયત્ન કરવો. મનુષ્યને જેમ બને તેમ નિર્ભય બનાવવો, આ સર્વ આધ્યાત્મિક વિષયને લગતા દાનના પ્રકાર છે. ટુંકમાં જેટલી મનુષ્યની જરૂરિયાતો છે, તેટલા દયાના તેમ જ દાનના પ્રસંગ આ જગતમાં છે. માટે જે જે પ્રસંગમાં જે જે પ્રકારના દાન આપવાની જરૂર પડે, તે તે પ્રકારના દાન

આપી, સામા મનુષ્યના શરીર અને મનનું દુઃખ દૂર કરવા યથાશકિત પ્રયત્ન કરવો. (ગુરૂદર્શન).

વિદ્વાન્ બુદ્ધિશાળી આદમીઓ મુશ્કેલીમાં કેવા તંગ અને મુફ્લેશ બની, થોડી આવકમાં પોતાની અમુલ્ય મહેનતનું સાર્થક ઝટ કેવી રીતે આપી દે છે, તેના કેટલાક દાખલા વાંચનારના સમક્ષ રજુ કરૂં છું. "દીયન" ચોપડી ઉપર પોતે કીધેલાં અગત્યનાં લખાણો બિચારા ભૂખે મરતા કસાઈ લેણુદારે એક એક વખતના ભોજનની ભીખને માટે વેચ્યાં હતાં. તે હાય મારીને પોતે લખી જાય છે કે, અઢાર વર્ષની ઉમ્મરે તો તેણે કીર્તિ મેળવવાને તજવીજ કરી, પણ તેના કમનસીબે તેને યારી આપી નહિ; અને પચીસ વર્ષની જુવાન વયમાં તો તેને રોટલીના ટુકડા મેળવવાને ફાંફાં મારવાં પડયાં.

સ્પેન દેશના અમરગ ગ્રંથ કર્ત્તા સરવેનતીશનને પોતાની જીંદગીના છેલ્લા દિવસો ઉપર ખોરાકને માટે ટળવળવુ પડયુ હતું. પોર્ટુગલ દેશની મગરૂબીના કારણરૂપ, વિદ્વાનોની સૈનાનો એક બીજો સિપાઇ તથા વિદ્યાદેવીનો એક બીજો પ્યારો પૂજારી કમબખ્ત કેમોએન, ખાધાના વાખા પડવાથી એક ધર્મના દવાખાનામાં જઈ રહ્યો અને ત્યાં પોતાની જીંદગીનો બાકીનો કંગાળ કાળ પૂરો કરી પોતાના આત્માને કીરતારને સ્વાધીન કર્યો. કેમોએને પોતે લખેલો એક છેલ્લો ગ્રંથ કહાડીને આપ્યો. મળવા આવનાર સાધુ કહે છે કે, "તેની પાસે ફાટાં તૂટાં પોતાના અંગ ઉપરના વસ્ત્ર સિવાય ઓઢવાનો એક કટકો પણ નહિ હતો. કયો સખ્તમાં સખ્ત દીલનો આદમી આ વાંચીને પોતાના અંતઃકરણમાં દુઃખ ન ધરે ? એક વખત તે પોતાને વિશે એમ પણ કહેતો હતો કે, અગાઉ જુવાનીમાં હું એક ગુણી જન આશક તરીકે હતો અને હાલ મારી આ દશા થઇ છે.

વલંદા લોકોનો ઉચ નાટકકાર વોનડેલ, કેટલાએક સુંદર કરૂણારસ નાટક જોડીને નેવું વર્ષની ઉમ્મરે એવી કંગાલ અવસ્થામાં મરણ પામ્યો કે, તેનું મુડદું દાટી આવવાને કોઇ આવ્યું નહિ. ત્યારે ચૌદ કવિઓ તેની બુદ્ધિની કદર જાણીને, તેને દાટી આવ્યા.

તેશોને પણ પોતાના એક અઠવાડીયાના ગુજરાનને માટે થોડાએક પૈસા ઉછીના લેવા પડયા હતા. પોતાના લખાણમાં તે પોતાની ગરીબાઈ વિશે એમ ઈશારો કરે છે કે "મારી માનીતી બિલાડી! આજ રાત્રે મારી પાસે બત્તીના કાંઇ પૈસા નથી; માટે તું તારી આંખોની રોશની મને આપ, કે તેવડે હું મારી કવિતાઓ જોડું."

એરીઓસતોને વાસ્તે કહેવામાં આવે છે કે, જ્યારે શહેનશાહ ઓલફોનસોની મદદ મળવાથી તેણે એક નાનુ ઘર બાંધ્યું ત્યારે લોકોએ દયા લાવી કહ્યું કે, જે ધણીએ પોતાના લખાણમાં એવા બુલંદ મહેલો ઉઠાવ્યા હોય, તેને આ કંગાલ ઘર લાયક નહિ હોય; ત્યારે તેણે જવાબ દીધો કે, શબ્દોની બાંધણી અને પથ્થરની બાંધણી એક સરખી હોતી નથી.

કારડીનલ બેનતી વોગલીઓ, જે ઇટલીનો રહીશ અને વિદ્યાનો શૃંગાર હતો, તે ઘણીજ કંગાલ અવસ્થામાં મરણ પામ્યો હતો. પોતાનો મહેલ અને મીલકત સઘળું માગનારાઓને વેચ્યા પછી તેની પાસે પોતાની હોરમત શિવાય બીજું કંઇ રહ્યું ન હતું.

ભણેલો પોમ્પોનીયશ લીતશી ગરીબાઇના સબબથી પોતાના દોસ્તોને એક મશ્કરીની ચીજ થઇ પડયો.

પ્લેટી નામના તેના મિત્રે રાંધવા સિવાયની એક ચોપડી લખી, તેમાં તેણે મશ્કરીમાં લખ્યું કે, "જો પોમ્પોનીયસ લીતશનાં બે ઈંડાં કોઈ ચોરી જાય; તો બીજાં બે ઇંડાં ખરીદવાને તેની પાસે પૈસા હોતા નથી."

એક બીજો વિદ્વાન્ આલડ્રોવેનડસને માટે એમ કહેવાય છે કે, કોઈ વખત પોતાના મતથી તેણે મોટી દોલતને કુદરતી તવારીખની ચોપડીઓ એકઠી કરવામાં અને યુરોપના હોશિયાર કારીગરોને પોતાને ત્યાં ચાકરી રાખવામાં પૈસા ખરચી નાંખ્યા પછી પોતાના શહેરની કીર્તિને વધારવાને બનતા સૂધીનાં ફાંફાં મારવા પછી, તેજ શહેરની એક હોસ્પીટાલમાં તે કોઇના પણ આશ્રય વગર મરણ પામ્યો.

ડુરીર નામના એક ફ્રેંચ કવિને એક નાના ગામડામાં રહી કવિતાઓ જોડીને તે કવિતાઓ પોતાના ગુજરાનને માટે વેચવી પડતી હતી. એક ગૃહસ્થ જે તેની મુલાકાતે ગયો હતો, તે નીચે મુજબ વર્ણન કરે છેઃ—ઉનાળાના એક દિવસે અમો શહેરથી થોડે દૂર આવેલા તેના ઘરમાં તેને મળવા ગયા. તેણે અમોને ખુશીથી આવકાર દીધો. પોતે જે પુસ્તકો રચવા ધારેલાં, તે વિશે અમારી જોડે વાત કરી અને પોતાનાં લખેલાં પુસ્તકો દેખાડ્યાં, પણ અમોને વધારે અજાએબ તો એ લાગ્યું કે, તેના ઝુંપડા ઉપરથી તેની ગરબાઇ ખુલ્લી માલુમ પડતી હતી. તોપણ તે ઢાંકવાના વિચારથી અમોને જમીને જવા કહ્યું. એક સાગના વિશાળ ઝાડ આગળ અમે બેઠાં. તેણે ઘાસ ઉપર એક કપડાનો કટકો પાથર્યો; અને તેની બાયડીએ દૂધ, જાડી રોટલી અને પાણી અમારી પાસે મૂક્યાં અને ચેરીફળનાં એક ટોપલી તેણીના વરે લાવી મૂકી. થોડુંએક જમીને અમે ઉઠયા. તેણે અમારી સાથે હરખથી વાતો કીધી, અને અમો ત્યાં ગયા, તેને માટે પોતાની ઘણી ખુશી દેખાડી. પણ જ્યારે આ ભંડોલથી ભરપૂર, પણ પૈસાથી પોલા પુરૂષથી અમે જૂદા પડ્યા ત્યારે તેની લાચાર હાલત જોઈ અમારી આંખોમાંથી આંસુ ટપકયા વગર રહ્યાં નહિં.

અંગ્રેજોના હુશિયાર કવિ ડ્રાઇડને પણ પોતાની દશહજાર એતો અને કવિતાઓ તોનસનને ત્રણહજાર રૂપિયા જેટલી

નજીવી રકમને માટે વેચી હતી, એમ તેના પોતાના લખાણ ઉપરથી માલુમ પડે છે.

આગલા વખતની ભાષાનું પૂરતું જ્ઞાન ધરાવનાર સાઈમનડીઓકલે પોતાની આખી જીંદગી એશિયાખંડમાં શોધ કર્યોમાં પૂરી કર્યા બાદ પોતાની કીમતી કિતાબોનો દીબાચો કેમબ્રીજ કેશટલના કેદખાનામાં કરવો પડ્યો હતો. પણ તે લખે છે કે, "મારા આ બંધીખાનામાં ગુજારેલા છ માસની મુદતમાં જે ખરી પુરસદ, તેવું છૂટાપણું અને તેવી નિરાંત મેં આગળ ગુજારેલા છ મહિનાથી ત્રણગણા વધારે વર્ષમાં પણ ભોગવી નથી. તેજ લખવાવાળાને હું અભાગ્યવાન ગણીશ કે જે પોતે કેમ જીવે છે, તેનો વિચાર કર્યા વગર બીજા પુરૂષોની જીંદગીનો હેવાલ લખવાને યત્ન કરે."

ડાકટર કેશટલે પોતાનો "લેકસીકોન હેપતેગલોનન" ગ્રંથ રચવા પાછળ પોતાની જીંદગીનો મોટો ભાગ બરબાદ કીધો. અપાર મહેનત કરી તેની ઉપર બાર હજાર રૂપિયા ખર્ચ્યા. તેનું ફળ એમ જ નીવડયું કે, ચોપડી છપાયા પછી એમની એમ જ રહી. મતલબ ભાગ્યદેવીએ યારી આપી જ નહિ. તે એમ લખે છે કે, મારી જીંદગીનાં કંઇ સંખ્યાબંધ વર્ષો મેં એ પુસ્તક પાછળ ગુજાર્યાં છે અને જે દિવસે મેં સોળથી અરાઢ કલાક સૂધી કામ નહિ કીધું હોય, તે દહાડાને મેં એક તહેવાર જેવો ગણ્યો છે.

(જ્ઞાનવર્ધક).

પ્રિય વાંચનાર! આ ઉપરથી ભાગ્યદેવીનું બળ કેવું સ્પષ્ટ જણાઇ આવે છે! વિદ્વાનોની મહેનતનો પાર નથી. તેમની બુદ્ધિ વિશાળ છે. તેમનાં અગણિત કૃત્યોની કલ્પનાઓ પણ પૂરેપૂરી કોઈ ભાગ્યે જ વર્ણવી શકે. આ જાણ્યા બાદ તેઓમાંના કેટલાકની વિચિત્ર હાસ્ય કરાવે એવી અજાયેબ ખોડ તરફ આવીએ.

૧. ડાકટર જોનશન નામનો એક મહા પ્રવીણ અંગ્રેજી લેખક રસ્તામાં ચાલતાં દરેક ફાનસના થાંભલાને હાથ લગાડતો. જો વચમાં એક થાંભલાને હાથ ન લાગે તો પાછો દોડી જઇ દરેકને શરૂથી હાથ લગાડી આગળ ચાલવા પ્રયત્ન કરતો.

૨. બોલટકોરટ રસ્તા ઉપર જતાં ફરસબંધીના દરેક પથ્થર ઉપર અવારનવાર એક એક પગ મૂકીને ચાલતો હતો. જો બે પગ મૂકાઈ જાય, તો તે દિવસ નઠારો ગણતો. વળી ચા પીતાં કોઇ ન જોય, તેમ અંદર નારંગીની છાલ નીચોવતો હતો.

૩. બુફાન નામનો એક નામીચો ફ્રેંચ સઘળો પોષાક પહેરે તો જ લખી શકતો.

૪. રીશીગ નામનો એક જર્મન પરીક્ષક પોરટ દારૂ લીધો હોય, તોજ લખી શકતો હતો.

૫. શીબલ નામે એક રૂમી હાથમાં તપકીરની દાબડી હોય તોજ ભાષણ કરી શકતો હતો.

૬. બેકન નામના અંગ્રેજ ફીલસુફ લખવા અગાઉ ઘુંટણીએ પડતો હતો.

૭. બોસુએ નામનો એક પ્રવીણ વાયજ કરનાર પોતાના ધર્મ સંબંધી ભાષણો ઘુંટણ મરડીનેજ લખતો હતો.

૮. પોપ નામનો અંગ્રેજી શાયર કવિતા લખવા આગમજ મોટેથી બૂમ બરાડા પાડી પોતાની મનનશકિતને જાણે તેજ આપતો.

૯. રૂશો નામે એક ફ્રેંચ લેખક બામદાદમાંજ લખી શકતો અને બાઇરન નામે એક અંગ્રેજી શાયર મધ્ય રાત્રીએ જ કવિતા લખતો.

૧૦ લુથર નામે એક જર્મન પંડિત જેણે રોમના મોટા ધર્મગુરૂની આપ ખુદ સત્તા પહેલાં તોડી, તે અભ્યાસ કરતી

વખતે હમેશ પોતાના પગ આગળ એક પાળેલો કુતરો રાખતો હતો.

૧૧. કાલપીન નામે એક જર્મન ધર્મગુરૂ બિછાનામાં બેસે તોજ લખી શક્તો હતો.

૧૨. રીચીલીયુ નામે એક ફ્રેંચ પ્રધાન ફુરસદની વખતે બિલાડીઓ સાથે હમ્મેશ ગેલ કરતો હતો.

૧૩. આડશીન નામે એક બાહોશ અંગ્રેજી લખનાર લખાણમાં મશ્કરો હતો; અને ઘણીજ તારીફ લાયક રીતે લખતો હતો. પણ મીજલસમાં તે મુંગો થઇ બેસતો હતો.

સ્ત્રીબોધ. ૧૮૯૮ પાનું ૧૦૬.

આ ઉપરથી સાર એ લેવાનો છે કે, મોટા મોટા મહાન્ જ્ઞાની વિદ્વાનો કે લેખકો, પંડિતો કે દાનેશ્વરી આદમીઓની હાલત પણ કાળે કરી અજાયેબી પમાડે એવી ગરીબાઈમાં અને દરિદ્રતાની પીડામાં સપડાઇ જતાં, તેમાંના કેટલાકની તો અંત લગણ પણ ખરી કદર કરનાર કોઈ ભાગ્યે જ મળ્યા હોય !

માટે વ્હાલા વાંચનાર ! જે સજ્જનોને દુર્જન કરે છે, વિદ્વાનોને પણ ચીથરે હાલ કરે છે, ગુણને પણ પાછળ નાંખે છે, અમૃતને પણ કાળે કરી ઝેર કરે છે, એવી ભગવતી સત્ક્રિયા (કર્મ)ને વાંછિત ફળ ભોગવવા માટે શ્રી પ્રભુની આરાધના કર અને મોટા ગુણો કે પદવીના ઉપર ગર્વથી ફુલાઇ પોતાની દાઢી બળતી ન જોતાં, લંકા હોલવવા જવાની આશાના વિચારમાં ફોગટ આસ્થા કરીશ નહિ. વિદ્વાનોની મગરૂરી માટે આ રહસ્ય કંઇક દરજ્જે સંતોષ આપશે, એ જ આ વિષયનો હેતુ ઉપરાંત ધનની મદદ કરનારાઓને પણ કંઈક ખ્યાલ આપશે જ; તેમ જ લેખકો અને ગ્રંથકર્તાઓની વિચિત્ર અદ્દભુત સ્થિતિનું પણ ભાન કરાવવા વાસ્તે આ પ્રકરણ કંઇક રમુ જ આપશે, —. લખવું આ તકે વાસ્તવિક ગણાશે. સાચો વિદ્વાન્ તે જ કે, જે ગુણની પૂજા કરે; અને અવગુણ તો પોતાના જ જૂવે.

# પ્રકરણ ૮મું.

## માણસ શું ધારે છે અને પ્રભુ શું કરે છે, તેના અનેક દાખલા. ( ભાગ ૧. )

उपेन्द्रवज्रावृत्त

वने रणे शत्रुजलाग्निमध्ये महार्णवे पर्वतमस्तके वा ।
सुप्तं प्रमत्तं विषमस्थितं वा रक्षन्ति पुण्यानि पुरा कृतानि॥

પૂર્વે કરેલાં પુણ્યો, વનમાં, રણમાં, શત્રુ, જળ અથવા અગ્નિ વચ્ચે, મહા સમુદ્રમાં અને પર્વત ઉપર, નિદ્રામાં પડેલા, મદ્ય વગેરેનું પાન કરવાથી ભાન વગરના અને જોખમ ભરેલા સ્થળમાં રહેલા પુરૂષની રક્ષા કરે છે; એટલા માટે માણસોએ સર્વદા પુણ્ય જ કરવું જોઇએ.

भर्तृहरिकृत.

સારંગપુર નામે એક શહેર હતું. આ શહેરના રાજાનું નામ ચંદ્રસેન હતું. નામ પ્રમાણે રાજા કાંતિમાન્, શૂરો, પ્રતાપી, દયાળુ અને ધાર્મિક બુદ્ધિનો હતો. આ રાજાના રાજ્યમાં રાજમંડળને દીપાવે એવા, પુરૂષો ઉપરાંત એક રમુજી, હસમુખો, બાહોશ, ભવ્ય દેખાવનો, મજબૂત પહેલવાન જેવા શરીરનો તથા હસમુખો લૌઓ હતો. રાજા આ લૌઆ ઉપ બહુ પ્રસન્ન હતો. આ લૌઆનું મુખ્ય કામ રાજદરબારમાં હાજર થઇ, વખતો વખત નવી નવી ચર્ચાઓને જૂદા જૂદા હાસ્ય વિનોદના રૂપમાં ગોઠવી, આખી સભાને હસાવી, હમ્મેશાં રાજાનું મન પ્રસન્ન કરતો અને ગમે તેવી બારીક વિટંબણા કે દુઃખને પણ આવાં આવાં અનેક હાસ્યથી કેટલેક અંશે ઓછાં કરી શકતો. આ બદલામાં લૌઆને દરરોજની

પચ્ચીસ સોના મહોર મળતી. વર્ષોનાં વર્ષ થયાં આ રાજાની હજુરમાં રહી લૌઆએ અનેકનાં મનરંજન કરી પોતાની આપખુબીથી પુષ્કળ દ્રવ્ય મેળવ્યું હતું. રાજા પ્રસન્ન મુખથી ભરદરબારમાં લૌઆને પૂછતો કે, "લૌઆ! આફત પડે જબ ક્યા કરના ?" તેના જવાબમાં લૌઆ કહેતો કે, "ખાના પીના ઓર ખુશ રહેના".

કારણુ કે સર્વને એમ થાય છે કે, મને સુખ મળો, પણ કદી અનિષ્ટ થાઓ નહિ. આ રીતની સર્વને કામના હોવાથી અનિષ્ટની પ્રાપ્તિ વખતે મનુષ્યને ગ્લાનિ થાય છે. આમ ગ્લાનિ થવાને બદલે આનંદ થવો, તે તદન વિપરીત વાત કહેવાય. દુઃખની વખતે આનંદ કેવળ જ્ઞાનીને થાય છે. આના સંબધમાં એક સંન્યાસીનું દૃષ્ટાંત છેઃ—એક સંન્યાસી જંગલમાં ઝુંપડી બાંધી રહેતો હતો. હવે જંગલમાં ઉંદરો ઘણા હોવાથી સંન્યાસીનાં કપડાંને નુકસાન થતું. આથી તેણે બીલાડી પાળી. બીલાડીને ખાવાનું જોઇએ. પોતે તો ગામમાં ભિક્ષા કરી આવે. આથી તેણે કોઈ ખેડુત પાસે ગાય માગી લીધી. હવે ગાયને માટે ઘાસ જોઇએ. આ કારણથી એક ખેડુતને રાખી ઝુંપડીની આગળ પાછળ જમીનમાં ઘાસ ઉગાડવા માંડયું. તે જ પ્રમાણે થોડું અનાજ પણ ઉગાડવા માંડયું. રાજાએ આથી તે જમીનપર કર નાખ્યો. એક વર્ષ સંન્યાસીનો ખેડુત બેદરકાર રહ્યો, જેથી જમીનમાં કશું ઉગ્યું નહિ. આથી રાજાનો કર સંન્યાસીથી ભરાઇ શકાયો નહિ. રાજાનાં માણસો સંન્યાસીને પકડી રાજા પાસે લઈ ગયા. રાજાએ હુકમ કર્યો કે, આવા સખ્સોની ગરદનપર શિલા મૂકી અરણ્યમાં અંગુઠા પકડાવી ઉભા રાખો. આમ હુકમ થતાં સંન્યાસીને પણ તે પ્રમાણે કરવામાં આવ્યું. હવે જે વખતે સંન્યાસીને ત્યાં ઉભો રાખ્યો, તે વખતે અશ્રુપાત થવાને બદલે સંન્યાસીને હસવું આવ્યું. રાજાએ આમ કરવાનું કારણ પૂછ્યું, ત્યારે

સંન્યાસીએ જવાબ દીધો કે, દુઃખને જોઇ મને હર્ષ એટલા માટે થયો કે, આ દેહ પોતાનાં પૂર્વનાં સંચિત દુઃખો ભોગવી લે તો વધારે સારૂં થાય, જેથી તેને કોઇ પણ દુઃખ ભોગવવું બાકી રહે નહિ.

હવે લૌઆના વિચિત્ર જવાબથી આખી સભા અજાયેબ થતી. લૌઓ પ્રેમી, ભોળો, દૃઢ સંકલ્પવાળો, ઇશ્વર ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખવાવાળો તથા બહાદુર હતો. બીજું રાજાની પાસે હમેશાં અદેખા તથા ઝેરીલા માણસોનો જ વાસ હોય છે તથા રાજા પણ તેઓનું જ કહેલું માને છે. કારણ કે શાસ્ત્રમાં કહ્યું છે કે, “ प्रायेण भूमिपतयः प्रमदा लताश्च यत्पार्श्वतो भवति तत्परिवेष्टयन्ति અર્થઃ—ઘણું કરી રાજા, સ્ત્રી તથા લતામાં એવો ગુણ હોય છે, કે તેઓ પોતાની પાસે જે હોય છે તેને જ વળગીને રહે છે, પણ તેને સજ્જન કે દુર્જનની પરીક્ષા હોતી નથી.” આ રીતે હોવાથી હજારો રાજાઓ તથા મોટાં કુટુંબો પાયમાલ થઇ ગયાં છે. ઇતિહાસો તથા જાહેર પેપરો આપણને પ્રત્યક્ષ સાબીતી આપે છે. સાચા શૂરાઓ કંઇક વખતે અણગમતા થઇ પડયા છે. જ્યારે બીજીગમ યુક્તિ પ્રયુક્તિએ મોટા દરબારોમાં, કે જ્યાં ફરેસ્તા અને દેવતાઓ જતાં બુદ્ધિનો ઉપયોગ કરે છે, ત્યાં બીજાઓ મોજ ઉડાવે છે અને પરાયે પૈસે તાજા માતેલા થઈ અનેક કોટાં કાવતરાંથી પોતે પોતાની સ્થિતિને વધારવા પ્રયત્ન કરે છે. આવાઓથી ચેતી સમજી ડહાપણ વાપરી વર્તશો તો પડતી આફતમાંથી કેટલેક અંશે બચવા તમારો સંભવ રહેશે.

ભરદરબારમાં રાજા પૂછતો કે, “લૌઆ ! આફત પડે જબ કયા કરના ?” ત્યારે લૌઓ તો એકજ વાત કહેતો કે, “ખાના પીના ઓર ખુશ રહેના.” આ વિચિત્ર જવાબથી સૌ સભા અજાયેબ થતી. આખરે લૌઆને સપાટામાં લાવવા વાસ્તે

રાજ્યદરબારન. ચાર આદમીઓએ ઉપાય શોધ્યો. ભોળા રાજાને કહ્યું કે, આ લૌઓ તદન જુઠ્ઠો છે અને નાલાયક છે; સાહેબ, હદ ઉપરાંત ખોટી ખોટી વાતો ભરસભામાં સમજાવી તમારા જેવા ભોળા રાજા કને ગેરવાજબી રીતે સોના મહોર લઇ જાય છે. આ અમોને તો શરમાવા જેવું છે. આફત વખતે ખાવું કે પીવું કોને સૂઝે? વળી એવા વખતમાં તે ખુશી કોણ રહે? આફત જાતેજ દુઃખરૂપ છે, તો તેમાંથી સુખનો સ્વાદ કયાં મળે? અરેરે! રાજા આ ભોળાપણું છોડી આ લૌઆનું પાકું પારખું જોવા પ્રયત્ન કરો. આવા આવા અગણિત પ્રપંચવાળા શબ્દોથી, મીઠાશથી, અને અનેક તરેહના સંદેહથી રાજાને વશ કરી, સમજાવ્યું કે, તેણે આ મશ્કરા લૌઆનો ગર્વ તોડવાનો કોઇ આબાદ રસ્તો યે જવો જોઇએ. આ રસ્તો એ જ કે, ભરદરબારમાં બોલાવી લૌઆને સૌની સમક્ષ તમારા ખજાનામાંથી ચાર રત્ન એક દાબડીમાં બંધ કરી આપો અને શરત એ જ કરવી કે, આ રત્ન જે વખતે લાવવા કહું, તે પછીના ચાળીશમે દિવસે જો ન આવશે તો તને રાજ્યદરબાર સમક્ષ ફાંસીની શિક્ષા થશે. સો કાંકરે પણ એક પક્ષીનો જીવજ લેવો, એવા નિશ્ચયવાળા આ પ્રંપચી ફંદબાજો હતા. તેણે આ ભોળા રાજાને અંતે પ્રપંચમાં લઇ હા કહેવડાવી. આ પ્રપંચને ભરસભામાં જાહેરમાં મૂકી, જેવો લૌઓ આવ્યો કે, રાજાએ પૂછયું "લૌઆ! આફત પડે જબ કયા કરના?" તરતજ લૌઆએ હસ્તે મુખડે પૂર બહારમાં જોરસાદાર અવાજે જવાબ દીધો; "ખાના પીના ઓર ખુશ રહેના." આ સાંભળતાં રાજાએ કહ્યું; "લૌઆ! તું મૂર્ખ છે.! કેટલાક દિવસ થયા તારાં આવાં વચનો મેં સાંભળ્યાં છે, તેમાં મારીજ મૂર્ખાઇ છે.! આફત વખતે કોને ખાવું પીવું કે ખુશ રહેવું ગમે? તારા જેવો બેદરકાર આ દુનિયામાં બીજો કોણ મૂર્ખ હોય કે, એવા વખતમાં એવા ઢંગમાં રહે!" લૌઓ કુદરતી

રીતે કંઈક રાજાની કલ્પના તો સમજ્યો, પણ ઈશ્વર ઉપર વિશ્વાસ રાખવાવાળો તથા પાકા ગુરૂનો ચેલો હતો. તે નાહિમતવાન, બાયલો કે કાયર નહોતો, કે રાજાનાં આવાં વચનોથી ભય પામી, પોતાના નિશ્ચયને તોડે. લૌઆએ શાંતિથી જવાબ આપ્યો, "સાહેબ! મારો તો આ અડગ નિશ્ચય છે. એને માટે હું બીજું કંઇ કરી શકતો નથી." તેજ વખતે ભરસભામાં રાજાએ અને પેલા ચાર પ્રપંચી કારભારીઓએ રત્નની દાબડી સૌના સમક્ષ આપી કહ્યું કે, આ રત્નો જ્યારે માગું, તે પછીના ચાળીસમાં દિવસની અંદર પાછાં આ સભા વચ્ચે હાજર કરવાં. જો આ મુદતમાં તું ન લાવી શકશે તો, રાજ્ય દરબાર સમક્ષ ફાંસીનો હુકમ તારે માન્ય કરવો પડશે. લૌઆએ કહ્યું; "બોત ખુબ." આ પ્રમાણે નમ્રતાથી જવાબ આપી પેલી રત્નની દાબડી લઇ ઘેર ગયો અને મધ્ય રાત્રિએ પોતાના છૂપા ભોંયરાના વચલા ભાગમાં તે દાટી. લૌઓ જાણતો હતો કે, આ બાબત પ્રભુ સિવાય કોઇને ખબર નથી. પણ આમાં તે પોતે ઠગાયો હતો. ઇશ્વરની માયા ગહન છે. આજ બાબતમાં સપ્તશતીમાં કહ્યું છે કે;—

ज्ञानमस्ति समस्तस्य जंतो र्विषयगोचरे ।
विषयाश्च महाभाग यांति चैवं पृथक् पृथक् ॥
दिवांधाः प्राणिनः केचिद्रात्रावंधास्तथापरे ।
केचिद्दिवा तथा रात्रौ प्राणिनस्तुल्यदृष्टयः ॥

અર્થઃ-વિષયના સંબંધમાં સર્વ પ્રાણી માત્રને એકજ સરખું જ્ઞાન હોય છે. હે મહાભાગ! વિષયો ભિન્ન ભિન્ન પ્રકારે મનુષ્યની પાછળ જાય છે. કેટલાક પ્રાણી દિવસે અંધ હોય છે, કેટલાક રાત્રીમાં અંધ હોય છે વળી કેટલાક પ્રાણીઓની દૃષ્ટિ દિવસે તથા રાત્રિએ એક સરખાં હોય છે. ભાવ એ કે, કેટલાક પ્રાણી દિવસ કહેતા સંસારરૂપી જાગ્રતાવસ્થા તરફ ધ્યાન આપતા નથી, કેટલાક અજ્ઞાનમાં બેલા હોવાથી તેમાં જ રચ્યા રહે છે. વળી કેટલાકની

દૃષ્ટિ જ્ઞાન તથા અજ્ઞાનમાં એક સરખી રહેલી હોય છે. આમ હોવા છતાં સઘળાઓ પોતાના પુત્ર આદિ તરફ કામનાવાળા હોય છે. આથી જ કહ્યું છે કે;—

मानुषा मनुजव्याघ्र साभिलाषाः सुतान् प्रति ।
लोभात्प्रत्युपकाराय नन्वेतान्किं न पश्यसि ॥

तथापि ममतावर्ते मोहगर्ते निपातिताः ।
महामायाप्रभावेण संसारस्थितिकारिणा ॥

तन्नात्र विस्मयः कार्यो योगनिद्रा जगत्पतेः ।
महामाया हरेश्चैषा तया संमोह्यते जगत् ॥

ज्ञानिनामपि चेतांसि देवी भगवती हि सा ।
बलादाकृष्य मोहाय महामाया प्रयच्छति ॥

तया विसृज्यते विश्वं जगदेतच्चराचरम् ।
सैषा प्रसन्नवरदा नृणां भवति मुक्तये ॥

सा विद्या परमामुक्ति हेतुभूतसनातनी ।
संसारबंधहेतुश्च सैव सर्वेश्वरेश्वरी ॥

અર્થઃ—હે મનુષ્યોમાં શ્રેષ્ઠ ! પ્રાણી માત્ર પોતાના પુત્રો પ્રતિ કામનાવાળા હોય છે. છતાં તું શું જોતો નથી કે, તે પુત્રો લોભને લીધે ઉપકારને બદલે અપકાર કરે છે. જો કે આ રીતે જોવામાં આવે છે, છતાં મોહરૂપી ખાડીમાં મનુષ્યો પડે છે. આમાં મમતારૂપી ભમરીઓ છે. સંસારની સ્થિતિ કરનારી મહામાયાના ભાવને લીધે આ પ્રમાણે થતું જોવામાં આવે છે. આમાં વિસ્મય થવાનું કારણ નથી. કારણકે આ ભગવાનની યોગ નિદ્રા છે. આને જ હરિની મહામાયા કહે છે તથા તેવડે અખિલ જગત મોહ પામેલું છે. મોટા મોટા જ્ઞાની હોય, છતાં મહામાયા તેઓના જ્ઞાનનો નાશ કરે છે અને તેઓને મોહમાં નાંખે છે. આ રીતની મહામાયાના પ્રભાવથી જ ચરાચર સર્વ જગત ટકી રહેલું છે. આ મહામાયાનો જ્યારે અનુગ્રહ થાય છે ત્યારે મનુષ્યને મુક્તિ

મળે છે. અર્થાત્ મહામાયા જ મુક્તિના કારણરૂપ બ્રહ્મ-વિદ્યારૂપે કહેવાય છે. વળી સર્વ ઇશ્વરોની ઇશ્વરી તે જ માયા મનુષ્યને સંસારરૂપી બંધનમાં જકડી લે છે.

હવે લૌઆના મોટા છોકરાએ એ ખેલ સાબીત જોયો હતો; અને ઘણા દિવસ થયા કેડે રાજા અને પેલા ઉપલા પ્રપંચીઓના હાથમાં એવી રીતે અનેક લાલચથી તે એક રમકડાં સમાન થઇ જઇ, તેજ રત્નની દાબડી તેજ ભોંયરામાંથી લઇ જઈ રાજા સાથે પેલા પ્રપંચીઓને સ્વાધીન કરી હતી. રત્નની દાબડી જેવી મળી કે, તુરત પેલા પ્રપંચીઓએ રાજાને કહ્યું કે, આ દાબડીને આપણે સૌએ મળી ભરસમુદ્રના મધ્ય ભાગમાં નાંખવી જોઇએ. પછીથી જરૂર આપણો વિચાર બર આવશે અને લૌઓ પોતાનું ખોટું વિચિત્ર બોલવાનું બંધ કરશે. શરત મુજબ ફાંસીથીજ એની ખબર લેવાશે. રાજાને આ અદ્ભુત યુક્તિ પસંદ પડી કે, તુરત સૌ એક મોટા વહાણમાં બેસી, સમુદ્રની વચ્ચોવચ જંઇ અમુલ્ય ચારે રત્નોને ભરદરિયામાં ફેંકયાં અને પાંચે મૂર્ખાઓ આવા ખોટા કાર્યથી ખુશ થતા, મલકાતા પાછા ફર્યા સૌ કોઈ જાણે છે કે, પ્રભુનું કાર્ય પ્રભુજ કરે છે. જેવી દાબડી પડી કે, તુરત એક મોટા મચ્છે તે ગળી. થોડા દિવસ ગયા કેડે લૌઆને પૂછવામાં આવ્યું; "લૌઆ! આફત પડે જબ કયા કરના?" તુરતજ ભરસભામાં લૌઆએ અસલ મૂજબજ પૂર બહારમાં જવાબ આપ્યો; "રાજા, ખાના પીના ઓર ખુશ રહેના." આ જવાબ બદલવાને રાજાએ બહુ સમજાવ્યું, પણ લૌઓ મક્કમ રહ્યો. રાજાએ કહ્યું; "પેલી દાબડી આજથી ચાળીસ દિવસની અંદર આ દરબારસમક્ષ રજુ કર." લૌઆએ કહ્યું; 'બોતખુબ.' ઘેરજઇ મધ્ય રાત્રિએ મૂકેલી જગ્યાએ તપાસી જુવે છે તો કંઈ મળે નહિ. લૌઆએ વિચાર્યું કે, હવે બાકી શું રહ્યું! મોત નજદીક છે.! આશા અમ્મર છે! જીવે છે તે મરે છેજ! ખીલે છે તે ખરે છે! ચઢે છે તેજ પડે છે!

ઈશ્વર શિવાય કોઇ મદદગાર નથી. આ પ્રમાણે પોતાના ભવિષ્ય માટે દરેક વાતે વિચાર કરતાં ધર્મ કર્યોથીજ હું હજુ પણ બચીશ, એમ તેના અંતર આત્માએ અદ્ભુત સાક્ષી પૂરી. આવા વિચારથી તેણે પોતાના ચારે છોકરાનું લગ્ન કરવાનું નિશ્ચય કર્યું અને તેની અંદર અત્યંત ખુશાલી સાથ નાચ રંગ, અનેક ખાનીપીની ઉપરાંત ગરીબગુરબાને અનેક તરેહથી દાન આપી અનેક આત્માઓનાં મન પ્રસન્ન કર્યાં. આવા પ્રસંગમાં આગલાં પાછલાં નાનાં મોટાં રાજ્યોના રાજાઓને અને ઘણા ઇષ્ટ મિત્રોને લૌઆએ આવકાર કર્યો હતો. લાખો રૂપિયાની ખેરાતો ચાલુજ રહી હતી અને આખર વખત સમજી લૌઓ હસ્તે મોઢે ઇશ્વરની યાદીમાં પોતાના નિમેલે વખતે જ્યારે પણ રાજદરબારમાં આવતો ત્યારે ભરસભામાં રાજા પૂછે કે, "લૌઆ! આફત પડે જબ કયા કરના?" ત્યારે એકજ શુકનથી પ્રથમનો જવાબ દેતો કે, "ખાના પીના ઓર ખુશ રહેના."

લૌઓ પૂર્ણ શ્રદ્ધાળુ હતો. આવા મતવાલા ખુબસુરત જોબન ઉપર સૌ કોઇને દયા આવતી. રાજા પોતે મૂર્ખતાથી પારકાની શિખવણીથી જે કરી ગયો હતો, તેને માટે તેનું મન અંદરખાનેથી તો ડંખતુંજ હતું. રાજાએ કહ્યું; સાંભળ લૌઆ! આજથી ત્રીજે દિવસે મુદ્દત પૂરી થાય છે. માટે રત્નની દાબડી રજુ કરજે. નહિ તો કોલ મુજબ તને ફાંસી મળશે. હાજર જવાબી લૌઆએ પૂરભપકાથી કહ્યું કે, "ઇશ્વર ઇચ્છા બળવાન છે." આ પ્રમાણે શુદ્ધ બુદ્ધિથી જવાબ આપી પોતાના ઘર તરફ વળ્યો. પોતાના છોકરાના લગ્નના કામથી કંઇક અંશે મુકત થઇ, પોતાના મરણના દિવસ ત્રણજ બાકી છે, એજ ધારણામાં એકાંતે નીચેનું ભજન ગાઇ રહ્યો હતો.

રાગ ભીમપલાશ.

નિર્ધન આવરેરે, ભજ મન, રામનામ લેતું;
કોઉ સંગ લરત કોઉ સંગ બિરત મત દુઃખ પાવોરેરે,
ભજ મન.

જગત તજ ઓર લોભ માયા, કામ ક્રોધકો ત્યાગ,
પ્રભુ નામ ધ્યાઓરેરે—ભજ મન.

રામ નામકો ધાર મનમે, કૃષ્ણુ નામકો સાધરે,
તબતો હો નર મુકિત તેરી, હરિભજન કર હરકિશોરી,
ગરવ માનકો ત્યાગ, પ્રભુ નામ ધ્યાઓરેરે—ભજ મન.

રામ નામ લેતું.

ઉસ્તાદ,
નંનેખાં બીનકાર.

લૌઓ ઇશ્વરી ધ્યાનમાં એટલો બધો લીન થઇ ગયો હતો કે, તેના આત્મામાં સત્યનો દીવો જ્યોત તરીકે પ્રકટી રહ્યો હતો; અને પોતાની સત્યની ટેકમાં પણ પ્રભુ મારો નાથ કંઇજ સારૂંજ કરશે, એવો આત્મામાંથી સાક્ષી ચેતન જવાબ આપી રહ્યો હતો. આવા વિચારની લહેરમાં ને લહેરમાં તેણે પોતાની પાસે આવેલો એક મચ્છીમારને દીઠો. આ મચ્છીમારે પ્રથમથીજ ધારણા ધારી હતી કે, જો લૌઆને ત્યાં આ મચ્છી હું લઇ જઇશ તો આવા રૂડા પ્રસંગમાં મને કંઇ સારૂંજ દામ મળશે અને તેજ પ્રમાણે લૌઆને બતલાવતાં મચ્છીની મૂળ કિંમત કરતાં બમણા દામ આપી, લૌઆએ તે ખરીદી અને જેવી તેને ચીરીને જુવે છે કે તુરત તેની અંદરથી પેલી ચાર રત્નવાળી દાબડી મળી. લૌઆની ખુશીનો પાર રહ્યો નહિ. મુંગે મોઢે તેણે આ પોતાની પાસે જ રાખી. "નાથ રાખે તેને કોણ ચાખે?" ત્રીજે દિવસે ઠરાવેલા વખતે લાખો લોકોની ઠઠની અંદર પુર બહારમાં લૌઓ વખતસર દાખલ થયો. સૌ કોઇના મનમાં લૌઆઉપર પ્રેમ ઉભરાતો હતો. કારણ કે તેનો દેખાવ અને ભકિતનું નુર જ આકર્ષણ ખેંચાવે એવાં હતાં. અરસપરસ એકબીજા બબડવા લાગ્યા; "અરેરે! આ બિચારો થોડીવારમાં તો આ દુનિયા છોડી જનાર છે!"

આખરની વખતે રાજાએ પૂર દમામથી ગર્જના સાથે પૂછયું; "લૌઆ! આફત પડે જબ કયા કરના?" તેજ પળે ઘણા પ્રેમના આવેશમાંને પૂર ગર્જનાપૂર્વક જવાબ દીધો, "રાજાજી મહારાજ! ખાના પીના ઔર ખુશ રહેના." રાજાએ કહ્યું, 'પેલી રત્નની દાબડી કયાં છે?' તેજ પળે ચારે રત્નવાળી પેલી મચ્છીના ગર્ભમાંથી મળી આવેલી દાબડી રાજા સન્મુખ ધરી. રાજાએ સૌના સમક્ષ ખોલી જોતાં તેજ રત્નો જોયાં. ઘણીજ અજાયબીથી સૌ કોઇ જોઈ રહ્યા! પેલા કાળા કર્મના કરવાવાળા આ દેખાવ જોઈ લજ્જા પામ્યા. રાજા ઘણીજ અજાયેબીથી પૂછવા લાગ્યો; "લૌઆ! આ રત્ન તને કયાંથી મળ્યાં?" લૌઆએ નમ્રતાથી જવાબ દીધો, સાંભળ રાજા!— એમ કહી નીચે મુજબ એક દુહો કહ્યો;—

દુહો.

"પાપી પાપ કરે અતિ, અંતરમાં મલકાય;
પણ ન સમજે પ્રભુ તણો, નિર્મળ ઉત્તમ ન્યાય."

અપાર પ્રેમી, ન્યાયી, દીનબંધુ, દીનાનાથ, કૃપાધારી, જગતનો કર્તા રહેમી અને દયાળુજ છે; તે જ લાજનો રાખનાર છે. તેને ત્યાં સત્ય અસત્યનો બારીક ઇન્સાફ છે. સાચાનું, ભોળાનું અને ગરીબોનું, તેમજ અનાથનું તે જ નાથ રક્ષણ કરે છે. એને છેતરવાને તેમજ એના ન્યાયને અન્યાયમાં લાવી ભાગ્યના ઉપર દબાણ કરી (દોજખમાં) નકરમાં નાંખવાને કોણ સમર્થ છે? રાજાજી મહારાજ! આ દાબડી મને એક મચ્છીના ગર્ભમાંથી મળેલી છે. આ કુદરતી ભેદ સાંભળીને સૌ કોઇ અજાયેબ થયાં. રાજાએ પોતે પોતાનો ભેદ સૌ સમક્ષ જાહેર કીધો અને કહ્યું કે, આ પાપી ચારેની શિખવણીથી તને દુઃખમાં ઉતારવાને મેં તથા આ ચારે જણાઓએ મળી આ દાબડી સમુદ્રમાં ફેંકેલી, એમ

કહી ઘણી દિલગીરી જાહેર કીધી અને અતિ ક્રોધથી આ ફંદ બનાવનારા અદેખાઓને દેશપારની શિક્ષા કરી. લૌઆને પોતાની નોકરીમાં રાખવાને ફરીથી કહ્યું, પણ લૌઆ જે દૂધ પીતાં દાઝયો હતો, તે છાસ પણ ફુંક મારી ન પીએ? મતલબ સાચી નેક વફાદારી નોકરીમાં રહેવા છતાં, આ મૂર્ખ રાજાથી મોતના ઘરમાંથી બચેલાએ ઇશ્વરભક્તિજ પસંદ કરી; અને ફરી નોકરી કરવા માટે રાજાને સાત સાત સલામ કરી માફી ચાહી.

આ રીતે રાજાની તાબેદારી કરવા છતાં રાજાની ગેરવર્તણુકને લીધે ઘણાને પસ્તાવું પડયું છે. દાખલા તરીકે અંગ્રેજી ઇતિહાસમાં ટોમસ વુલસીનો દાખલો જુઓ. તેને મરતી વખતે રાજાએ કેદ કર્યો, જે વખતે તેણે કહ્યું કે, " Had I but served my God as deligently as I had served the king he would not have given me over in my grey Hairs. અર્થ;—જેટલી કાળજીથી મેં રાજાની સેવા કરી, તેટલીજ કાળજીથી મેં જો પરમાત્માની સેવા ઉઠાવી હોત તો તે વૃદ્ધાવસ્થામાં મારો ત્યાગ કરત નહિ." આ ઉપરથી સાર એ લેવાનો કે, ગમે તેવા સ્થળમાં ઇશ્વર આપણા શુભ પુણ્યથી રક્ષણ કરે છે. ધર્મના જેવી સહાયકારક વસ્તુ બીજી કોઇ નથી. ઘણાં મોટા સંસારમાં, પેઢીમાં, કારખાનાઓમાં, રાજ્યોમાં કે આ ઉપરાંત બીજાં ઘણાં ખાતાંઓમાં ઉંદર બિલાડાંની માફક રહેનારા ઘણા સજ્જન તથા દુર્જન સ્વભાવના મનુષ્યો હોય છે. આ ફાની પ્રપંચી ચાર દિવસની દોરંગી દુનિયાના નજીવા ઠાઠ માટે, પોતાના પેટ માટે, સ્વાર્થ માટે, મોટો નાનો દરજ્જો મેળવવા માટે, પૈસો કે પરસુખ મેળવવા માટે, જે કોઇ અનેક તરેહની જાળો રચી, એક બીજાને ફસાવવાને જે જે કર્મો કરે છે, તેને વહેલું યા મોડું દુઃખ શોષવું પડે છે. જ્યાં સૂર્યનો પ્રકાશ હોય છે ત્યાં દીવાનો ખપ પડતો નથી; એટલે જેનું તપોબળ તપે છે, તે ઉંધા

ચત્તામાં ફાવી જાય છે, તેમજ તેમાં તેને મોજ માલૂમ પડે છે, વૃદ્ધિ માલૂમ પડે છે, જીતાય છે, જીવાય છે, યશ લેવાય છે. અને ચાર ઘડી તેવી બુદ્ધિનાઓ તેને વાહ વાહથી ખુશ કરે છે એટલે આવા પામર જીવડાઓ ફૂલણજીની માફક ફૂલાય છે; પણ સૂર્ય અસ્ત પછી અંધકાર પ્રગટે છે. મતલબ પાપી પાખંડી દેહ પાપથીજ ભરપૂર થાય છે; ત્યારે તેજ જીવ અકળાય છે, દુઃખી થાય છે, હાય હાય કરે છે, પસ્તાય છે, ફસાય છે, રીબાય છે અને તેમાંથી છૂટવાને પછીથી હજારો હજારો કોશીશ કરે છે, પણ પછીથી એમાં શું વળે ?

આટલા ઉપરથી મનુષ્ય માત્રે સમજવું જોઇએ કે, અનેક કોંટાં અને કારીગીરી કોઈના ઉપર કરતાં પહેલાં અવશ્ય યાદ રાખવું જોઇએ કે, તેને માથે પણ પેદા કરનાર છે જ. તેમજ એવી સાક્ષી કે પુરાવા બનાવવાના કૃત્યથી આપણે જ તેના વારસામાં જરૂર આવીશું, એ કદી સ્મરણમાંથી ભૂલવું નહિ. પુણ્યનો બદલો પુણ્યજ મળશે. પાપનો બદલો દુઃખ, કજા અને ગિરફ્તારીજ બતાવશે. ઠારશો તેવાજ ઠરશો. સૌ કોઇને જરૂર યાદ રાખવાની ફરજ છે કે, કુદરતના સાચા ભેદનું કોઈ ઉલ્લંઘન કરી શકનાર નથી. લૌઓ નિષ્કપટી, સાચો અને વફાદાર હતો. તેથીજ પોતાની ટેક છેવટ સુધી જાળવી રહ્યો હતો. આવતા દુઃખ પહેલાં વિચાર રાખવો, એ જ વિચારવંતનું લક્ષણ છે અને આવેલી આફતના ઉપર મકકમપણે ટકી રહી, સચ્ચાઇથી અને હિમ્મતથી ઇશ્વરની દાદ માંગી પોતાની કસોટી વખતે દ્રઢતાથી મું હિમ્મતથી ટકી નિર્દોષ ઠરી સત્ય અસત્ય સામાઓને બતાવી આપવું, એજ શ્રદ્ધાનું મુખ્ય લક્ષણ છે.

વાંચનારે યાદ રાખવું જોઇએ કે, લૌઓ ખાઈ પી ખુશી રહેવાનો જે જવાબ આપતો હતો, તેમાં પોતાની સાચી વફાદારી તથા નેક ચાલ ઉપરજ તેને હિમ્મત હતી. તે

પરમાત્મા ઉપર પૂર્ણ શ્રદ્ધાળુ હતો. ભક્તિ અને દાન આપવામાં અમૂલ્ય વીર હતો. દેખીતું છે કે, પડતી આફત વખતે ગેરસમજનો ઉપયોગ કરી માતેલા સાંઢની માફક ખાવા પીવામાં મશગુલ રહેવું, એ મૂર્ખો અને પાપી બેદરકારીઓનુંજ લક્ષણ છે.

આફત વખતે કંટાળવું, એ મૂર્ખાઇ છે, પણ ધૈર્યતાથી શ્રદ્ધાથી, કુનેહથી અને સત્યતાથી માલિકની મદદ માંગી, હિમ્મતપૂર્વક સંકટ સમયે સમયસૂચકતા વાપરી, તેમાંથી મુક્ત થવા માટેજ પ્રયત્ન કરવો, એજ આ વાર્તાનો મુખ્ય હેતુ છે.

## ભાગ્ય ઠગે ત્યાં દોષ કોને દેવો ?–ભાગ ૨જો.

आसाद्यापि महोदधिं न वितृषो जातो जलैर्वाडवो
मेघं प्राप्य न चातकोऽपि चरणौ भानुं न लेभेऽरुणः ।
चन्द्रः शंकरशेखरेऽपि निवसन्पक्षक्षये क्षीयते
प्रायः सज्जनसंगतोऽपि लभते दैवानुरूपं फलम् ॥

અર્થઃ–સમુદ્રને પામી તેના જળથી વડવાનળની તૃષા મટી નહી, ચાતક પક્ષી મેઘને પ્રાપ્ત કરીને તૃષા રહિત થયો નહિ, સૂર્યની પાસે રહીને પણ અરૂણને ચરણ મળ્યાં નહિ, અને શંકરના મુકૂટ ઉપર રહેલો ચંદ્ર ક્ષય રોગમાંથી મુક્ત થયો નહિ. તેથી ગમે તેવા સજ્જનનો સમાગમ કરે, તોપણ ભાગ્યને અનુસરીને જ ફલ પ્રાપ્ત થાય છે.”

આ માયાવી સંસારમાં સૌ કોઇને હમેશાં સુખમાં રહેવાનું ગમે છે. સુખ, સુખ અને સુખ ! સુખને માટે જ દિન રાત શીળામાં કે સખત તાપમાં, દેશ કે પરદેશ પ્રાણીમાત્ર

અજાયેબ જેવી વિધવિધ પ્રકારની મહેનત ઉઠાવે છે, અનેક પ્રકારના ધંધા ઉપરાંત ઘણાકે ભારીમાં ભારી તાબેદારી ઉઠાવે છે, કોઇની વાતને માઠું ન લાગે, માટે હાજી હા કહેવાની ફરજ પડે છે. ઘણાંક માણસો મોટા મોટા વેપાર ડાળે છે, કોઇ કારખાનાંઓ કાઢે છે, કોઈ સમુદ્ર કે જંગલ સેવે છે, કોઇ દરિયામાં ડુબકી ખાય છે, તો કોઇ દરબારને સેવે છે; કોઈ વિદ્યામાં વય પાકટ બનાવે છે, તો કોઈ વ્યસનની શોધમાંથી સુખનો સાર શોધે છે.આ અનેક પ્રકારની શોધખોળ, મુશ્કેલી ને જાતભાતને રંજ આપી, જે જે કામોમાં મચ્યા રહે છે, તેનું કારણ એજ કે, અનેક પ્રકારનું પોતાને તેમ જ જેને પોતાના માની બેસે છે, તેઓને સુખ પ્રાપ્ત થાય.

એક ગરીબ માતા રેંટીયો કાંતીને કે દળણું દળીને પોતાના પુત્રને ઉછેરીને અનેક મુશ્કેલીઓનો ભોગ આપતાં પણ તેના ભવિષ્યના સુખને વાસ્તે ભણાવી ગણાવી આગળ વધારવામાં મનને દોરવે છે. એક ગરીબ સિપાઇ કે કલાર્ક પોતાના ઉપરી અમલદારોના જૂઠા સાચા વચનોના તાપને વેઠી, જાણીજોઇને પણ હા જોડે હા અને ના જોડે ના કરે છે, તે પણ પોતાના ભવિષ્યના સુખને માટે જ. પણ આ સર્વે સુખ ક્યાંથી મળશે ? કોણ આપશે ? એ માટે કેટલાક અજ્ઞાન હોય છે. નસીબને માનનાર મનુષ્યોએ વિચાર કરવો જોઇએ કે, નસીબમાંથી જે વસ્તુ કે જે જતી રહેવાની હોય છે એટલે ઓછી થવાની હોય છે, તે જ વસ્તુ કે ભોગ્ય પદાર્થનું નુકસાન થવા સંભવ છે. જે વસ્તુ આપણા નસીબમાં વાપરવાની કે ભોગવવાની હોય છે, તે આપણી પાસેથી જઇ શકતી નથી અને જ્યારે આપણા નસીબમાંથી ઓછી થવાની હોય છે, ત્યારે હજારો પ્રયત્ન કર્યા છતાં, હજારો પ્રકારની કાળજી રાખવા છતાં તે વસ્તુ આપણી પાસે રહી શકતી નથી. માટે જ્યારે કોઇ એવો અલૌકિક પ્રસંગ બને ત્યારે મનમાં વિચાર કરવો જોઇએ કે, આપણા નસીબમાંથી એટલું વાપર-

વાનું ઓછું થવાનું હશે, તે થયું. એને માટે શોક નહિ કરવો? એ જ્ઞાનીનું લક્ષણ છે. કહ્યું છે કે, "प्राप्तव्यमर्थं लभते मनुष्यो देवो न जानाति कुतो मनुष्यः। तस्मान्न शोचामि न विस्मयो मे यदस्मदीयं नहि तत्परेषाम्. અર્થ:—મનુષ્યને જે પ્રાપ્ત થવા યોગ્ય હોય છે તે મેળવે છે. આની દેવને ખબર નથી હોતી તો મનુષ્યને તો ક્યાંથી? માટે મનુષ્યે શોક કરવો નહિ, તેમ વિસ્મય પામવું નહિ. જે આપણું છે તે કદી પારકું થનાર નથી." બીજું જેઓ કદી નસીબને માનતા જ નથી, તેઓએ વિચાર કરવો જોઇએ કે, પ્રયત્નથી સર્વે કરી શકાય છે. તો આવી એકાદ વસ્તુનો નાશ થવાથી આપણે શોકાતુર થવાનું કે કોઇ સાથે લડવાનું શું કામ છે? કદી ગયેલી ચીજ પાછી ભાગ્યે જ મળવા જેવી હોય છે, તો તે કદાચ મળે કે નહિ પણ મળે, અને આવી અનિત્ય નાશવંત વસ્તુ માટે લડવું કે વઢવું, ક્રોધ આદિ પ્રગટાવવાથી શારીરિક તેમ જ માનસિક બંને બળનો ક્ષય થતો હોવાથી પ્રયત્ન કરવામાં પણ જોઇએ એટલું બળ વાપરવામાં ખામી જ લાગશે; ને શોકાદિકથી લાભને બદલે હાનિ જ થવાનો સંભવ રહેશે. શાસ્ત્રના આધારે જ્ઞાની અને સમજુ બુદ્ધિશાળી વિદ્વાનો લખી ગયા છે કે, સર્વ અનિત્ય અર્થાત્ મિથ્યા છે, માટે તેના લાભાલાભથી સુખ દુ:ખાદિક નહિ પ્રકટે અને જ્ઞાનથી સમાનભાવ રહે તે જ પ્રકૃતિ શ્રેષ્ઠ ગણાશે. પૂર્વે કરેલાં કર્મોનું ફળ આપનાર કુદરતનો નિયમ જ છે. આપણે જો શુભ કર્મો કર્યાં હોય છે, તો તેનું શુભ ફળ મળે છે; અને અશુભ કર્મોનું ફળ અશુભ જ મળે છે. બાવળ વાવી આમ્ર ફળની આશા રાખનાર હીણભાગી જ ગણાશે. એક શાયર લખી ગયો છે કે;—

શેર.

તદબીરસે તકદીરકી, બુરાઇ નહિ જાતી;
લીખી હુઈ તકદીર, ફીરાઇ નહિ જાતી.

આટલું જાણ્યા છતાં પ્રાણીમાત્ર રેંટની માફક ગોળ ચક્કર ભમણતામાં ફર્યા કરે છે. આશા અને દુરાશા એ

અને સંસારરૂપ પિતાની બે કુલીન કન્યા છે. તેમાં આશા પોતાના પિતાના કુળને ઉદ્ધાર કરવાની શકિત ભાગ્ય ઉપર રાખે છે અને દુરાશા એ પિતાના કુળનો ઘાત કરનારી, પણ સમયે ફળ આપવામાં ચૂકતી નથી. આવા નિરાશારૂપી વહાણમાં બેસનાર સમુદ્રના માછલાંની માફક કામ, ક્રોધ, મદ અને લોભે કરી હવાઈ વિચાર અને ફાની સુખમાં, અનેક તરેહથી પોતાના નસીબને ખોટી રીતે બદલવાને અનેક તરેહનાં ફાંફાં મારીને કરોળીઓ જેમ પોતાની બનાવેલી જાળમાં પોતે જ વિંટલાઇ વિંટલાઇને મુંઝવણમાં પડે છે; માખી જેમ શાકર ઉપર બેસી રસ ચુસતાં ચુસતાં ગળાતી ગળાતીં, અંદર ડૂબી જાય છે, કરોળીઓ ભારીમાં ભારી બિંબ જેવા લાકડાના ભારોટીયાને કોતરી બહાર આવી શકે છે, પણ કમળપુષ્પની લહેરમાં પ્યારમાં અંધ બની પ્રાણ ખુવે છે, તે જ માફક આ દુનિયામાં અનેક પ્રાણીઓ અનેક તરેહની નાની મોટી લાલસામાં તદબીર અને કોંટીથી, ફંદ અને ફરેબથી, બુરાઇની ભલાંઇ, જુઠ્ઠાઈની સચ્ચાઈ, જૂદ્દાઇની સલાહી, બેવફાઇની વફાઇ, જારીની યારી, બેકરારીની કરારી, સારીની નઠારી, નઠારીની સારી, આ મુજબ અનેક ભેદોથી અને ફંદોથી આં દુનિયાના જાહેર બાગમાં તકદીરને તદબીરથી ફેરવવા પ્રયત્ન કરે છે; પણ દઢ પ્રારબ્ધના લખ્યા લેખ મુજબ તકદીર ફરી શકતું નથી. આ અમનચમન પ્રારબ્ધરૂપી લોટાને સમુદ્રમાં, તળાવમાં, કુવામાં કે ટાંકામાં જ્યાં ડૂબાવી પાણી લેવા જશો ત્યાં એક જ માપનું પાણી મળશે. કંઇ ટાંકુ કુવા કરતાં કે તળાવ સમુદ્ર કરતાં વધારે ઓછું સમાવી શકનાર નથી.

આનો પૂરતો આધાર મથાળા ઉપર પૂરવાર કરવા સમર્થ છે કે, સમુદ્ર જે આવો મહાસાગર, તેની સોબતમાં રહેવા છતાં વડવાનળ ક્યાં તૃપ્ત થયું ? તેમ જ ચાતક કે અરૂણ કે ચંદ્રને મોટાના આશ્રય નીચે રહેવા છતાં ફળ તો ભાગ્યપ્રમાણે જ મળ્યું.

અગાડી એક સમર્થ આધાર નમુના દાખલ જુવો કે, શંકર જેવાનો આશ્રિત નંદી શંકરનું વાહન થયો, છતાં શંકર જેવા મહા સમર્થ પણ તેના તકદીરમાંથી ખડ અર્થાત્ ઘાસ ટાળી શક્યા નહિ, તો બીજાં શું કરી શકનાર છે? સૃષ્ટિના ક્રમ પ્રમાણે શિયાળા પછી ઉનાળો આવે છે, રાત્રીને દિવસ અનુસરે છે; અને મોટા તોફાન પછી શાંતિનો વખત આવે છે. આપણો પંથ ગમે તેવો અંધકારમય લાગે, તોપણ યાદ રાખવું કે, કાળે કરીને મોટી દીલગીરીઓ પણ શાંતિ પામે છે. રાતનો ગભરાટ રહે, પણ સવારમાં આનંદ મળે છે. ડાહીડાહી વાતો અને ભલાઇના સોનેરી ઢોળ ચઢાવેલા સુખનો કાકો, કાકી, કશન, કાવશ ને કાદર બધા જાણે છે, છતાં ગમે તેમ કરીને હું સુખી થાઉં, મને માન મળે, મારો સંસાર મોજમાં ભોગવાય, ને મારે વાસ્તે દુનિયામાં ઉંચું મત બંધાય, મને સરકારમાંથી કે દરબારમાંથી સાલદોશાલા મળે, હું ખાનબહાદૂર કે રાવબહાદૂર, સરદાર કે વફાદાર કહેવાઉં. આ પ્રમાણે જગલાભાઇનું જોઇને ભગલાભાઇ ભાગ્યને ખોટી રીતે બદલવા જતાં કેટકેટલા કર્મરૂપી સાંચાના દોરાના તાંતણાઓને અનેક જાતની કોટીઓના કારભારમાં દાખલ કરે છે. છેવટે શરૂથી તે આખર લગીણના સંબંધીઓ કે જાણકાર બમણું ઘી હોમી ભાગ્યની ભઠ્ઠીને પુષ્કળ અજવાળવાથી દુનિયાની પ્રકાશિત રોશની સામું પ્રસિદ્ધમાં બહાર લાવે છે. કારણ કે સ્વાર્થી અને આપ મતલબી તો હવામાંજ હવાઇ કિલ્લાઓ બાંધ્યાજ કરે છે અને તેની સાથે હવાઇ મોજ શોખના અને ટીપ્રીનપાણીના લાલચુ પ્રાણજીવનદાસો પણ સુખ મોજના સોદાગરો તરીકે ડાંસ માફક વળગેલા હોય છે. તે હા જોડે હા, ના જોડે ના કહેવાને ચૂકતા નથી; પણ ગફલતીના ગીરફતારો સમજતા નથી કે, દુનિયાઇ નિશામાં તું શું ધારે છે અને સર્વશકિતમાન્ તારો પિતા શું ધારે છે? જો આ સર્વ વચનોનું રહસ્ય કંઇક બાબતોમાં કે ફંદો

કર્યા પહેલાં વિચારી હૈયે રાખશો તો, નીચતાના, અધમતાના, ફંદાના, જુલમોના, ઘાતોના, વહેમોના, સ્વાર્થોના, અને એજ મુજબના અનેક રંગબેરંગી કાંટાં અને કાવતરાં ભરેલા સ્વાર્થના કામોથી તેમજ તેની નીચ બાંધણીથી, તેવા ફંદાથી અને તેવીજ મોજશોખથી અને તેનાજ હવાઇ વિચારોની સાથ તેના અતિ અસાર દુષ્ટ પરિણામોથી તમે તેમજ મિત્રો કે વહાલાંઓ ને સંબંધીઓ અનેક દુઃખ તેમજ તેના અસરકારક વિટંબણાના પરિણામોથી કેટલેક અંશે મુકત થવાને ભાગ્યશાળી થશો, એ આ તકે લખવું વાસ્તવિક ગણાશે. સૌ કોઇએ જાણવું જોઇએ કે, માણસ એ એક ઇશ્વરી અંશનો ઉંચ આત્મા છે અને ઘણી ખરી બાબતોમાં તે પોતેજ પોતાનાં ભવિષ્યનો કર્તા છે અને તેમ ન હોય, તો દોષ તેનો પોતાનોજ છે. જેવા થવાની ઇચ્છા તમો રાખો છો તેવા તમે છો. કારણ ઇશ્વર પ્રેરિત આપણી ઇચ્છાનું એવું જોર છે કે, ખરા અંતઃકરણથી અને સાચી દાનતથી જેવા આપણે થવાને ઇચ્છીએ છીએ, તેવા આપણે થઇએ છીએ. આપણી જાતનો સૌથી ઘણો અને સારો ઉપયોગ કરવો, તે આપણો પહેલો હેતુ હોવો જોઇએ. હમ્બોલ્ટ નામના પ્રખ્યાત જર્મન ગ્રંથકારે કહ્યું છે કે, "પોતાની સમગ્ર શકિતઓ પૂર્ણ અને અનુકૂળ થઇ સૌથી ઉંચી અને સર્વાંગ શુદ્ધ પરિપકવતા મેળવે, એવી દરેક માણસની ધારણા થશે. કેટલાક આવા ઉંચા અધિકારી પ્રવિણ પુરૂષોના જ્ઞાનને અને તેમના મતને શંકા રહિત બુદ્ધિથી જ્યાંસૂધી પૂર્ણ સંભાળથી આપણે જોઇએ નહિ અને આવા તત્વનું સંપૂર્ણ મનન કર્યા પાકી, હિણભાગી છતાં ખાલી ભાગ્ય વિના ભગવાનદાસમાં ખપવા જઇએ તો પછી ભાગ્ય ઠગે ત્યાં દોષ કોનો ? આપણોજ. આપણી કરણીનો અને આપણીજ સ્વાર્થ બુદ્ધિનો સૂર્ય જેમ સર્વત્ર ઠેકાણે અજવાળું આપે છે, તેજ માફક ચેતન આત્મા તો સાક્ષીભૂત

થઈ ચેતાવે છે કે, ખોટું ન કર ! પણ સ્વાર્થની સીડીના પગથીયાંઓ એવાં રંગબેરંગી ઝમકદાર હોય છે કે, અનેક મુસાફરોને અનેક તરેહથી લપસાવવાને પ્રયત્ન કરાવે છે. કોઈકજ વીરલાઓ આવાં કારમાં પગથીયાં સામું સત્ય અને હિંમતથી લડી તેવા સંજોગને દૂર કરી, પોતાનીજ શુદ્ધ શ્રદ્ધા અને ટેકથી અંત સૂધી સર્વેને કદરદાન નીવડી આ લોક અને પરલોકમાં વિજયી નીવડે છે.

અનુભવીઓ તેમજ પાકા બુદ્ધિમાનો સારી રીતે જાણે છે કે, આ પ્રપંચી બેફામ દુનિયાને જીવતો જાગતો વહેવાર કંઈ જડ પુસ્તકોમાં ભરેલાં નીતિના સિદ્ધાંતો જેવો સીધો સાદો નથી, પણ સંસારી માયાવી જાદુઈ જાળ તો અનેક કઠિનતા અને કુટીલતામાં વિંટાયલી છે. અનેક અણધાર્યાં વિઘ્નો ધારેલા રહસ્યનો બારીક ભૂકો બનાવી દે છે. મોટી મોટી ભવિષ્યની આશાથી સંસારના એક મનુષ્ય પછાડી ઘણાં કષ્ટો વેઠી અનેક તરેહનું જ્ઞાન અને કેળવણી આપવામાં પુષ્કળ સંકટ વેઠવામાં આવે છે, પણ પાછળથી તેનો ગેરઉપયોગ બતલાવી, તે પાપી, બદકાર, જુલ્મી, કે નાલાયકી ભરેલી શીરમીંદી ચાલ ચલાવી, સંસારને તેમજ સંબંધીઓને જીવતાં રીબાવી ઘણાં દુઃખી કરે છે; ત્યારે આમાં દોષ કોનો ? ભાગ્યનો જ.

પ્રાણથી વહાલી પ્રાણપ્રિયા માટે એક ભલો ખાવિંદ અનેક મુશ્કેલીઓ વેઠી સચ્ચાઈના ભોગમાં તેના સુખ માટે જાત ભાત ઘસી એક વચની રહેવા પ્રયત્ન કરે છે. તેવા જ અરસામાં પેલી કંકાશણી, કુભાર્જા, બેદીલવાળી, અધવચ ખોળામાં માથું મૂકી કાપનાર, નામ ત્યારે અબળા, પણ સબળ કામ કરવાવાળી પાછળથી જ્યારે રાણી પિંગળાની માફક ફંદબાજ અને નીચ માલૂમ પડે છે; ત્યારે દોષ કોનો ? ભાગ્યનોજ. જેમકે, "प्रीणाति यः सुचरितैः पितरं स पुत्रो यद्भर्तुरेव

हितमिच्छति तत्कलत्रम् । यन्मित्रमापदि सुखे च सम क्रियं यत् एतत्त्रयं जगति पुण्यकृतो लभन्ते ॥ અર્થઃ–તે જ પુત્ર ખરો કે જે સારા આચરણવડે પિતાને ખુશ કરે છે, તેજ સ્ત્રી ખરી કે જે પોતાના પતિનું જ હિત ચાહે છે, તે જ મિત્ર ખરો કે જે આપત્તિમાં તેમ જ સંપત્તિમાં સમાન ભાવથી રહે છે. જેઓ ભાગ્યશાળી હોય છે, તેઓ જ પુત્ર, મિત્ર તથા સ્ત્રી તરફથી આ રીતનું સુખ મેળવે છે." અર્થાત્ ભાગ્યવાનને ત્રણ પ્રકારનું સુખ મળે છે.

એક મિત્ર બીજા પછાડી તેના પડતા દુઃખ અને કારી જખમો વખતે ખડો થઈ હિમ્મતથી ઈશ્વરની દાદ માંગી અનેક તરેહની વફાદારી અને ભલાઇનાં કામો કરી અથાગ સહનશકિત વાપરી, પોતાની જાતભાત અને સંસારનો તેમજ પોતાની માયા કે કાયાનો ભોગ આપી, આવતા વખત માટે તેવી શખ્ત બારિકીમાંથી તેને મુકત કરવા અનેક પ્રયત્નમાં દઢ રહી, સહાયભૂત થાય છે; અને પછાડીથી તે જ મિત્ર જ્યારે બેવફા, બેઇમાન અને નાલાયક નીવડે છે, ત્યારે દોષ કોનો ? ભાગ્યનોજ.

શરી સતી, સાધ્વિ, પદ્મિની સંસારની અનેક વિટંબણાઓ સહન કરતી પડતા વખતમાં ગરીબ સંસારને નિભાવી, રાહરસમથી દુઃખનો વખત કાપી, સુખની છાયામાં પોતાના પ્યારા પ્રાણનાથને લાવે છે; અને તે જ મતલબનો છેડો આવ્યો કે પેલો જ ધણી બેવફા અને બેઇમાન નીવડી, બીજી સ્ત્રી જોડે જ્યારે પ્યારમાં પડી, સાચી અને ખરી સ્ત્રીને તજે છે, ત્યારે પેલી બિચારી જન્મની દુઃખીયારી પોતાનું મન એમ જ વાળશે કે ખરેખર ભાગ્ય ઠગે ત્યાં કોને દોષ દેવો ? અને કોઇ તો પોતે સુખની છાયામાં આવ્યા કે તુરત તેની નજર સામું બીજી સ્ત્રી જોડે લગ્ન કરે છે. હિંદુ કોમના ઘણાકમાં તો એક મરે કે તુરત બીજી સાથે જો વિવાહ થાય તો તે અસલ ખાનદાનમાં ગણાયલો માન-

વામાં મોટાઈ સમજે છે. આ વાતમાં એક સવાલ વળી ચતુરાઇનો બાકી રહી જાય છે, તે એ જ કે, કોઈ કહેશે કે જોઇ, તપાસી, સમજી, અનુભવ કરી અને પછીથી જ કામ પાડવું. બેશક તેમાં ફેર તો પડે; પણ તેના જવાબમાં જણાવવું જોઇએ કે, પૂર્વના સંસ્કારથી જ એક બીજાને સુખદુઃખ આપવા આવા નિકટ સંબંધમાં આવી મળે છે. હરિ, બ્રહ્મા, દેવતા, ઋષિ, મુનિ કે સાધુસંતો ડાહ્યા કે બુદ્ધિમાન, શૂરા કે કાયર, કોઈપણ આવા દૃઢ પ્રારબ્ધના સંસ્કારમાંથી બચ્યા નથી. તેના થોડાક દાખલા નીચે મુજબ વાંચવાથી પૂર્ણ સંતોષ પામવા સંભવ રહેશે. શૂરા અને વિદ્વાન્ પાંડવો ભાગ્ય વિના વનમાં હેરાન થયા હતા. વિષ્ણુ અને શિવ બન્નેએ મળીને સમુદ્રનું મથન કર્યું, છતાં ભાગ્યના બળે વિષ્ણુને લક્ષ્મીજી પ્રાપ્ત થયાં અને શિવને ઝેર પીવું પડ્યું. વિકટ જંગલમાં ભટકવું, પર્વત ઉપર ચડવું કે ત્યાંથી પડીને મરવું, સમુદ્રને તરી જવું, કેદમાં પકડાવું અને ગુફામાં પેશવું, એ બધા બનાવો વિધિના પરિણામનું ફળ છે. શિવ પોતે મહેશ્વર છે, તેમનો સસરો હિમાલય પર્વત છે, કુબેર ભંડારી મિત્ર છે અને ગણપતિ જેવો પુત્ર છે, છતાં શંકરને ભિક્ષાટન કરવું પડે છે. આથી જ કહ્યું છે કે, "यदभावी न तद्भावी भावी चेन्न तदन्यथा । नग्नत्वं नीलकंठस्य महाहिशयनं हरेः ॥ જે નથી થવાનું તે કદી થશે નહિ. તેમ જે થવાનું છે તે કદી નહિ થશે એમ બનશે નહિ. કારણ કે શંકર પાસે આટલો પૈસો છતાં તે પોતે તો નગ્નજ રહે છે તથા શ્રીકૃષ્ણ ભગવાનને શેષનાગપર જ પોઢવું પડે છે." દૈવેચ્છા એથી જ બળવાન્ કહેવાય છે. એ જ અદૃષ્ટ.

સોનાનો મૃગ કોઈવાર પૂર્વે થયો નથી, કોઇએ દીઠો પણ નથી અને એવી વાતો સંભળાઇએ નથી, તોપણ તેને માટે ત્રિકાળજ્ઞાની રામને તૃષ્ણા થઈ હતી. કહ્યું છે કે;—

"पौलस्त्यः कथमन्यदारहरणे दोषो न विज्ञातवान् ।
रामेणापि कथं नु हेमहरिणस्यासंभवो लक्षितः ॥
अक्षैश्चापि युधिष्ठिरेण सहसा प्राप्तो ह्यनर्थः कथम् ।
प्रत्यासन्नविपत्तिमूढमनसां प्रायो मतिः क्षीयते ॥

અર્થઃ—રાવણ જ્ઞાની છતાં શું પારકી સ્ત્રીના હરણથી પાપ થાય છે તે શું નહોતો જાણતો ? રામચંદ્રજી શું નહોતા જાણતા કે, સોનાનો મૃગ કદી પણ હોઇ શકે નહિ ? યુધિષ્ઠિર ધર્મરાજ છતાં તેઓએ કેમ જૂગાર રમી અનર્થ મેળવ્યો ? અર્થાત્ જ્યારે વિપત્તિ આવવાની હોય છે ત્યારે મોટાની બુદ્ધિ પણ ક્ષીણતાને પામે છે." આ ઉપરથી સમજવાનું કે, મોટામોટા સમર્થની વિનાશકાળે વિપરીત બુદ્ધિ થાય છે. આકાશમાં ઉડો, દીશાઓના છેડા સૂધી જાઓ, સમુદ્રમાં પેસો અથવા ઇચ્છા પ્રમાણે રહો, તોપણ જન્માંતરે કરેલા શુભ અશુભ કર્મના ફળનો જે બંધ છે; તે પુરૂષને છાયાની માફક છોડતો નથી.

"स हि गगनविहारी कल्मषः ध्वंसकारी ।
दशशतकरधारी ज्योतिषां मध्यचारी ॥
विधुरपिविधियोगात् ग्रस्यते राहुणासौ ।
लिखितमपिललाटे प्रोज्झि तुं कः समर्थः ॥

ચંદ્રમા ગગનમાં ફરનારો છે, અંધકારનો નાશ કરનાર છે, હજાર કિરણનો ધારણ કરનાર છે તથા નક્ષત્ર મંડળની અંદર ફરનારો છે, છતાં નસીબના યોગથી રાહુ તેને ગળી જાય છે. માટે જે કાંઇ નસીબમાં લખેલું હોય છે તેનો ત્યાગ કરવા કોઇ પણ શક્તિમાન્ થતું નથી."

વહાલા વાંચનાર ! આ ઉપરથી સાર એ લેવાનો કે, શરૂથી તે આખર લગણ દુનિયાની અનેક વિપત્તિ અને

આરીક સહનશકિતમાં દ્દઢ, પૂર્વના શુભ ભાગ્યવાળો, સંસ્કારી અને સત્યવાદી વીરલો પરાક્રમી નીવડે છે, ત્યારેજ તેના વિષે અંતેજ શુભ મત બંધાયલો વાસ્તવિક ગણાય. બાકી તો સો વર્ષના આવરદામાં કંઇક વખતે સો ઘડીમાં માલિક એવો તમાસો બતાવી આપે છે કે, સર્વે કરેલાંના ઉપર પાણી ફરી વળતાં વાર લાગતી નથી. એનો એકજ ટુંક દાખલો નીચેની વાત ઉપરથી જણાશે. ઇરાનના સાહ સાયરસ ઉર્ફે ખુશરૂ પાદશાહના વખતમાં એશિયા માઇનરના લીડીયાનો રાજા ક્રીશીયશ એક ઘણોજ પૈસાવાળો અને શકિતમાન્ રાજા હતો. આ દરબારમાં એક સોલન નામનો ડાહ્યો એથેન્સનો કાયદાનો જાણકાર મુલાકાતે આવ્યો. ક્રીશીયશે તેની ઘણીજ સારી રીતે પરોણા ચાકરી કરી અને પોતાના ખજાનાની સઘળી દોલત તેને બતાવીને તેણે તે ડાહ્યા માણસને પૂછયું કે, આ દુનિયામાં સૌથી સુખી માણસ કોણ છે? સોલને જવાબમાં બે અજાણ્યા ગ્રીક લોકોનાં નામ આપ્યાં. સોલને જ્યારે આ પૂછનાર પાદશાહનું નામ આ સવાલમાં જાહેર ન કીધું, ત્યારે તે ઘણોજ અજાયેબ થયો અને પૂછયું "શું તું મને સુખી નથી ગણતો?" સોલને જવાબ દીધો; "અરે રાજા! મર્યા પહેલાં કોણ સુખી છે?" એ બાબતનો પ્રથમથી અભિપ્રાય બાંધવો એ ફોગટ છે. કારણ કે હવે પછી શું વીતવાનું છે, તેથી તે અજાણ હોય છે. આ જવાબથી ક્રીશીયશ ઘણોજ અજાયેબ થયો. આ બન્યા પછી ઇરાનના રાજા સાયરશે ઇ. સ. ૫૪૬ના પૂર્વે લીડીયાના રાજા ઉપર ચઢાઇ કરી અને આ ક્રીશીયશના લશ્કરને હરાવ્યું, અને તેની રાજધાની સારડીસ તાબે કરી લૂટફાટ ચલાવી, ક્રીશીયશને કેદ પકડયો અને તે વખતની ઘાતકી રૂઢિ પ્રમાણે લાકડાના ઢગલા ઉપર તેને બાંધી મૂકયો ને તેને જીવતો બાળી મૂકવાને તે લાકડાના ઢગલાને સળગાવ્યો. તે વખતે તેને એથેન્સના ડાહ્યા પુરૂષ સોલનના

શબ્દો યાદ આવ્યા અને પોતાની દુઃખમય સ્થિતિમાં "સોલન! સોલન !" એ નામથી મોટેથી બરાડા પાડવા લાગ્યો. સાયરસ અજાયેબ થયો, અને ક્રીશીયશને છોડી નાંખવાનો હુકમ કર્યો; અને તેને પૂછયું કે, શા માટે સોલનને યાદ કર્યો ? ક્રીશીયશે કહ્યું કે, સોલને મને સુખી માણસ તરીકે ગણવાને પ્રથમથી ના કહ્યું હતું. આ ઉપરથી સાયરસને મનુષ્યની જીંદગીના ફેરફાર ઉપર વિચાર આવવાથી એકદમ દયા આવી. તેણે ક્રીશીયશનો જીવ બચાવ્યો અને પછી પોતાના દરબારમાં તેને મુખ્ય સાથી અને સલાહકાર તરીકે નીમ્યો.

જડજને કે જુરીને, નાનાને કે મોટાને, ગરીબને તેમજ તવંગરને, કઠિયારાને કે કંસારાને, અમલદારને કે જમાદારને, શિષ્યને કે શિક્ષકને, આ ઉપરથી ખુલ્લી સમજણ પડશે કે, આ ફાની દુનિયામાં મોટા મોટા જંગેબહાદૂર પ્રારબ્ધયોગે ધરણી ઉપર ધધણતાં બેફામ થઇ અંતસમયે નિરાશીમાં સાન ભાનને ભૂલી જઇ અફસોસી અને હાય સાથ મગરૂબી છોડી અંતે શાંત થઇ પડયા છે. રાવણ, રામ, પ્રહ્લાદ, જમશેદ, રૂસ્તમ, મોહમદ, મીરાં, ભીમ, અર્જુન, ક્રાઇસ્ટ જેવા થઇ ગયા, પણ પૃથ્વીનો બદલો વાળવાને કોઇ શક્તિમાન્ થયા નથી. મતલબ પૃથ્વી રત્નગર્ભા છે, અનેક રત્નબીજો એક એકથી એક થઇ ગયાં છે, મગરૂરી કે ખાલી દમામ કોઇના નિભ્યાજ નથી. નેવાણું ટેક સોંપતાં એક તો તે માલિકે—સરજનહારે, પોતે પોતાના હાથમાં જ રાખી છે. આથી કરી એક મહા રાજપંડિતે કહ્યું છે કે;—

"The greastest man is he who chooses right with the most invincible resolution; who resists the sorest temptation from within and without; who bears the heaviest burdens cheerfully; who is calmest in storms, and most fearless under

menaces and frowns; whose reliance on truth, on virtue, and on God is most unfaltering.

અર્થ:—સર્વોત્તમ મનુષ્ય તો એજ કે, જે અતિ અજય્ય નિશ્ચયથી સારના સ્વીકાર કરે છે, જે અંતરના અને બહારના મહા લોભને અટકાવે છે, જે (સુખ દુ:ખના) અતિ ભારને આનંદથી વહે છે, જે વિપત્તિમાં શાન્તતમ રહે છે, જે ભયદર્શનમાં અભય રહે છે; અને જેને સત્ય ઉપર, સદાચાર ઉપર તથા ઈશ્વર ઉપર દૃઢ વિશ્વાસ છે."

આ સર્વોત્તમ પુરૂષનાં ચિન્હ છે. સંસારમાં દરેકને માથે કાળ અને કજા, તેમજ અનેક જાતની વિપત્તિ ચક્રની માફક માથા ઉપર કાળના રૂપમાં ફર્યો કરે છે. માણસ જાતનું માપ તેના બહારના દેખાવ ઉપરથી કે તેની બહારની સમૃદ્ધિ ઉપરથી થતું નથી. વિવેકી પુરૂષો મનુષ્યનું માપ તેના અંતરના ગુણ ઉપરથી કરે છે. સર્વભક્ષક કાળ જેનું ભક્ષણ નથી કરી શકતો, એવી કીર્ત્તિ તે અંતરના ગુણના માપ પ્રમાણેજ ઉત્પન્ન થાય છે. માટે જ્ઞાની અને સમજુ ઠરેલ બુદ્ધિમાનોએ બહારની શોભા કરતાં અંતરના ગુણને ઉચ્ચ કરવા ઉપર વધારે લક્ષ રાખવું. કોઈને ધિક્કાર્યા પહેલાં સૌએ મુખ્ય યાદ રાખવાનું છે કે, કદી આપણો પણ દિવસ કોણ જાણે કેવો આવશે? આ દુનિયામાં પોતાની દાઢી બળતી ન જોતાં લંકા હોલવનાર ઘણા મુસાફરોને તમે જોશો! સુખ વખતે ગર્વ ન કરવો અને દુ:ખ વખતે ધૈર્ય ન ખોવી; સદ્દબુદ્ધિથી વિચારેલા સારા નિષ્ઠાવાળા કામમાં પણ કદી ભાગ્ય ઠગે તો એમજ વિચારવું કે; "હરિ કરે તે સારાને માટે." આ મહા મંત્ર યાદ રાખી હમ્મેશાં તે માલિક સરજનહારની મદદ માંગતાં કાળ પસાર કરવો, એજ આ વિષયનો મુખ્ય હેતુ છે. ભલા થાવો અને ભલું કરો. સંપ અને સલાહથી કુશળતાપૂર્વક બુદ્ધિનો સદ્દઉપયોગ કરવો, એ

જીવતરની મુખ્ય ફરજ છે. આટલું છતાં ભાગ્ય ઠગે ત્યાં કોઇને દોષ દેવાનો નથી.

# પ્રકરણ ૯મું.

## ધર્મ, નીતિ, દયા અને મોક્ષ મેળવવા જોઈતાં સાધનો.

### ઉપાસના નિરૂપણ.

શિષ્યઃ—હે ભગવન્! ઉપાસનાનો અર્થ શું? તે સંબંધી મને કહેશો.

ગુરૂઃ—ઉપાસના આમાં બે પદો છે. ઉપ તથા આસના. તેમાં ઉપનો અર્થ સમીપ થાય છે તથા આસનાનો અર્થ જવું થાય છે. અર્થાત્ મનવડે કોઈપણ દેવની સમીપ પહોંચવું, તેનું નામ ઉપાસના છે.

શિષ્યઃ—કયા દેવની ઉપાસના કરવી તે સારી? કારણ દેવો ઘણા છે. માટે સૌથી કયા દેવની ઉપાસના શ્રેષ્ઠ છે?

ગુરૂઃ—ૐ કાર તથા પ્રણવ મંત્રનો જપ, એ સર્વ કરતાં શ્રેષ્ઠ છે.

શિષ્યઃ—હે ભગવન્! આપ તેને શ્રેષ્ઠ શાથી કહો છો? આ સંબંધી વિસ્તારપૂર્વક મને ખુલાસો કરશો, કે જેથી મને શ્રદ્ધા ઉત્પન્ન થાય.

ગુરૂઃ—કૈવલ્ય ઉપનિષદમાં કહ્યું કે,

"ॐकारं अरणिं कृ प्रण[illegible] ।
ध्याननिर्मंथनाभ्यासात् पापं दहति पंडितः ॥

અર્થ:-ૐકારને ઉપરનું અરણીનું લાકડું કરી તથા પ્રણવને નીચેનું લાકડું કરી ધ્યાનરૂપી મંથનદંડવડે વિવેકી પુરૂષ પાપરૂપી મળનો નાશ કરે છે." હે શિષ્ય! ભાવો બે પ્રકારના છે, આસુરી તથા દૈવી. તેમાં અસુ કહેતાં પ્રાણને અર્થાત્ ઈન્દ્રિયોને ખુશ કરવાવાળી વૃત્તિનું નામ આસુરી વૃત્તિ છે તથા જે વૃત્તિ પ્રકાશ સ્વરૂપે છે તે દૈવી વૃત્તિ કહેવાય છે. આ બેઉ વૃત્તિઓ એક જ પ્રજાપતિમાંથી અર્થાત્ નાભિરંધ્રમાંથી ઉત્પન્ન થાય છે. આ બેઉ વૃત્તિઓ હૃદયાકાશરૂપી સમુદ્રમાં આવી ઠસે છે. બેઉ વૃત્તિઓનો હેતુ એ હોય છે કે, અમૃત મેળવવું. અર્થાત્ જન્મ મરણનો અભાવ થવો, આ આશય બેઉ પ્રકારની વૃત્તિઓનો હોય છે. આ ધારણા પાર પાડવા માટે બેઉ વૃત્તિઓએ મંથન કર્યું. જેમ દહીં વલોવવા ગોળી, રવૈ, જોતરૂં જોઇએ છીએ, તેજ પ્રમાણે સુરો તથા અસુરોએ મેરૂ પર્વતને મંથનદંડ કરી, સમુદ્રને રવૈ કરી, વાસુકી નાગને જોતરૂં કરી અમૃત મેળવવા મંથન કર્યું. આમ શ્રીમદ્ભાગવતમાં કહ્યું છે. આજ પ્રમાણે હૃદયરૂપી સમુદ્રમાં પ્રણવરૂપી મેરૂ પર્વતને મંથનદંડ કરી કુંડલિની નામની સર્પાકારે જે નાડી છે, તેને વાસુકિ નાગરૂપી જોતરૂં કરી મોક્ષ મેળવવા પ્રયાસ કર્યો. આ પ્રયાસમાં આસુરી વૃત્તિ ચૌદ પ્રકારનાં ભિન્ન ભિન્ન રત્નોમાંથી એક એક રત્નને મેળવી સંતોષ પામી. પણ દૈવી વૃત્તિએ મોક્ષ મેળવતા સૂધી પોતાનો યત્ન જારીજ રાખ્યો. સમુદ્રમંથનનો હેતુ, હે શિષ્ય! આ પ્રમાણેનો છે. હવે ૐકારમાં શું શું ભાવ રહેલ છે તે સંબંધી હું કહું તે તું સાંભળ. ૐકાર સર્વરૂપે છે. ભૂત, ભવિષ્ય તથા વર્તમાન આ સર્વે કામ ૐકારરૂપે છે તથા વિશ્વરૂપ વૈશ્વાનર પ્રથમ પાદરૂપે છે, તૈજસરૂપ હિરણ્ય

ગર્ભ દ્વિતીયપાદ છે, પ્રાજ્ઞરૂપ ઇશ્વર તૃતીયપાદ છે તથા સાક્ષીસ્વરૂપ ઇશ્વર ચતુર્થપાદ છે. આત્મા સર્વના દ્રષ્ટારૂપે છે. પ્રણવની પહેલી માત્રા અકાર પ્રથમ પાદ છે, ઉકાર દ્વિતીય પાદ છે, મકાર તૃતીય પાદ છે તથા અર્ધ માત્રા ચતુર્થ પાદ છે. આ ૐકારની હંસરૂપે ઉપાસના કરવી જોઇએ. વળી કહ્યું છે કે, ૐકારમાં અકાર જમણી પાંખ છે, ઉકાર ડાબી પાંખ છે, મકાર પુચ્છ છે તથા અર્ધ માત્રા શિર છે. રજોગુણ તથા તમોગુણ ૐકારના પાદરૂપે છે. સત્વગુણ ૐકારના શરીરરૂપ છે. ધર્મ તથા અધર્મ ૐકારની જમણી તથા ડાબી આંખરૂપે છે. આ ૐકારમાં સાત લોકો નીચે પ્રમાણે જાણવા. પગમાં ભૂર્લોક, જાનુમાં અંતરિક્ષ લોક, કંઠમાં સ્વર્ગ લોક, નાભિમાં મહર્લોક, હૃદયમાં જનલોક, કંઠમાં તપોલોક, તથા ભૂ અને લલાટની મધ્યમાં સત્યલોક રહેલા છે. વળી કહ્યું છે કે, અકારનો દેવ અગ્નિ છે, ઉકારનો દેવ વાયુ છે, મકારનો દેવ સૂર્ય છે તથા અર્ધ માત્રાના દેવ વરૂણ છે. અકાર, ઉકાર, મકાર તથા અર્ધમાત્રા આ ચાર માત્રાઓમાં દરેકદરેકની ઉદાત્ત, અનુદાત્ત તથા સ્વરિત એમ ત્રણ કળા થવાથી ૐકારની બાર માત્રા થાય છે. આ બાર માત્રાનાં નામ નીચે પ્રમાણે છેઃ—ઘોષિણી, વિદ્યન્માલી, પતંગી, વાયુવેગિની, નામધેયા, ઐન્દ્રી, વૈષ્ણવી, શાંકરી, મહતી, ધ્રુવા, મૌની, તથા બ્રાહ્મી. પ્રથમ કળામાં રહેલા અંતઃકરણવાળાનું મૃત્યુ થાય તો તે રાજા થાય છે, બીજી કળાની ધારણામાં મૃત્યુ થાય તો યક્ષ થાય છે, ત્રીજી કળાની ધારણામાં મૃત્યુ થાય તો વિદ્યાધર થાય, ચોથી કળાની ધારણામાં મૃત્યુ થાય તો ગંધર્વપણું, પાંચમી કળાની ધારણામાં મૃત્યુ થાય તો દેવપણું, છઠ્ઠી કળાની ધારણામાં મૃત્યુ થાય તો ઇન્દ્રની સાયુજ્યતા, સાતમી કળાની ધારણામાં મૃત્યુ પામનારને વિષ્ણુલોક, આઠમી કળાની ધારણામાં મૃત્યુ થાય તો પ્રાણવિયોગ, નવમી કળાની

ધારણામાં મૃત્યુ થાય તો મહર્લોક, દશમી કળાની ધારણામાં મૃત્યુ થાય તો ધ્રુવ લોક, અગીઆરમી ધારણામાં મૃત્યુ થાય તો તપોલોક, તથા બારમી કળાની ધારણામામાં મૃત્યુ થાય તો તે મનુષ્ય બ્રહ્મને પામે છે.

શિષ્યઃ–હે ભગવન્! આપ મને ૐકારની માત્રાનું પૂર્ણ રીતે નિરૂપણ કરશો.

ગુરૂઃ–હે શિષ્ય ! ઋગ્વેદ, ગાર્હપત્ય, પૃથ્વી, તથા બ્રહ્મા અકારરૂપે છે. યજુર્વેદ, અંતરિક્ષ, દક્ષિણાગ્નિ, તથા વિષ્ણુ ઉકારરૂપે છે. સામવેદ, સ્વર્ગ, આહવનાય તથા મહેશ્વર મકાર રૂપે છે તથા નાદરૂપ પ્રણવ સર્વમાં વ્યાપીને રહેલ છે. આ પ્રમાણે માની ૐકારનો જપ કરવો જોઇએ. ૐકારનું જે એકાગ્રતાથી ધ્યાન કરે છે, તે મોક્ષને પામે છે.

શિષ્યઃ–હે ભગવન્ ! રામચંદ્રજી ૐકાર સ્વરૂપે કહેવાય છે તે કેવી રીતે? આ સંબંધી આપ મને ખુલાસો કરી કહેશો.

ગુરૂઃ—જે ચિદાત્મામાં અનેક યોગીઓ રમણ કરે છે, તેને રામ અર્થાત્ આત્મા કરી કહે છે. રામ અદ્વિતીયરૂપે, અવયવથી રહિત રૂપે, તેમજ શરીરથી રહિતરૂપે અર્થાત્ બ્રહ્મ સ્વરૂપે છે. તેના હાથ તથા શસ્ત્ર આદિ સર્વ વસ્તુઓ કેવળ કલ્પિતરૂપે છે. જેમ બ્રહ્મ શબ્દ સર્વનો વ્યાપક છે, તેમ રામ શબ્દ છે. જેમ વડના બીમાં વડનું વૃક્ષ રહેલ છે, તેમ સ્થાવર જંગમ સર્વ વસ્તુઓ રામમાં રહેલી છે. રામ પુરૂષરૂપે છે તથા સીતા પ્રકૃતિરૂપે છે. આજ હેતુને લઇ તુળસીદાસજીએ રામ જ્યારે અરણ્યમાં જતા હતા તથા રામ આગળ ચાલતા હતા, સીતાજી વચમાં ચાલતાં હતાં તથા લક્ષ્મણજી પાછળ ચાલતા હતા, તેવામાં કહ્યું છે કે, ब्रह्म जीव बीच माया जैसी આ

રીતની ઉપમા આપી છે. અર્થાત્ જીવ માયારૂપ આવરણ વચમાં હોવાથી બ્રહ્મરૂપી રામને જોઇ શકતો નથી. આ પ્રકૃતિરૂપ સીતામાંથી ચૌદ ભુવનની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય થાય છે. વિશ્વરૂપ લક્ષ્મણ પ્રથમ અક્ષર અકારરૂપે છે. તૈજસરૂપ શત્રુઘ્ન દ્વિતીય અક્ષર ઉકારરૂપે છે, પ્રાજ્ઞરૂપ ભરત તૃતીય અક્ષર મકારરૂપે છે. તુરીયરૂપ રામ ચતુર્થાક્ષર અર્ધમાત્રારૂપે છે. મૂલ પ્રકૃતિ સીતા નાદ તથા બિંદુરૂપે છે. આ પ્રમાણે રામ ૐકાર સ્વરૂપે કહેવાય છે.

શિષ્ય:—ૐકારની સર્વત્ર વ્યાપકતા કેવી રીતે છે, તેનું આપ નિરૂપણ કરશો.

ગુરૂ;—ૐ એકાક્ષરરૂપે છે. આ અક્ષરમાં, સુષુમ્ણામાં દઢરૂપે, એકરૂપે, વિશ્વના કરનારરૂપે, ભૂતોના પતિરૂપે, પુરાણરૂપે, પર્જન્યરૂપે, એકરૂપે, ભુવનનું રક્ષણ કર્તારૂપે, વિશ્વમાં રહેલી પદવીવાળારૂપે, કવિઓના જાતવેદ રૂપે, ભુવનના નાથરૂપે, હિરણ્યરેતારૂપે, યજ્ઞરૂપે, વિભુરૂપે, પુરાણરૂપે, પ્રાણરૂપે, પ્રસૂતિરૂપે, ભુવનના યોનીરૂપે, હિરણ્યગર્ભરૂપે, કુમારરૂપે, અરિષ્ટનેમિરૂપે, વજ્ર ધારણ કરનાર ભુતપતિરૂપે, પ્રજાની કામનારૂપે, સ્વાહારૂપે, સ્વધારૂપે, વષટ્કારરૂપે, રૂદ્રરૂપે, ધાતારૂપે, વિધાતારૂપે, વિષ્ણુરૂપે, વરાહરૂપે, ક્રિયારૂપે, કામરૂપે, સર્વ વેત્તારૂપે, ભુવનમાં રક્ષકરૂપે, પ્રજાની નાભિ રૂપે, ઋગવેદ, યજુર્વેદ તથા સામવેદને પ્રકટ કરનારરૂપે, ચંદ્ર, સૂર્ય તથા પૃથ્વી આદિ સર્વરૂપે છે. આ રીતે ૐકાર સર્વમાં રહે છે, એમ જાણનાર બુદ્ધિનું અતિક્રમણ કરી શકે છે.

શિષ્ય:—ૐકાર સગુણરૂપે તેમજ નિર્ગુણસ્વરૂપે કેવી રીતે હોઇ શકે, તે સંબંધી આપ જણાવશો?

ગુરૂઃ—આના સંબંધમાં પ્રશ્નોપનિષદમાં સત્યકામ તથા પિપ્પલાદનો સંવાદ છે, તે તું ધ્યાનપૂર્વક હું કહું તે સાંભળ. તેમાં કહ્યું છે કે, સત્યકામ એક વેળા પિપ્પલાદ મુનિને પૂછવા લાગ્યા કે, ૐ એ શબ્દનું ચિંતન જે મનુષ્યે પ્રાણ જતાં સૂધી કર્યું હોય છે તો તેને કયા લોકની પ્રાપ્તિ થાય છે? આ સાંભળી પિપ્પલાદે કહ્યું, "હે સત્યકામ! સગુણ તેમજ નિર્ગુણ બ્રહ્મ, એઉ ૐકારરૂપે છે. જે પુરૂષ પર બ્રહ્મરૂપે ૐકારનું ધ્યાન કરે છે, તે પુરૂષ અક્ષરરૂપ પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે. જે અપર બ્રહ્મરૂપે ૐકારનું ધ્યાન કરે છે તે પુરૂષ અપર બ્રહ્મરૂપ પ્રાણને અર્થાત્ હિરણ્યગર્ભને પ્રાપ્ત થાય છે. ૐકારની ત્રણ માત્રા અ, ઉ તથા મ, આમાંથી એક માત્રાનું અર્થાત્ અ નું જો ચિંતન કરે છે તો તેનાવડે સંસાર યુક્ત થાય છે તથા જલદી જગતમાં જન્મને પામે છે. ઋગ્વેદના મંત્રો તેને મનુષ્ય લોક પ્રતિ લઇ જાય છે. ત્યાં તે તપ, બ્રહ્મચર્ય તથા શ્રદ્ધાથી યુક્ત થયેલ પોતાના મહિમાને અનુભવે છે અર્થાત્ મહત્ સ્થાનને ભોગવે છે. વળી જો કોઈ મનુષ્ય ૐકારની અ તથા ઉ એમ બે માત્રાનું ચિંતન કરે છે તો યજુર્વેદના મંત્રોવડે તે અંતરિક્ષ લોકમાં ગમન કરે છે તથા તે ચંદ્રલોકને પ્રાપ્ત થાય છે. ત્યાં સોમલોકમાં પોતાના મહિમાનો અનુભવ કરી તે ફરી મનુષ્ય લોકમાં પાછો ફરે છે. જે કોઇ ૐકારવાળા ત્રણ વર્ણોવડે પરબ્રહ્મ પરમાત્માનું ચિંતન કરે છે તે તેજરૂપ સૂર્યમાં ઉત્પન્ન થાય છે. જેમ સર્પ પોતાની કાંચળીથી મુક્ત થાય છે, તેજ પ્રમાણે તે પાપમાંથી મુક્ત થાય છે. સામના મંત્રવડે તે બ્રહ્મ લોકને પામે છે. ત્યાં તે સર્વ શરીરમાં વ્યાપકરૂપે રહેલ પુરૂષને જુવે છે. આ સર્વનો સાર એ છે કે, ત્રણ સંખ્યાવાળી અકાર, ઉકાર તથા મકાર નામવાળી ૐકારની જે માત્રા છે, તે મૃત્યુના વિષયરૂપ છે તથા પરસ્પર સંબંધવાળી છે. ધ્યાન સમયે કર્મરૂપી બાહ્ય, આભ્યંતર તથા મધ્યમ

અવસ્થામાં અર્થાત્ જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ અવસ્થામાં સારી રીતે જ્ઞાન મેળવી તે માત્રાઓને જોડવામાં આવેલી હોય તો પછી વિદ્વાન્ ભયથી બીતો નથી. અકાર મંત્રનું ધ્યાન કરવાવાળો ઋગવેદના અભિમાની દેવને આ મનુષ્ય લોકમાં પ્રાપ્ત કરે છે. કાર તથા ઉકાર રૂપ બે માત્રાના ધ્યાન વડે યજુર્વેદના અભિમાની દેવને સ્વર્ગલોકમાં પ્રાપ્ત કરે છે. ૐકારના ત્રણ માત્રાવડે ધ્યાન કરવાવાળા પુરુષને બ્રહ્મલોકમાં સામવેદના અભિમાની દેવતા લઇ જાય છે. અર્થાત્ ઋગ્વેદથી મનુષ્ય લોક પમાય છે, યજુર્વેદથી અંતરિક્ષમાં રહેલ ચંદ્રલોક અથવા સ્વર્ગલોકને પમાય છે તથા બ્રહ્મલોક સામવેદથી પ્રાપ્ત થાય છે. આ રીતે પરમ બ્રહ્મની પ્રાપ્તિ ૐકારરૂપી સાધનવડે થાય છે.

શિષ્યઃ—ૐકારરૂપી મંત્રવડે શું શું થાય છે, તે મને કહેશો ?

ગુરુઃ—ૐકાર બ્રહ્મરૂપે છે. ૐકાર સર્વરૂપે છે. ૐકાર અનુજ્ઞારૂપે છે. બલિદાન આપતી વખતે દેવોને ૐકાર સંભળાવવો. યજ્ઞમાં રહેલ ઋત્વિજો ૐકાર દેવોને શ્રવણ કરાવે છે. ૐ કહી સામવેદના સૂકતોનું ગાન કરવામાં આવે છે. ૐ કહી ઋચાઓ કહેવામાં આવે છે. ૐકારની સહાયતાથી અધ્વર્યુ હોતાપ્રતિ પ્રતિગરને ભણે છે. ૐકારથી બ્રહ્મા આજ્ઞા કરે છે. ૐકારવડે યજમાન દેવોને હવિ હોમવા માટે ઋત્વિજોને પ્રોક્ષણાદિ આજ્ઞા આપે છે. બ્રાહ્મણ જ્યારે વેદનું અધ્યયન કરે છે ત્યારે પ્રથમ ૐકારથી શરૂ કરે છે.

શિષ્યઃ—ૐકારને કેવારૂપે કહેવામાં આવે છે, તે કહેશો?

ગુરૂઃ—ૐ અક્ષરરૂપ ઉદ્ગીથની ઉપાસના કરવી જોઇએ. જેમ લોક પ્રિય નામ સાંભળવાથી પ્રસન્ન થાય છે, તેમ પર-

આત્મા ૐકારનો ઉચ્ચાર કરવાથી પ્રસન્ન થાય છે. મૂર્તિ-આદિની માફક ૐકાર પરમાત્માનો પ્રતિનિધિ છે. પરમાત્માની ઉપાસનાનું શ્રેષ્ઠ સાધન ૐકાર છે. જપ, તપ, કર્મ તથા સ્વાધ્યાયના આદિ તથા અંતમાં અનેકવાર ૐકારનો પ્રયોગ કરવામાં આવે છે. કર્મના અંગરૂપ ઉદ્ગીથના અવયવભૂત ૐકારરૂપ પરમાત્માના પ્રતિનિધિમાં દૃઢ એકાગ્રરૂપ મતિને પ્રવાહરૂપે કરવી. ૐકારનો આરંભ કરી ઉદ્ગાતા ઉંચા સ્વરવડે ગાન કરે છે. આથી ઉદ્ગીથ ૐકારરૂપે છે. જ્યારે વિરાટ્ ચિંતન કરવા લાગ્યા ત્યારે ત્રણ વિદ્યા ઉત્પન્ન થઇ. આ ત્રણ વિદ્યા તે યજ્ઞ, અધ્યયન તથા દાન છે. આ ત્રણ વિદ્યાનું ચિંતન કરવાથી ભૂઃ, ભુવઃ તથા સ્વર્ આ ત્રણ અક્ષરો ઉત્પન્ન થયા. જ્યારે વિરાટ્ આ ત્રણ અક્ષરનું ચિંતન કરવા લાગ્યા ત્યારે તેમાંથી ૐકાર પ્રકટ થયો. જેમ પાંદડાં ડાંખળી સાથે લાગેલ હોય છે, તેમ વાણી ૐકાર સાથે લાગેલી છે. આત્માની આસ્તે આસ્તે મુક્તિ કરાવવામાં ૐકારની ઉપાસના પ્રથમ છે. દમ, દાન તથા દયા આ ત્રણનું વિધાન પછી કરવામાં આવ્યું છે. માટે ત્રણ સાધન ૐકારરૂપી સાધનની પછી છે. વળી માંડૂક્ય ઉપનિષદની ગૌડપાદ કારિકામાં કહ્યું છે કે, ૐકારરૂપી બ્રહ્મના ચાર પાદો છે. તેમાં પ્રથમપાદ अ વૈશ્વાનરરૂપે છે. આ પાદનું સ્થાન જાગ્રતાવસ્થા છે. આ અવસ્થા બાહ્ય વિષયના જ્ઞાનરૂપે છે. તેને સાત અંગ તથા ઓગણીશ મુખો છે તથા તે સ્થૂલ વિષયનો ઉપભોગ કર્તા છે. સાત અંગ નીચે પ્રમાણેઃ—ઉજ્વલ સ્થાન મસ્તકરૂપે, આદિત્ય ચક્ષુરૂપે, વાયુ પ્રાણરૂપે, આકાશ મધ્ય ભાગરૂપે, જળ બસ્તિરૂપે, પૃથ્વી પાદરૂપે, તથા આહવનીયાગ્નિ મુખરૂપે છે. ઓગણીશ મુખો નીચે પ્રમાણેઃ—પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, પાંચ પ્રાણ, મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકાર.

વળી ૐકારરૂપ બ્રહ્મનો દ્વિતીયપાદ તૈજસરૂપે છે. તેનું સ્થાન સુષુપ્તિ છે. આ અવસ્થા આંતર વિષયનો ઉપભોગ કરે છે. તેને સાત અંગ તથા ઓગણીશ મુખો છે તથા સૂક્ષ્મ વિષયનો ભોક્તા થાય છે. વળી ૐકારરૂપી બ્રહ્મના તૃતીય પાદને પ્રાજ્ઞ કરી કહેવામાં આવે છે. આનું સ્થાન સુષુપ્તિ છે. આ અવસ્થામાં સર્વ એકરૂપે થાય છે. આ પાદ આનંદના ભોક્તારૂપે છે તથા તેના મુખને ચેતસ્ કરી કહેવામાં આવે છે. આ ચેતસ જ સર્વના ઇશ્વરરૂપ, સર્વના જ્ઞાતારૂપ તથા અંતર્યામીરૂપ છે. વૈશ્વાનર દક્ષિણ નેત્રમાં મુખરૂપે રહેલો છે, તૈજસ મન વિશે રહેલ છે તથા પ્રાજ્ઞ હૃદયાકાશમાં રહેલ છે. ૐકારરૂપ બ્રહ્મનું ચતુર્થ પાદ એવું છે કે, તે સૂક્ષ્મ વિષયની પ્રજ્ઞારૂપ નથી, તેમજ સ્થૂલ વિષયની પ્રજ્ઞારૂપ નથી. તે સ્થૂલ તેમજ સૂક્ષ્મ બેઉ વિષયની પ્રજ્ઞારૂપ નથી. તે કેવળ ચેતન્ય-ઘનરૂપ નથી, તે ચૈતન્યરૂપ નથી, અચૈતન્યરૂપ નથી, અર્થાત્ આનું સ્વરૂપ નહિ જોવામાં આવે એવું, વ્યવહારમાં નહિ આવે એવું, ગ્રહણ નહિ કરી શકાય એવું, ચિહ્નથી રહિત, ચિંતન નહિ થઇ શકે એવું, અવર્ણનીય, આત્મચૈતન્યના કેવળ સારરૂપે, સર્વ પ્રપંચથી રહિત, શાંત, શિવ તથા અદ્વૈત-રૂપે છે. આને જ આત્મા કરી કહેવામાં આવે છે.

શિષ્યઃ–હે ભગવન્ ! આપે ૐકારની ઉપાસના સંબંધી તો વર્ણન કર્યું, પણ જ્ઞાનનાં બીજાં શું સાધનો છે, તે આપ જણાવશો ?

ગુરૂઃ–જ્ઞાનનાં બીજાં સાધનો વિશે હું કહું તે, હે શિષ્ય ! તું સાંભળ.

## આત્માનું સ્વરૂપ.

શિષ્યઃ–હે ભગવન્ ! ઉપાસનાના સંબંધમાં આપે ૐકારનું જે વર્ણન કર્યું તે યોગ્ય છે. પણ મોક્ષનાં સાધનો શું છે તે મને કહેશો ?

ગુરુઃ—આત્માનું સ્વરૂપ કેવા પ્રકારનું છે, તે સંબંધી હું કહું તે તું સાંભળ. મન જો વિષયથી રહિત થાય છે તો આત્માનું સ્વરૂપ જાણવામાં આવે છે. આ મન બે પ્રકારનું છે, શુદ્ધ તથા અશુદ્ધ. કામનાવાળા મનને અશુદ્ધ કહે છે તથા કામનાથી રહિત મનને શુદ્ધ કરી કહે છે. જ્યાં સૂધી કામનાનો ક્ષય ન થાય ત્યાં સૂધી મનુષ્યે મનનો નિરોધ કરવો. અશુદ્ધ મનવડે બ્રહ્મનું ચિંતન થઇ શકતું નથી, પણ શુદ્ધ મનવડે જ બ્રહ્મ ચિંતન કરવા યોગ્ય થાય છે. હવે બ્રહ્મ અર્થાત્ આત્માનું સ્વરૂપ કેવા પ્રકારનું છે તે તું સાંભળ. તે સર્વ પ્રકારની કળાથી રહિત, કોઇ પણ રીતના વિકલ્પથી રહિત તથા માયાથી રહિત છે. આ રીતના બ્રહ્મરૂપે હું પોતેજ છું, આ રીતના જ્ઞાનની જ્યારે પ્રાપ્તિ થાય છે ત્યારે જ બ્રહ્મપ્રાપ્તિ થયલી કહેવાય છે. બ્રહ્મમાં કોઇ રીતનો વિકલ્પ હોતો નથી. તે અંતથી રહિત છે. તે કોઇપણ રીતના પ્રમાણથી રહિત છે. જેને પરમ શિવ સ્વરૂપ બ્રહ્મનું જ્ઞાન થાય છે, તેને કોઇ પ્રકારનું બંધન રહેતું નથી. તેને કોઇ વંધ હોતું નથી, તેમ તેને કોઇ શાસનરૂપે હોતું નથી. વળી જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ આ ત્રણે અવસ્થામાં એકજ આત્મા છે. આ ત્રણે અવસ્થાઓનું જ્યારે અતિક્રમણ થાય છે ત્યારે આત્માનો પુનર્જન્મ હોતો નથી. વળી એકજ ભૂતાત્મા દરેક પ્રાણીમાં રહે છે. જો કે એકજ ભૂતાત્મા દરેક પ્રાણીમાં રહે છે, છતાં દેહાદિની ઉપાધિને લીધે, જેમ જળના જૂદા જૂદા કુંડામાં જૂદું જૂદું એકજ ચંદ્રનું પ્રતિબિંબ દેખાય છે, તેમ આત્મા અનેક પ્રકારનો દેખાય છે. જ્યારે ઘટનો નાશ થાય છે ત્યારે તેમાં રહેલા આકાશનો મહાકાશમાં લય થાય છે, પણ તેમાં રહેલા આકાશનો નાશ થતો નથી. તેમ દેહનો નાશ થાય છે, પણ આત્માનો નાશ નથી. જેમ અનેક વર્ણવાળી ગાયો હોવા છતાં તેમાં રહેલું દૂધ એકજ વર્ણવાળું અર્થાત્ શ્વેતજ

હોય છે, તેમ જ્ઞાનાત્મા દૂધની માફક એકજ વર્ણવાળો છે. ભેદ તો જેમ ગાયમાં રહેલો છે તેમ શરીરમાં રહે છે. જેમ દૂધમાં ઘી અદ્દશ્યરૂપે રહેલ હોય છે, તેમ સર્વ ભૂતમાત્રોમાં વિજ્ઞાનાત્મા રહેલો છે. આ વિજ્ઞાનાત્માનું મનરૂપી રવૈવડે મંથન કરવું. આ રવૈને જ્ઞાનરૂપી નેતરાં જોડવાં. ત્યારપછી તેમાંથી ઉત્પન્ન થયેલા માખણનું ઘી બનાવવા યોગરૂપ અગ્નિપર મૂકવું. આમ કરવાથી સર્વ કળાથી રહિત, શુદ્ધ તથા શાંત બ્રહ્મ હું પોતેજ છું, એમ સ્મૃતિ થાય છે. સર્વ પ્રાણીમાં જેનો વાસ છે તથા સર્વ પર અનુગ્રહ કરી જે આત્મા પ્રાણી માત્રમાં રહેલો છે, તેજ આત્મા હું પોતેજ છું. આ રીતે આત્માનું સ્વરૂપ છે.

## (૩) પ્રાણનું સ્થાન.

શિષ્યઃ—હે ભગવન્! પ્રાણનું સ્થાન કેવું છે, તે મને સવિસ્તર કહેશો.

ગુરૂઃ—આના સંબંધમાં બૃહસ્પતિ તથા યાજ્ઞવલ્કયનો સંવાદ છે, તે હું કહું તે સાંભળ. એક વેળા બૃહસ્પતિએ યાજ્ઞવલ્કયને પૂછ્યું કે પ્રાણોનું સ્થાન શું છે? ઇન્દ્રિયોનું દેવયજન શું છે? તથા સર્વ ભૂતોનું બ્રહ્મસદન કયું છે? અવિમુક્ત જીવ, એ સર્વ પ્રાણોના સ્થાનરૂપે, ઇન્દ્રિયોના દેવયજનરૂપે તથા સર્વ પ્રાણીના બ્રહ્મસદનરૂપે છે. કોઇ પણ સ્થળે જ્યાં કોઇપણ જાય, ત્યાં તેણે આ જીવ પ્રાણોના આશ્રયસ્થાનરૂપે તથા બ્રહ્મના નિવાસસ્થાનરૂપે છે એમ માનવું. જ્યારે પ્રાણીના પ્રાણોનું ઉત્ક્રમણ થાય છે ત્યારે પ્રાણી અમૃતભાવને તથા મોક્ષને પામે છે. માટે જીવની ઉપાસના કરવી જોઇએ. અવ્યક્ત આત્માનું જ્ઞાન કેવી રીતે થાય? એમ જ્યારે શિષ્યે ગુરૂને પૂછ્યું ત્યારે ગુરૂ કહે છે કે, અવ્યક્ત આત્મા જીવમાંજ રહેલો છે. શિષ્યે પૂછ્યું;— જીવ શામાં રહેલો છે?

ગુરૂઃ—વરણા તથા નાશી નામની બે શક્તિમાં જીવ રહેલો છે.

શિષ્યઃ—વરણા એટલે શું તથા નાશી એટલે શું?

ગુરૂઃ—જે શક્તિ સર્વ ઇન્દ્રિયોએ કરેલા દોષોને અટકાવે, તે વરણા કહેવાય છે. તેમજ સર્વ ઇન્દ્રિયોએ કરેલા પાપોનો જે શક્તિ નાશ કરે છે તેને નાશી કહે છે. બે ભ્રુકૂટિ તથા નાસિકાના વચમાંના ભાગમાં જીવનું સ્થાન છે. આ સંધિ આ લોક તથા પરલોક બેઉની સંધિરૂપે છે. બ્રહ્મજ્ઞાનીઓ આ સંધિની પ્રાતઃકાળે તથા સાયંકાળે ઉપાસના કરે છે. આ પ્રમાણેની ઉપાસનાથી જીવને પોતાનું જ્ઞાન થાય છે. આનું નામ આત્મજ્ઞાન છે.

## (૪) બ્રહ્મવિદ્યાનું સાધન.

શિષ્યઃ—હે ભગવન્! બ્રહ્મવિદ્યાનું સાધન શું છે, તે આપ જણાવશો?

ગુરૂઃ—આના સંબંધમાં, હે શિષ્ય! ગૌતમ તથા સનત્કુમારનો સંવાદ નીચે પ્રમાણે છેઃ—ગૌતમે પૂછયું કે, બ્રહ્મવિદ્યાનું જ્ઞાન કયા ઉપાયે કરી પ્રાપ્ત થાય? સનત્કુમારઃ—હું તારી આગળ હંસ તથા પરમ હંસનો નિર્ણય પ્રકટ કરી કહું છું, તે તું સાંભળ. આ જીવ 'હંસ, હંસ' એમ ધ્યાન કરતાં સર્વ દેહમાં વ્યાપીને રહેલો છે. જેમ કાષ્ઠમાં અગ્નિ વ્યાપી રહેલો છે તથા જેમ તલમાં તેલ વ્યાપી રહેલું છે, તેમ જીવ વ્યાપીને રહેલો છે. પ્રથમ ગુદાનું અવષ્ટંભન કરી આધારચક્રમાંથી વાયુને બહાર કાઢી, સ્વાધિષ્ઠાન ચક્રમાં ત્રણ પ્રદક્ષિણા કરી મણિ તથા પૂરકને પામવું. પછી અનાહત ચક્રનું અતિક્રમણ કરી પ્રાણોને વિશુદ્ધિ ચક્રમાં રોકવા. આજ્ઞાચક્રનું ધ્યાન કર્યા પછી બ્રહ્મરંધ્રનું ધ્યાન કરવું. છેવટે ત્રિમાત્રારૂપે હું પોતે જ છું, એમ સર્વદા ધ્યાન કરવું. આધારચક્રથી લઇ બ્રહ્મરંધ્ર સૂધી શુદ્ધ સ્ફટિક સરખો જે નાદ થઈ

રહેલો હોય છે, તે જ પરમાત્મા છે. સોહં આ રીતે દિવસ તથા રાત્રિમાં મળી **એકવીસ હજાર ને છસો વાર શ્વાસ** લેવામાં આવે છે. વળી હૃદયકમળમાં હંસરૂપી આત્માનું નીચે પ્રમાણે ધ્યાન કરવું;–આ હંસને અગ્નિ તથા સોમ પાંખોરૂપે છે, ૐકાર તેના મસ્તકરૂપે છે, બિંદુ નેત્રરૂપે, રૂદ્ર મુખરૂપે, રૂદ્રાણી બે ચરણરૂપે, બે બાહુ કાળરૂપે તથા અગ્નિ બે બાજુરૂપે છે. આ હંસનો પ્રકાશ કરોડો સૂર્યના સરખો છે. જ્યારે હંસ હૃદયકમળના જૂદા જૂદા ભાગપર બેસે છે ત્યારે આઠ પ્રકારની વૃત્તિ થાય છે. પૂર્વ તરફના પત્રપર બેસે છે, ત્યારે પુણ્યમાં મતિ જોડાય છે. અગ્નિ ખૂણાના પત્રપર બેસે ત્યારે નિદ્રા તથા આળસ્ય થાય છે. દક્ષિણ તરફની પાંખડીપર બેસે છે ત્યારે ક્રૂર મતિ થાય છે. નૈર્ઋત ખૂણની પાંખડીપર બેસે છે ત્યારે પાપનેવિશે બુદ્ધિ થાય છે. પશ્ચિમ ભણીની પાંખડીપર બેસે છે ત્યારે ક્રીડા કરવાની બુદ્ધિ થાય છે. વાયવ્ય ખૂણાપર બેસે છે ત્યારે ગમનાદિમાં બુદ્ધિ થાય છે. ઉત્તર દિશા તરફની પાંખડીપર બેસે છે ત્યારે વિષયમાં પ્રીતિ થાયછે. ઇશાન ખૂણાની પાંખડીપર બેસે છે ત્યારે દ્રવ્યાદિમાં લોભ થાય છે. જ્યારે મધ્યમાં બેસે છે ત્યારે આ લોક તથા પરલોક વિશેનો વૈરાગ્ય થાય છે. હંસ પદ્મના કેસરાપર બેસે છે ત્યારે જાગૃતાવસ્થા આવે છે. જ્યારે તે પદ્મની કર્ણિકાપર બેસે છે ત્યારે સ્વપ્નાવસ્થા થાય છે. જ્યારે મધ્ય પ્રદેશમાં સૂક્ષ્મ ભાગમાં રહે છે ત્યારે સુષુપ્તિઅવસ્થા આવે છે. જ્યારે હંસ પદ્મનો ત્યાગ કરે છે ત્યારે તે મોક્ષાવસ્થાને પામે છે. જ્યારે આ હંસનો એક કરોડવાર જપ કરવામાં આવે છે ત્યારે તે નાદનો અનુભવ કરે છે. નાદ દશ પ્રકારનો છે. ચિણ નામના પ્રથમ નાદના અનુભવથી ગાત્ર ચિંચિણ થાય છે. ચિંચિણ નામના બીજા નાદના અનુભવથી ગાત્રનો ભંગ થાય છે. ઘંટા નામના ત્રીજા નાદના

અનુભવથી પ્રસ્વેદ થાય છે. શંખ નામના ચોથા નાદના અનુભવથી શિરોકંપ થાય છે. પાંચમા તંત્રી નાદના અનુભવથી તાલુ ટપકે છે, છઠ્ઠા તાલ નાદના અનુભવથી અમૃતવૃષ્ટિ થાય છે, સાતમા વેણુ નાદના અનુભવથી ગૂઢ વિજ્ઞાન થાય છે, આઠમા મૃદંગ નાદના અનુભવથી શ્રેષ્ઠ વાણી થાય છે, નવમા ભેરિ નાદના અનુભવથી અદૃશ્ય વિદ્યા તથા દિવ્ય નેત્ર પ્રાપ્ત થાય છે તથા દશમા મેઘ નાદના અનુભવથી આત્માનો સાક્ષાત્કાર થાય છે. આમ થવાથી પુણ્ય તથા પાપનો નાશ થાય છે. આ બ્રહ્મવિદ્યાનું સાધન છે.

## (૫) કર્મના ત્યાગના ઉપાય.

શિષ્યઃ–હે ભગવન્! કર્મનો ત્યાગ કેવી રીતે થઇ શકે?

ગુરુઃ–આના સંબંધમાં આરુણિને બ્રહ્માએ ઉપદેશ કર્યો છે કે, તારે સાતે લોકની તથા સાત પાતાળની કામનાનો ત્યાગ કરવો. વળી દંડ, ઓછાડ તથા કૌપીન સિવાય બીજું કોઇ સાથે રાખવું નહિ. સંન્યસ્ત દીક્ષા લેતી વખતે ગૃહસ્થાશ્રમીએ, બ્રહ્મચારીએ અથવા વાનપ્રસ્થે પોતાની ઉપવીતનો ભૂમિપર અથવા તો જળમાં ત્યાગ કરવો. તેણે અગ્નિહોત્રના પંચાગ્નિનું આરોપણ ઉદરાગ્નિમાં કરવું તથા ગાયત્રીનું આરોપણ વાણીરૂપી અગ્નિમાં કરવું. તેણે કુટુંબનો ત્યાગ કરવો, પાત્રનો ત્યાગ કરવો, દર્ભનો, દંડનો તથા લોકનો ત્યાગ કરવો. તેણે ઉપનિષદનું જ પઠન કરવું જોઇએ. વળી તેણે ઉપવીતનો ત્યાગ કરવો જોઇએ. વળી પ્રાણના રક્ષણ જેટલા અન્નનું જ ભક્ષણ કરવું જોઇએ. બ્રહ્મચર્ય, અહિંસા, પ્રતિગ્રહનો ત્યાગ તથા સત્ય આ સર્વનું યત્નવડે રક્ષણ કરવું. વળી યતિએ લોભાદિનો, મમત્વનો તથા અહંકાર આદિનો ત્યાગ કરવો જોઈએ. યતિએ હાથરૂપી તથા

ઉદરરૂપી પાત્રજ સાથે રાખવું. જે આ પ્રમાણે સર્વનો ત્યાગ કરી અધિકારી થાય છે તે જ શ્રેષ્ઠ છે તથા તે બ્રહ્મભાવને પામેછે.

## (૬) શરીરનિરૂપણ.

શિષ્યઃ—શરીરમાં કેટલા વિભાગો છે તથા તેની કેવા પ્રકારની અવસ્થા છે તે સંબંધી મને ઉપદેશ કરશો?

ગુરુઃ—હે શિષ્ય! આ શરીર પાંચને વિશે રહેલું છે.

શિષ્યઃ—આ શરીર પંચાત્મક કેવી રીતે છે?

ગુરુઃ—આ શરીર પૃથ્વી, અપ, તેજ, વાયુ તથા આકાશ આ પાંચનું બનેલું છે.

શિષ્યઃ—આમાં પૃથ્વીનો ભાગ કયો છે, જળનો ભાગ કયો છે, તેજનો ભાગ કયો છે, વાયુનો ભાગ કયો છે તથા આકાશનો ભાગ કયો છે?

ગુરુઃ—આ શરીરમાં જે કઠણ ભાગ છે તે પૃથ્વીનો ભાગ છે. જે દ્રવ ભાગ છે તે જળ છે. જે ઉષ્ણ ભાગ છે તે તેજ છે. જે ગતિવાળો ભાગ છે તે વાયુ તથા પોલાણવાળો જે ભાગ છે તે આકાશ છે. પૃથ્વીનો ગુણ ધારણ કરવાનો છે, જળનો ગુણ સર્વ એકઠું રાખવાનો છે, તેજનો ગુણ પ્રકાશ કરવાનો છે, વાયુનો ગુણ વહન કરવાનો છે તથા આકાશનો ગુણ કોઈ અન્ય વસ્તુને અવકાશ આપવાનો છે. વળી કર્ણનો વિષય શબ્દની પ્રાપ્તિ કરવાનો છે, ચામડીનો વિષય સ્પર્શ છે, ચક્ષુનો વિષય રૂપ છે, જિહ્વાનો વિષય સ્વાદ લેવાનો છે, નાસિકાનો વિષય સુંઘવાનો છે, ઉપસ્થ ઇન્દ્રિયનો વિષય આનંદ લેવાનો છે, ગુદા ઇન્દ્રિયનો વિષય મળત્યાગ કરવાનો છે. બુદ્ધિનો વિષય જ્ઞાન છે. મનનો વિષય સંકલ્પ કરવાનો તથા વાણીનો વિષય બોલવાનો છે.

શિષ્યઃ—આ શરીર કયા છ ગુણના આશ્રયવાળું છે?

ગુરૂઃ—મીઠું, ખાટું, ખારૂં, કડવું, તીખું, તથા કટાણું આ છ રસને તે મેળવે છે.

શિષ્યઃ—શરીરમાં સાત ધાતુ કઇ છે?

ગુરુઃ—રસ, રૂધિર, માંસ, મજ્જા, મેદ, સ્નાયુ, શુક્ર, હે શિષ્ય! પુરૂષનુ વીર્ય તથા સ્ત્રીનું રૂધિર આ બેનો સંયોગ થાય છે ત્યારે ગર્ભ થાય છે. ઋતુકાળે સંગમ થવાથી એક રાત્રિમાં ગર્ભ કલલરૂપે બને છે, સાત રાત્રિમાં બુદ્દ બુદ્દરૂપે થાય છે, અર્ધ માસમાં પિંડરૂપે બને છે. ગર્ભ એક માસમાં કઠણ થાય છે. બીજા માસમાં શિર થાય છે. ત્રીજે માસે પાદપ્રદેશ થાય છે. ચોથે માસે ગર્ભને ગુલ્ફ, જઠર તથા કટિપ્રદેશ થાય છે. પાંચમા માસમાં બરડો થાય છે. છઠ્ઠા માસમાં મુખ, નાસિકા, ચક્ષુ તથા શ્રોત્ર થાય છે. સાતમા માસે ગર્ભ જીવવાળો થાય છે. આઠમે માસે ગર્ભ સર્વ લક્ષણવાળો થાય છે. પિતાનું વીર્ય પ્રમાણમાં વધારે હોય છે તો પુત્ર થાય છે. માતાનું રેત વધારે હોય છે તો પુત્રી થાય છે. જો બેઉનું પ્રમાણ સરખું હોય છે તો નપુંસક ઉત્પન્ન થાય છે. જો મન વ્યાકુળ હોય છે તો છોકરૂં આંધળું ખોડું આદિ ખોડવાળું થાય છે. સ્ત્રી પુરૂષના અપાન વાયુના દોષથી શુક્રના જો બે ભાગ પડે છે તો જોડકાની ઉત્પત્તિ થાય છે. આ ગર્ભ નવ મહિનામાં સર્વ લક્ષણ તથા જ્ઞાનેન્દ્રિયોથી સંપૂર્ણ બને છે. આ ગર્ભ જ્યારે યોનિદ્વાર આગળ આવે છે ત્યારે તેને વૈષ્ણવ વાયુનો સ્પર્શ થવાથી જન્મ મરણનું સ્મરણ રહેતું નથી.

શિષ્યઃ—આ દેહને શરીર કેમ કહે છે?

ગુરૂઃ—અગ્નિઓ આ દેહનો આશ્રય કહી રહ્યા છે. જ્ઞાનાગ્નિ, દર્શનાગ્નિ તથા કોષ્ઠાગ્નિ. આમાં કોષ્ઠાગ્નિ અન્નપાનાદિનું પાચન કરે છે, દર્શનાગ્નિ રૂપોના દર્શનને કરે છે

તથા જ્ઞાનાગ્નિ શુભાશુભ કર્મને જાળે છે. આ શરીરમાં એકસો સાત મર્મ સ્થાન છે, એકસો એંસી સંધિ છે, એકસો નવ સ્નાયુ છે, સાતસો શિરા છે, પાંચસો મજ્જા છે, ત્રણસો સાઠ હાડકાં છે, સાડા ત્રણ કરોડ રૂવાટાં છે, આઠ પલના માપવાળું હૃદય છે, બાર પલના માપવાળી જીભ છે, એક પ્રસ્થ પિત્ત છે, એક આઢક કફ છે, એક કુડવ શુક્ર છે, બે પ્રસ્થમેદ છે તથા મળમૂત્રનો નિયમ નથી. આ રીતે શરીરનું બંધારણ છે. હવે હે શિષ્ય ! તને શાના સંબંધમાં ઉપદેશ કરૂં ?

## (૭) સંન્યાસ નિરૂપણ.

શિષ્યઃ—હે ભગવન્ ! સંન્યાસ કેટલા પ્રકારનો છે તે સંબંધી આપ મને ઉપદેશ કરશો ?

ગુરૂઃ—હે શિષ્ય ! સંન્યાસ ચાર પ્રકારના છેઃ—કુટીચક, બહુદક, હંસ તથા પરમ હંસ. કુટીચક આઠ અન્નનું ભક્ષણ કરી યોગ માર્ગમાં રહી મોક્ષની ઇચ્છા રાખે છે. બહુદક સંન્યાસી કમંડળ, શિખા તથા યજ્ઞોપવીત ધારણ કરે છે. તે બ્રહ્મર્ષિના ઘરમાં આઠ કોળિયાનું ભક્ષણ કરી મોક્ષની ઇચ્છા રાખે છે. હંસ સંન્યાસી ગામમાં એક રાત રહે છે. નગરમાં પાંચ રાત રહે છે. તીર્થમાં સાત રાત રહે છે. વળી હંમેશ ચાંદ્રાયણ પરાયણ રહી મોક્ષની ઇચ્છા રાખે છે. પરમહંસ સંન્યાસી આઠ કોળિયાનું ભક્ષણ કરે છે. યોગ માર્ગમાં રહી તે મોક્ષની ઇચ્છા રાખે છે. તે વૃક્ષના મૂળમાં, એકાંત ગૃહમાં અથવા સ્મશાનમાં રહે છે. તે એક વસ્ત્ર રાખે છે અથવા નગ્ન ફરે છે. તેને અધર્મ કે ધર્મ હોતો નથી. તેને લાભ આદિ હોતાં નથી. તેને લોખંડ, પથ્થર કે સોનું સરખું છે. તે સર્વ વર્ણમાંથી ભિક્ષા લઈ શકે છે તથા સર્વને પોતાના આત્મારૂપે જૂવે છે. આમાં ક્રમ છે. પ્રથમ કુટીચક સંન્યાસીરૂપે થવા પછી

બહૂદકને પ્રાપ્ત થવાય છે. બહૂદક હંસ સન્યાસીનું અવલંબન કરે છે તથા ત્યારપછી તે પરમહંસરૂપે બને છે. આ રીતે સંન્યાસીનો વિધિ છે. પ્રથમ સંન્યાસી દીક્ષા ગ્રહણ કરતી વખતે તેને કહેવું પડે છે કે, "दारैषणा, पुत्रैषणा धनैषणा मया संन्यस्ता અર્થાત્ ધન, સ્ત્રી તથા પુત્ર આદિ કામનાનો તેને ત્યાગ કરવો પડે છે. આ રીતે સંન્યસ્ત દીક્ષાનું નિરૂપણ તને કહી સંભળાવ્યું. હવે શાંને માટે તારે ઉપદેશ લેવો છે?

## ( ૮ ) પ્રાણાયામાદિ નિરૂપણ.

શિષ્ય:–હે ભગવન્! પ્રાણાયામ કેટલા પ્રકારના છે, તે સંબંધી મને ઉપદેશ કરશો?

ગુરુ:–પ્રાણાયામ વિશે હું ઉપદેશ કરૂં, તે તું સાંભળ. પ્રથમ ૐકારરૂપી રથને વિશે આરૂઢ થઇ, બુદ્ધિને સારથિકરી બ્રહ્મલોકની ઇચ્છાવાળાએ રુદ્ર ભગવાનની આરાધનામાં તત્પર થવું. પ્રથમ પ્રાણાયામથી દોષનું દહન કરવું, ધારણાવડે પાપનું, પ્રત્યાહારવડે સંસાર્ગનું તથા ધ્યાનવડે અનાત્મ ગુણોનું દહન કરવું. પ્રાણાયામ ત્રણ પ્રકારના કહેવાય છે; રેચક, કુંભક તથા પૂરક. તેજ પ્રમાણે વ્યાહૃતિ તથા પ્રણવસહિત ગાયત્રીના શિર રહિત ગાયત્રીનો ત્રણવાર પ્રાણનો નિરોધ કરી પાઠ કરવો, તેને પ્રાણાયામ કહે છે. આધાર ચક્રથી ઉપાડેલા વાયુને એક નાસાપુટદ્વારા બહાર કાઢી ઉદરને સંકલ્પથી રહિત સ્થૂલ પ્રાણ વાયુથી રહિત કરવું, તે રેચકનું લક્ષણ છે. કમળના નાળવડે જેમ જળને ઉપર ખેંચવામાં આવે છે, તે રીતે બહારના વાયુને અંદર ખેંચવો, તે પૂરકનું લક્ષણ છે. ઉંચો શ્વાસ નહિં લેવો, નીચો શ્વાસ નહિ લેવો, તેમ ગાત્રને જરાપણ હલાવવું નહિ, આ પ્રમાણેનો જે યોગ કરવામાં આવે છે, તે કુંભકનું લક્ષણ છે. સર્વ રૂપોને અંધની માફક જોવા અર્થાત જોવાં નહિ તથા બહેરાની

માફક શબ્દનું શ્રવણ કરવું નહિ તથા પોતાના દેહને કાષ્ઠની માફક જોવો, તે પ્રશાંતનું લક્ષણ છે. મન સંકલ્પાત્મક છે, એમ માની તેનો આત્મામાં બુદ્ધિમાને લય કરવો. આ રીતે બુદ્ધિને આત્મામાં તલ્લીન કરવી, તેને ધારણા કહે છે. શાસ્ત્રને અનુસરી જે ઉહાપોહ કરવામાં આવે છે તેને તર્ક કહે છે. જેનો સાક્ષાત્કાર થવાથી સમભાવની પ્રાપ્તિ થાય છે, તેને સમાધિ કહે છે. સર્વ દોષથી રહિત સુંદર ભૂમિપર દર્ભાસન પાથરવું, ત્યાં માનસિક ભૂતપ્રેતાદિકથી રક્ષા કરવી, તથા કોઇ પણ આસન વાળી યોગીએ જપ જપવો. પદ્મક, સ્વસ્તિક અથવા તો ભદ્રાસન આદિ ગમે તે યોગાસન વાળી ઉત્તરાભિમુખે બેસવું. નાસિકાના એક છિદ્રને આંગળી- વડે ઢાંકી બીજા છિદ્રદ્વારા વાયુનું આકર્ષણ કરવું, તથા અગ્નિને નિયમમાં :લાવી શબ્દબ્રહ્મનું ચિંતન કરવું. ૐ એ એકાક્ષર બ્રહ્મ છે. ૐ એ અક્ષરવડે રેચક કરવું. આ પ્રમાણેના દિવ્ય મંત્રવડે અનેકવાર પાપનો નાશ કર્યા કરવો.

શિષ્યઃ—હે ભગવન્! આત્માના વર્ણન સંબંધી હજી મને ઉપદેશ કરશો ?

ગુરૂઃ—આ આત્માના વર્ણન સંબંધી હું તને શાકાયન્ય તથા બૃહદ્‌ રથનો સંવાદ કહું, તે તું ધ્યાનપૂર્વક સાંભળ.

## શાકાયન્ય તથા બૃહદ્‌રથનો સંવાદ.

બૃહદ્રથ રાજાએ રાજ્યનેવિશે પોતાના મોટા પુત્રને સ્થાપ્યો. પછી પોતાને વૈરાગ્ય ઉત્પન્ન થવાથી તે અરણ્યમાં ગયો. ત્યાં તેણે સૂર્યનારાયણની ઉપાસના કરવા માંડી. આ ઉપાસનાથી સૂર્ય ભગવાન્ પ્રસન્ન થયા તથા તેણે એક મુનિને તે રાજા પાસે મોકલ્યા. આ મુનિનું નામ ભગવાન શાકાયન્ય હતું. તેણે રાજાને કહ્યું; હે રાજન્! તું ઉભો થા તથા વર માગ. રાજા નમસ્કાર કરી કહેવા લાગ્યો;—હે ભગવન્!

હું આત્મજ્ઞાની નથી. આપ તત્વજ્ઞાની છો. માટે આપ મને કોઈ ઉપદેશ કરશો. પ્રથમ મુનિએ તેનું પારખું જોવા માટે તેને બીજી લાલચમાં નાંખવા માંડયો, પણ જ્યારે તે પોતાની દ્રઢ પ્રતિજ્ઞાથી ચલાયમાન થયો નહિ ત્યારે તેને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરવા મુનિએ હા પાડી. પછી રાજાએ પ્રથમ પૂછયું કે, હે ભગવન્! ગાડાના સરખું ચેતનથી રહિત આ શરીર છે. આવા શરીરનો પ્રેરણા કરનાર કોણ છે, તે આપ મને કહેશો? ત્યારે મુનિએ કહ્યું;–જે ઉર્ધ્વ ભાગમાં રહેલો કહેવાય છે, તેજ શુદ્ધ, પૂત, શૂન્ય, શાંત, પ્રાણરહિત, મનરહિત, અનંત, અક્ષય, સ્થિર, શાશ્વત, અજ, સ્વતંત્ર તથા પોતાના મહિમામાં રહેલો છે. તેનાથી આ શરીર ચેતન સરખું કરાયલું છે. તેજ આ શરીરને પ્રેરણા કરનાર છે. રાજાએ પૂછયું કે, આત્મા જ્યારે કામનાથી રહિત છે, તો પછી તેને, શરીરને ચેતન યુક્ત કરવાની શી જરૂર છે? મુનિએ કહ્યું;–આત્મા સૂક્ષ્મ, અગૃહ્ય, અદૃશ્ય તથા પોતાના અંશે કરી બુદ્ધિપૂર્વક આવર્તન કરનારો કહેવાય છે. આ આત્માથી શરીર ચેતનયુક્ત થાય છે, માટે આત્મા પ્રેરણા કરનારો કહેવાય છે. રાજાએ કહ્યું; આત્મા જ્યારે સૂક્ષ્માદિ સ્વરૂપવાળો છે, તો પછી પોતાના અંશે કરી તેનું આવર્તન થયું કેમ સંભવે? મુનિએ કહ્યું;–પ્રથમ કેવળ પ્રજાપતિ જ હતાં. તેને કાંઇ ચેન પડયું નહિ. ત્યાર પછી તેણે આત્માનું ધ્યાન ધરી અનેક પ્રજાને ઉત્પન્ન કરી. પોતે ઉત્પન્ન કરેલી આ પ્રજાને પ્રાણથી રહિત તથા સ્થાણુની માફક સ્થિર જોઈ. આથી તેને ઠીક પડયું નહિ. પ્રજાપતિએ ધાર્યું કે, આને ગતિયુક્ત કરવા માટે હું એમાં પ્રવેશ કરૂં. આથી પોતે વાયુરૂપ બની તેમાં તેણે પ્રવેશ કર્યો. પોતે એકરૂપે થઇ તેમાં પ્રવેશ કર્યો નહિ, પણ પાંચ પ્રકારે થઇ તેમાં તેણે પ્રવેશ કર્યો. આ પાંચ વાયુ તે પ્રાણ, અપાન, સમાન, ઉદાન તથા વ્યાન છે. જે વાયુ

ઉર્ધ્વ ગતિ કરે છે તેને પ્રાણ કહે છે. જે નીચે ગતિ કરે છે તેને અપાન કહે છે. જે દરેક અંગમાં વાયુને સમાન ભાગે રાખે છે તેને સમાન કહે છે, જે જળને તથા અન્નને ઉપર નીચે લાવ લઈજા કરે છે, તેને ઉદાન કહે છે તથા જે વાયુ સર્વ નાડીમાં વ્યાપી રહેલ છે તેને વ્યાન કહે છે. અદૃશ્ય પ્રાણવાયુ વ્યાપીને રહેલ પ્રાણવાયુનો અભિભવ કરે છે. આ બેઉ પ્રાણવાયુના મધ્યમાં જે માંસરૂપે ઉષ્ણતા રહેલી છે તે જ પુરૂષરૂપ છે, તે જ વૈશ્વાનર નામનો અગ્નિ છે. આ જ અંતઃ પુરૂષરૂપે છે, તેનાથી જે કાંઇ અન્ન ભક્ષણ કરવામાં આવે છે, તે પચવવામાં આવે છે. જ્યારે કાન ઢાંકીએ છીએ ત્યારે જે અવાજ સાંભળવામાં આવે છે,તે તે પુરૂષનો જ અવાજ છે. જ્યારે આ પ્રાણાત્મા શરીરમાંથી જતો રહે છે ત્યારે કોઇ પણ રીતનો ઘોષ સાંભળવામાં આવતો નથી. આત્મા પોતે મનોમયરૂપે, પ્રાણરૂપે, બહુરૂપે, સત્ય સંકલ્પરૂપે તથા આત્મારૂપે, એમ પાંચ પ્રકારે વિભક્ત થઇ રહેલ છે. હૃદયાકાશમાં રહેવા છતાં તે આત્મા મનોમયાદિને અકૃતાર્થ માનવા લાગ્યો. આ આત્મા પાંચ રશ્મિરૂપી ઇન્દ્રિયોવડે વિષયોનું ભક્ષણ કરે છે. તેમાં બુદ્ધિ ઇન્દ્રિયો રશ્મિરૂપે છે, કર્મેન્દ્રિયો અશ્વોરૂપે છે, શરીર રથરૂપે છે, મન સારથિરૂપે છે તથા સ્વભાવ ચાબકારૂપે છે. આ પ્રમાણે પ્રેરિત થયેલ શરીર, ચક્રની માફક ભ્રમણ કરે છે. મરણ થયા પછી શરીર ચેતનાવાળું દેખાતું નથી; માટે આત્માને શરીરનો પ્રેરક કહ્યો છે. આત્મા જાણે શરીરને વશ થયો હોયની, તેમ દરેક શરીરમાં સંચાર કરે છે. આત્મા અવ્યકત, સૂક્ષ્મ, અદૃશ્ય, અગ્રાહ્ય તથા મમત્વથી રહિત હોવાથી કોઇપણ રીતની અવસ્થાથી રહિત છે. જો કે પોતે કર્તૃત્વ ભાવથી રહિત છે, છતાં કર્તારૂપે જાણે હોય તેમ રહેલો છે. આ આત્મા શુદ્ધ, સ્થિર, અચળ, આસંગથી રહિત, દુઃખથી રહિત, સ્પૃહાથી રહિત, દ્રષ્ટારૂપ તથા ગુણ-

રૂપ વસ્ત્રથી પોતે વેષ્ટિત થઈ રહેલો છે. રાજાએ પૂછયું; જ્યારે આપ આત્માને આ પ્રમાણે સૂચવો છો, ત્યારે શું શુભાશુભ કર્મના ફળવડે અભિભવને પામેલો તથા તેથી જ સદસત યોનિને પામેલો આત્મા શું કોઇ બીજો છે? દ્વંદ્વ ભાવથી પરાભવને પામેલ, ઉર્ધ્વ કે અધોગતિને કોણ ભ્રમણ કરે છે? મુનિએ કહ્યું; બીજો ભૂતાત્મા છે, જે શુભાશુભ કર્મનાં ફળથી અભિભાવને પામેલ છે, સદસતયોનિને પામે છે, તથા સુખદુઃખાદિ દ્વંદ્વભાવથી અભિભવને પામેલ ઉર્ધ્વ કે અધોગતિમાં ભ્રમણ કરે છે. આ ભૂતાત્માનું સ્વરૂપ નીચે પ્રમાણે છેઃ—ભૂત શબ્દવડે પંચ મહાભૂતો કહેલાં છે. આ પંચ મહાભૂતના સમુદાયને શરીર કરી કહેવામાં આવે છે. આ શરીરમાં રહેલો આત્મા કમળના પત્રપર જેમ પાણીનું ટીપું હોય છે તેમ રહેલો છે. તે પોતાના પ્રાકૃત ગુણુથી અભિભવને પામેલ હોવાથી મોહને પામેલ હોય છે. આમ મોહને લીધે તે કર્તારૂપ ભગવાનને જોતો નથી. તે પોતાના ગુણોના સમૂહોથી તૃપ્ત થતો નથી. તે મમત્વ ભાવવાળો હોય છે તથા બળવડે જેમ પક્ષી બંધાય છે, તેમ આત્માવડે આત્માને બાંધે છે તથા તે જીવે કરેલાં કર્મનાં ફળને ભોગવતો છતો ભ્રમણ કરે છે. જેમ લોખંડનો ગોળો અગ્નિથી ઢંકાયલો હોય તથા કર્ત્તાવડે ટીપવામાં આવે તો વિવિધ ભાવને પામે છે, તેજ પ્રમાણે અંતઃ પુરૂષથી ઢંકાયલો તથા ગુણુથી હણાયલો આ ભૂતાત્મા વિવિધ ભાવને પામે છે. આ જ તેનાં વિવિધ પ્રકારનાં રૂપ છે. જેમ લોહપિંડને ટીપવાથી જેમ તેમાં રહેલા અગ્નિનો પરાભવ થતો નથી, તેમ પુરૂષનો અભિભવ થતો નથી. આ ભૂતાત્મા ગુણોને લીધે અનેક રૂપોને પામે છે. રાજાએ કહ્યું; હે ભગવન્! આ ભૂતાત્મામાં રહેલો કયો પુરૂષ આ સર્વનો ત્યાગ કરી સાયુજ્યતાને પામે છે? મુનિએ કહ્યું;—મહા નદીમાં જેમ મોજાંઓ હોય છે, તેમ

આ ભૂતાત્માને પૂર્વનાં કર્મો હોય છે, જે અવશ્ય ભોગવવાં પડે છે. જેમ સમુદ્રનો કિનારો એ આશ્રયરૂપે છે, તેમ ભૂતાત્માને મૃત્યુની પ્રાપ્તિ આવશ્યકીય છે. જેમ પશુને પાશવડે બાંધવામાં આવે છે, તેમ સારાં નરસાં કર્મોવડે આ જીવ બંધાયલો છે. કેદમાં પડેલા જંતુની માફક તે અસ્વતંત્ર છે. યમના રાજ્યમાં રહેતો હોય, તેમ તે અત્યંત ભયયુક્ત હોય છે. જેમ કોઈ મદિરાથી ઉન્મત્ત બનેલો હોય, તેમ તે સુખરૂપી મદિરાથી ઉન્મત્ત બનેલો હોય છે. દુષ્ટથી ઘેરાયલો હોય તેમ તે ભટકે છે. મોટા સર્પે જેમ ડંખ્યો હોય તેમ વિપત્તિથી દુઃખિત થયેલો છે. મહા અંધકારમાં હોય, તેમ તે રાગવડે અંધ હોય છે. જાદુની માફક તે માયામય હોય છે, સ્વપ્નની માફક તે મિથ્યા જૂવે છે, કેળના ગર્ભની માફક સાર વિનાનો હોય છે, નટની માફક ક્ષણે ક્ષણે વેષ બદલનારો હોય છે, ભીતના પર ચિત્ર હોય તેમ તે મિથ્યા સુંદર છે. શબ્દ સ્પર્શાદિ સર્વ વિષયો અનર્થોરૂપે છે. આમાં આસક્ત ભૂતાત્મા પરમ પદનું સ્મરણ કરતો નથી. રાજાએ કહ્યું;—આ ભૂતાત્માનો તરવાનો ઉપાય શું છે? મુનિએ કહ્યું;-વિદ્યાની પ્રાપ્તિરૂપ ધર્મને આચરવો, પોતાના આશ્રમને વિશે રહેવું, પોતાના ધર્મને વિશે જ સર્વ ધારણ કરવું તથા અન્ય સર્વ સ્તંભની શાખા સમાન ગણવા. આથી ભૂતાત્મા ઉર્ધ્વ ગતિને પામે છે, નહિ તો તે અધોગતિને પામે છે. જે તપસ્વી હોતો નથી, તેને કર્મ-શુદ્ધિ હોતી નથી. તપના યોગે સત્વની પ્રાપ્તિ થાય છે, સત્વથી મનની પ્રાપ્તિ થાય છે, મને કરી આત્મોપલબ્ધિ થાય છે તથા આત્મસાક્ષાત્કાર થવા પછી તે ફેરામાંથી નિવૃત્ત થાય છે. જેમ લાકડા વિનાના અગ્નિની શાંતિ પોતાની મૂળ પ્રકૃતિને વિશે થાય છે, તેમ વૃત્તિનો ક્ષય થવાથી ચિત્ત પોતાની મૂળ પ્રકૃતિમાં લય પામે છે. ચિત્ત

એ જ સંસાર છે. આ ચિત્તનું પ્રયત્નવડે શોધન કરવું જોઈએ. ચિત્ત આત્માકાર બની જાય, એ જ પરમ રહસ્ય છે. ચિત્તની પ્રસન્નતાથી શુભાશુભ કર્મનો નાશ થાય છે. જ્યારે પ્રસન્નઆત્માની સ્થિતિ આત્મામાં થાય છે ત્યારે અવ્યય સુખની પ્રાપ્તિ થાય છે. જેવું ચિત્ત વિષયમાં આસકત હોય છે, તેવું જ જો બ્રહ્મમાં આસકત હોય તો કોણ મનુષ્ય બંધનમાંથી મુકત થાય નહિ? મન બે પ્રકારનું કહેવાય છે. શુદ્ધ તથા અશુદ્ધ. કામના યુક્ત મન અશુદ્ધ કહેવાય છે તથા કામનાથી રહિત મન શુદ્ધ કહેવાય છે. મનને લય તથા વિક્ષેપથી રહિત કરવું. જ્યારે મન આત્માકાર વૃત્તિવાળું બની જાય છે ત્યારે પરમ પદની પ્રાપ્તિ થાય છે. હૃદયને વિશે સંકલ્પનો ક્ષય થતાં સૂધી મનનો નિરોધ કરવો, એ જ બંધ તથા મોક્ષ છે. સમાધિવડે જેના મળો દૂર થયા છે તથા આત્મામાં જોડેલા મનને જે સુખની પ્રાપ્તિ થાય છે, તેનું વર્ણન વાણીથી પણ કરવું અશકય છે. આ પ્રમાણે આત્મસાક્ષાત્કાર થાય છે. જેમ જળમાં જળ, અગ્નિમાં અગ્નિ અથવા આકાશમાં આકાશ એકઠું કરેલું જોવામાં આવતું નથી, તે પ્રમાણે ચિત્તનો લય થાય છે ત્યારે પુરૂષ મોક્ષભાવને પામે છે. જો મન વિષયમાં આસક્ત થાય છે તો તે બંધનને પામે છે, પણ જો તે વિષયમાંથી રહિત બને છે તો મુકત ભાવને પામે છે. બ્રહ્મનાં બે સ્વરૂપો છે- મૂર્ત તથા અમૂર્ત. જે મૂર્ત સ્વરૂપ છે તે અસત્ય છે તથા જે અમૂર્ત સ્વરૂપ છે, તે સત્ય છે. આ જ બ્રહ્મ છે. બ્રહ્મ જ જ્યોતિરૂપે, આદિત્યરૂપે તથા ૐકારરૂપે છે. તેણે પોતાના આત્માને ત્રણ પ્રકારે વ્યક્ત કર્યો. આથી જ ૐકાર ત્રણ માત્રાવાળો કહેવાય છે. આ માત્રાવડે સર્વ જગત્ વ્યાપી રહેલું છે.

શિષ્યઃ--હે ભગવન્! આત્માનું સ્વરૂપ કેવું છે, તે સંબંધી આપે જે વર્ણન કર્યું તે મેં સાભળ્યું. હવે આપ

મને જે અર્ચિરાદિ માર્ગ કહેવાય છે, તે કેવો છે, તે સંબંધી સમજાવશો ?

## અર્ચિરાદિ માર્ગનું વર્ણન.

ગુરૂઃ—હે શિષ્યઃ-આના સંબંધમાં હું કહું. તે તું સાંભળ. માર્ગ બે પ્રકારના છે; ધૂમાદિ તથા અર્ચિરાદિ. પ્રથમ ધૂમાદિ માર્ગના સંબંધમાં હું કહું તે સાંભળ. જે કોઈ આ લોકમાંથી જાય છે, તે સર્વ ચંદ્રલોકપ્રતિ જાય છે. શુકલ પક્ષમાં ચંદ્ર તે જીવોને જોઈ પ્રસન્ન થાય છે. પણ કૃષ્ણ પક્ષમાં તે જીવોને અન્ય જન્મમાં પ્રેરે છે. ખરેખર ચંદ્ર એ સ્વર્ગના દ્વારરૂપે છે. જેને ચંદ્રલોકની ઇચ્છા નથી હોતી, તેને તે ઉર્ધ્વ લોકપ્રતિ મોકલે છે. પણ જેને ચંદ્રલોકની ઇચ્છા હોય છે, તેને વૃષ્ટિરૂપે આ લોક-પ્રતિ મોકલે છે. ત્યાં કીટ, પતંગ અથવા મનુષ્ય આદિ કોઈ પ્રાણીરૂપે કર્મ તથા વિદ્યાને અનુસરી તેને જન્મ લેવો પડે છે. આ માર્ગનું નામ ધૂમાદિ માર્ગ છે. હવે અર્ચિરાદિ માર્ગવિશે હું કહું તે સાંભળ. દેવયાન માર્ગને પ્રાપ્ત થયા પછી તે અગ્નિલોક પ્રતિ ગમન કરે છે, ત્યાંથી વાયુલોક પ્રતિ જાય છે, ત્યાંથી વરૂણ લોક, ત્યાંથી પ્રજાપતિ લોક તથા ત્યાંથી બ્રહ્મલોકપ્રતિ જાય છે. બ્રહ્મ લોકમાં અર નામનું સરોવર, ઇષ્ટિહ નામનો સમય, વિરજા નામની નદી, ઇલ્વ નામનું વૃક્ષ, સાલજય નામનું નગર, અપરાજિત નામનો પ્રાસાદ, ઇન્દ્ર તથા પ્રજાપતિ દ્વારપાળરૂપે, વિભુ નામનું દિવાનખાનું, વિચક્ષણા અર્થાત્ બુદ્ધિ ગાદીરૂપે, ઉત્કૃષ્ટ તેજવાળો પલંગ, માનસી નામની પ્રિયા, ચાક્ષુષી નામનું પ્રતિબિંબ, શ્રુતિ તથા જ્ઞાનરૂપ અપ્સરાઓ તથા બ્રહ્મ-જ્ઞાનમાં વહેનારી બીજી નદીઓ હોય છે. ત્યાં પાંચસે અપ્સરાઓ તેને મળવા માટે સામી આવે છે. તેમાં સોના હાથ-માં માળાઓ હોય છે, સોના હાથમાં અંજન હોય છે, સોના

હાથમાં ચૂર્ણ હોય છે, સોના હાથમાં વસ્ત્ર હોય છે તથા સોના હાથમાં જવાહિર હોય છે. તેઓ તેને બ્રહ્મના અલંકારવડે શણુગારે છે. તેપછી ત્યાંથી નિકળી ચર નામના સરોવર પાસે આવે છે. મનવડે આ સરોવરનું તે અતિક્રમણ કરે છે. ઈષ્ટનો નાશ કરનારાં મુહૂર્તો તેની પાસે આવે છે. પણ તેઓ આને જોતાંજ તેની પાસેથી નાશી જાય છે. ત્યાર પછી તે વિરજા નામની નદી પાસે આવે છે. આ નદીનું મનવડે તે અતિક્રમણ કરે છે. અહીં તે પોતાનાં સુકૃત તથા દુષ્કૃતનો ત્યાગ કરે છે. તેની ઉપાસના કરનારાઓ તેના સુકૃતને મેળવે છે તથા તેનું અપ્રિય કરનારાઓ તેના દુષ્કૃતને મેળવે છે. પછી તે ઇલ્વ નામના વૃક્ષ પાસે આવે છે. તે પછી તે શાલજય નામના શહેરની પાસે આવે છે. ત્યાર બાદ તે અપરાજિત નામના મહેલ પાસે આવે છે. અહીં ઇન્દ્ર તથા પ્રજાપતિ દ્વારપાળરૂપે હોય છે. આ દ્વારપાળો તેને જોઇ નાશી જાય છે. તે વિભુ નામના દિવાનખાના પાસે આપે છે. પછી તેને વિશે બ્રહ્મનો યશ પ્રવેશ કરે છે. ત્યાર બાદ તે વિચક્ષણા નામના સિંહાસન પાસે આવે છે. પછી તે ઉત્કૃષ્ટ તેજવાળા પલંગ પાસે આવે છે. આ પલંગ પ્રાણરૂપે છે. આ પલંગપર બ્રહ્મ બિરાજે છે. એક પગ ઉપર મૂકી બ્રહ્મનો જ્ઞાતા ઉપર ચઢવા જાય છે. આ સમયે બ્રહ્મ તેને પૂછે છે કે, તું કોણ છે? તે સમયે તે કહે છે કે, હું સત્યરૂપે છું.

શિષ્ય:–સત્ય એટલે શું?

ગુરુ:– જે સર્વ ઇન્દ્રિયોના અધિષ્ઠાતા દેવોથી તથા પ્રાણોથી ભિન્ન છે, તે સત્યરૂપે છે. જે દેવો તથા પ્રાણો છે તે સત્યરૂપે છે. આ બધાને સત્ય એ શબ્દથી ઓળખવામાં આવે છે.

શિષ્ય:–ભસ્મ તથા રૂદ્રાક્ષનું માહાત્મ્ય કેટલું છે, તે આપ સમજાવશો?

## ( ૧૧ ) ભસ્મ તથા રૂદ્રાક્ષનું માહાત્મ્ય

ગુરૂઃ–ભસ્મ તથા રૂદ્રાક્ષનું માહાત્મ્ય હું કહું તે સાંભળ. ભસ્મ પાંચ પ્રકારની છે. તેનાં નામ નીચે પ્રમાણે છે;— વિભૂતિ, ભસિત, ભસ્મ, ક્ષાર તથા રક્ષા. કપિલ વર્ણવાળી ગાયના છાણમાંથી જે ભસ્મ બને છે, તેને વિભૂતિ કહે છે. આ ભસ્મ મહાન્ વિભૂતિ આપતી હોવાથી તેને વિભૂતિ કરી કહે છે. કૃષ્ણ વર્ણવાળી ગાયના છાણમાંથી જે ભસ્મ બને છે તેને ભસિત કહે છે. આ ભસ્મ પ્રકાશયુકત હોવાથી તેને ભસિત કરી કહે છે. રકત વર્ણવાળી ગાયના છાણમાંથી બનેલ ભસ્મને ભસ્મ કહે છે. આ ભસ્મ સર્વ પાપોનું ભક્ષણ કરવાવાળી છે. શ્વેત વર્ણવાળી ગાયના છાણમાંથી થતી ભસ્મને ક્ષાર કહેછે. આ ભસ્મ સર્વ આપત્તિનું ક્ષારણ કરવાવાળી છે. ચિત્ર વર્ણવાળી ગાયના છાણમાંથી થનારી ભસ્મને રક્ષા કહે છે. આ ભસ્મ ભૂત પ્રેતાદિ અનેક સંકટમાંથી મનુષ્યનું રક્ષણ કરે છે. અગ્નિ તથા સોમ આ બેનો સંચોગ થવાથી જગત્ બનેલું છે. આમાં સોમ ઉર્ધ્વ શકિતવાળો કહેવાય છે તથા અગ્નિ અધોશકિતવાળો કહેવાય છે. અગ્નિના વીર્યરૂપે ભસ્મ છે. માટે તેનું સ્નાન કરવાથી સર્વ પાપો નાશ પામે છે.

શિષ્યઃ–હે ભગવન્ ! રૂદ્રાક્ષનો શું વિધિ છે, તે મને કહેશો ?

ગુરુઃ–રૂદ્રની આંખમાંથી નીકળવાને લીધે તેને રૂદ્રાક્ષ કહે છે. સદાશિવ જગતનો સંહાર કરી પછી સંહારવાળી આંખને બંધ કરે છે. આ આંખ બંધ કરતી વખતે તે આંખમાંથી જે અશ્રુ નીકળે છે, તેને રૂદ્રાક્ષ કહે છે. મસ્તકપર ચાળીશ, શિખામાં એક, બેઉ કાનમાં બાર, કંઠમાં બાર, બાહુમાં બત્રીસ, સોળ સોળ કાંડાપર, છ હરેક અંગુઠાપર રૂદ્રાક્ષ ધારણ કરવી જોઇએ.

શિષ્ય:–ત્રિપુંડ્રનો શું મહિમા છે, તે મને જણાવશો ?

## (૧૨) ત્રિપુંડ્રનો મહિમા.

ગુરુ:–સદ્યોજાતિ ઇત્યાદિ મંત્રવડે ભસ્મ લેવી. જળે ભસ્મ, સ્થેળે ભસ્મ ઇત્યાદિ મંત્ર વડે મંત્રી, માનસ્તોક મંત્રવડે ભસ્મને આંગળીપર લઇ, માતો મહાન્ત એ મંત્રથી જળ લઈ ત્રિયાયુષ એ મંત્રવડે શિર, લલાટ, વક્ષ: તથા સ્કંધપર કરવી. ત્રિયાયુષ તથા ત્ર્યંબક એ મંત્રથી ત્રણ રેખા કરવી. આ ત્રણ રેખામાંથી પહેલી રેખા ગાર્હપત્યરૂપે, અકારરૂપે, રજોરૂપે, ભૂર્લોકરૂપે, સ્વાત્મરૂપે, ક્રિયાશક્તિરૂપે, ઋગ્વેદરૂપે, પ્રાતઃ સવનરૂપે તથા મહેશ્વરરૂપે છે. બીજી રેખા દક્ષિણાગ્નિ-રૂપે, ઉકારરૂપે, સત્વરૂપે, અંતરિક્ષરૂપે, અંતરાત્મારૂપે, ઇચ્છાશકિતરૂપે, યજુર્વેદરૂપે, માધ્યંદિનસવન રૂપે, તથા સદાશિવરૂપે છે. ત્રીજી રેખા આહવનીયરૂપે, મકારરૂપે, તમ-રૂપે, દ્યોર્લોકરૂપે, પરમાત્મારૂપે, જ્ઞાનશક્તિરૂપે, સામવેદરૂપે, તૃતીયસવનરૂપે તથા મહેશ્વરરૂપે છે.

શિષ્ય:–હે ભગવન્ ! સૃષ્ટિની ઉત્પત્તિનો ક્રમ કેવી રીતનો છે, તે સંબંધી આપ મને ઉપદેશ કરશો ?

## (૧૩) સૃષ્ટિનિરૂપણ.

ગુરૂ:–સૃષ્ટિનું નિરૂપણ હું કહું તે સાંભળ. પ્રથમ આ સર્વ સત્રૂપે હતું. પણ અસત્રૂપે ન હતું. આ અવ્યક્ત સતમાંથી ભૂતાદિ, ભૂતાદિમાંથી આકાશ, આકાશથી વાયુ, વાયુમાંથી અગ્નિ, અગ્નિમાંથી જળ તથા જળમાંથી પૃથ્વી થઇ. પ્રથમ એક અંડ ઉત્પન્ન થયું. સંવત્સર થયા પછી તેના બે વિભાગ થયા. નીચેનો ભાગ પૃથ્વી થઇ, ઉપરનો ભાગ આકાશ થયો તથા મધ્યમાં દિવ્ય પુરૂષ થયો. આ પુરૂષ હજાર મસ્તકવાળો, હજાર આંખવાળો, હજાર પગ-વાળો તથા હજાર બાહુવાળો હતો. આ વિરાટરૂપને બ્રહ્મ

કહે છે. તેણે બ્રહ્માને વિશે પ્રવેશ કર્યો. પછી બ્રહ્માએ માનસિક સાત પુત્રોને ઉત્પન્ન કર્યા. આ સાત વિરાટોએ સત્ય તથા માનસિક પ્રજા ઉત્પન્ન કરી. તેના મુખરૂપે બ્રાહ્મણ થયા, બાહુરૂપે રાજા થયા, ઉરૂરૂપે વૈશ્ય થયા તથા પગ-માંથી શૂદ્ર થયા. મનથી ચંદ્ર, ચક્ષુથી સૂર્ય, શ્રોત્રથી વાયુ, તથા પ્રાણ અને હૃદયથી સર્વ ઉત્પન્ન થયું છે. અપાનમાંથી નિષાદો, યક્ષો, રાક્ષસો તથા ગંધર્વો થયા. અસ્થિમાંથી પર્વતો, લોમમાંથી ઓષધિ તથા વનસ્પતિ, લલાટમાંથી ક્રોધ તથા ક્રોધથી રૂદ્ર થાય છે. આ મહાન્ ભુતના નિઃશ્વાસ-માંથી ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂકત, છંદ, જયોતિષ, ન્યાય, મીમાંસા, ધર્મ-શાસ્ત્ર, વ્યાખ્યાન, ઉપાખ્યાન તથા સર્વ ભૂતો થાય છે. હિરણ્યગર્ભમાંથી જે વિરાટ્ થાય છે, તેણે પોતાના આત્માને બે પ્રકારનો કર્યો. અર્ધાવડે પુરૂષ તથા અર્ધાવડે સ્ત્રી થયો. ત્યાર બાદ દેવરૂપે થઇ દેવોને, ઋષિરૂપે થઇ ઋષિઓને તેમજ યક્ષ, રાક્ષસ, ગંધર્વોને પશુઓને તથા ફાડી ખાનારાં જનાવરોને સર્જ્યાં. સ્ત્રીએ ગાયને તથા પુરૂષે બળદને, એકે ઘોડીને ત્યારે બીજાએ ઘોડાને, એકે ગર્દભીને ત્યારે બીજાએ ગર્દભને ઉત્પન્ન કર્યા. તે જ વૈશ્વાનરરૂપે થઈ પાછું સર્વનું દહન કરે છે. દહન સમયે પૃથ્વીનો જળમાં, જળનો તેજમાં, તેજનો વાયુમાં, વાયુનો આકાશમાં, આકાશનો ઈન્દ્રિયોમાં, ઇન્દ્રિયોનો તન્માત્રામાં, તન્માત્રાનો ભૂતાદિમાં, ભૂતાદિનો મહતમાં, મહતનો અવ્યકતમાં, અવ્યકતનો અક્ષરમાં, અક્ષરનો તમમાં તથા તમની એક રૂપતા શ્રેષ્ઠ દેવમાં થાય છે. આ સમયે સર્વ શૂન્યરૂપે હોય છે. આ રીતનો સૃષ્ટિનો ક્રમ છે હવે બીજું હે શિષ્ય! તું શું સાંભળવા ઇચ્છે છે, તે મને કહે.

શિષ્યઃ—યોગ એટલે શું, તે સંબંધી આપ મને સમજાવશો?

## (૧૪) યોગનિરૂપણ.

ગુરૂઃ—યોગ શબ્દ યુજ્ ધાતુપરથી થયો છે. હવે યુજ્નો અર્થ જોડવું થાય છે. પ્રણવાદિ ઇષ્ટ દેવની સાથે પોતાના મનને જોડવું, તેનું નામ યોગ છે. આ મનનો હૃદયમાં સંકોચ કરવો તથા દ્વાદશ માત્રાવાળા પ્રણવવડે આત્માને પૂરકાદિ પ્રાણાયામોવડે પૂરવો તથા સર્વ દ્વારોનો નિરોધ કરવો. છાતી, મુખ, કટિ, ગ્રીવા તથા હૃદયને કંઇક ઉંચાં રાખવો. વળી નાસાના મધ્ય ભાગમાં રહેલા પ્રાણોની હૃદયમાં ધારણા કરવી. ત્યાં રહેલા પ્રાણનો ધીમે ધીમે ઉત્સર્ગ કરવો. જેમ કરોળિયો તંતુવડે વિસ્તારને કરે છે, તેમ યોગીએ પ્રાણોનો સંચાર કરવો જોઇએ. ત્યાં રક્ત ઉત્પલના સરખું મહાન્ પુરૂષનું સ્થાન છે. આને દહર અથાત્ પુંડરીક કહે છે. મનના નિર્મળ બુદ્ધિરૂપી તીક્ષ્ણ ખડ્ગને ગ્રહણ કરી પગના ઉપરના ભાગમાં રહેલ સર્વ મર્મોનું છેદન કરવું. સર્વ નાડીમાં એકસોને એક નાડી ઉત્તમ છે. સુષુમ્ણા નાડી પરમાં લીન થાય છે, વિરજા નાડી બ્રહ્મરૂપિણી છે, વામમાં ઇડા નાડી રહે છે, તથા પિંગલા દક્ષિણમાં રહે છે. આ બે નાડીના મધ્યમાં જે સ્થાન છે, તેને જે જાણે છે તે આત્મજ્ઞાની છે. સૂક્ષ્મ નાડીનો વિસ્તાર બોતેર હજારનો છે. ધ્યાનવડે સર્વ નાડીનો છેદ થાય છે; પણ સુષુમ્ણાનો છેદ થતો નથી. યોગરૂપી નિર્મળ ધારવાળા તથા અગ્નિરૂપી તેજવાળા ખડ્ગવડે, સમાધિની પ્રભાવડે આ જન્મમાં સો નાડીનો યોગી છેદ કરે છે. વળી યોગના છ અંગો છે;—જેમકે આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન તથા સમાધિ. મુખ્ય આસન બે છે;—સિદ્ધાસન તથા પદ્માસન. પ્રાણઆદિની નાડી દશ છે;—ઇડા, પિંગલા, સુષુમ્ણા, ગાંધારી, હસ્તિ, જિહ્વા, પૂષા, યશસ્વિની, બુષા, કુહુ તથા શંખિની, પ્રાણો દશ છે. જેવા કે પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, સમાન, નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત

તથા ધનંજય. પ્રાણ હૃદયમાં, અપાન ગુદામાં, વ્યાન સર્વ શરીરમાં, ઉદાન કંઠમાં તથા સમાન નાભિમાં છે. નાગને લીધે ઓડકાર, કૂર્મવડે આંખનું ઉઘડવું, કૃકલવડે છીંક, દેવદત્તવડે બગાસુ તથા ધનંજય. નામના પ્રાણથી મૃત શરીરનું ફૂલવું થાય છે. પ્રાણાયામ ત્રણ પ્રકારના છેઃ–ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ઠ પ્રત્યાહારવડે મનોવિકારની નિવૃત્તિ થાય છે, બાર પ્રત્યાહારથી ધારણા, બાર ધારણાથી ધ્યાન તથા બાર ધ્યાનથી સમાધિ થાય છે. આ રીતે ટુંકમાં મેં તને યોગનું વિવેચન કર્યું. હવે હે શિષ્ય ! બીજું તું શું સાંભળવાની ઇચ્છા રાખે છે ?

શિષ્યઃ–સંસારમાં જે માયા કહેવાય છે, તેનું સ્વરૂપ કેવા પ્રકારનું છે, તે સંબંધી મને ઉપદેશ કરશો?

## (૧૫) માયાનું નિરૂપણ.

ગુરૂઃ–જ્યાં સૂધી વિકારને ઉત્પન્ન કરવાવાળી, આકારરૂપવાળી માયાનો આશ્રય છે ત્યાં સૂધી નિર્ગુણને જોવું અશક્ય છે. કહ્યું છે કે, આઠ પાદવાળા, શુચિ, ત્રણ સૂત્રવાળા, અણુ, અવ્યય તથા ત્રણ માર્ગવાળો હંસ સર્વને જૂવે છે. પણ કોઇ તેને જોતું નથી. જ્યારે તમરૂપ માયાનો નાશ થાય છે ત્યારે સત્વનો આશ્રય કરનારા ગુણરૂપી ગુફામાં નિર્ગુણને જૂવે છે. માયા અર્થાત્ અધ્યાસવાળા આ હંસવડે ધ્યાન કરાય છે, વિસ્તાર કરાય છે, પ્રેરણા કરાય છે તથા સર્વ ઉત્પત્તિને પામે છે. તેનામાં સર્વ જગત્ અધિષ્ઠિત છે. ગૌરવાદિ અંતવાળી, જનયિ, પ્રાણીને ઉત્પન્ન કરવાવાળી, શુકલ તથા કૃષ્ણરૂપવાળી, રકત, સર્વ કામોનું દહન કરવાવાળી, વિષયથી રહિત તથા અવિજ્ઞાત માયાનું મૂઢ લોકો પાન કરે છે. ભગવાન્ ધ્યાન તથા ક્રિયાવડે આ માયાને જૂવે છે. સર્વને સાધારણ દોહન કરવાવાળી આ માયાનું યાજ્ઞિકો પાન કરે છે. આ માયામાં સારા વર્ણવાળા, પીપળાનું ભક્ષણ કરનાર,

તથા ઉદાસીન ધ્રુવ હંસને જુવે છે. પ્રથમ માયારૂપે એક દેવી હતાં. તેણે આ જગતને સર્જ્યું તે માયાથી બ્રહ્માથી લઈ ... પર્યંત સર્વ પદાર્થો થયા. ત્રણ શરીરરૂપ ત્રણ પુરમાં આ માયા રહેતી હોવાથી તે ત્રિપુરસુંદરી કહેવાય છે. આ ત્રિપુરસુંદરીનાં બાલા, અંબિકા, ચામુંડા, ચંડા, વારાહી, ધૂમાવતી, સાવિત્રી, સરસ્વતી ઇત્યાદિ અનેક નામો છે. કેન ઉપનિષદમાં કહ્યું છે કે,

"यन्मनसा न मनुते येनैव मन्यते मनः ॥
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥

અર્થઃ-મનથી જેનું ચિંતન થઇ શકતું નથી, પણ જે શક્તિની સહાયતાથી મન ચિંતન કરી શકે છે, તેનેજ તું બ્રહ્મરૂપે જાણ, પણ પ્રત્યક્ષરૂપે વિકારવાન્ જે વસ્તુઓ જોવામાં આવે છે તે બ્રહ્મ નથી."

શિષ્યઃ-માયાના સ્વરૂપ સંબંધી મને સમજણ પડી, પણ વર્ણ એટલે શું, તે સંબંધી આપ મને સમજાવશે . ?

## (૧૬) વર્ણાદિ નિરૂપણ.

ગુરુઃ-બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્ર એમ ચાર વર્ણો છે. તેમાં બ્રાહ્મણ મુખ્ય છે, એમ વેદમાં કહ્યું છે.

શિષ્યઃ-બ્રાહ્મણ કોણ છે :-શું જીવ બ્રાહ્મણ છે? દેહ બ્રાહ્મણ છે? જાતિ બ્રાહ્મણ છે? જ્ઞાન, કર્મ તથા ધર્મપણું, એ બ્રાહ્મણરૂપે છે? તેમાં જીવ એ બ્રાહ્મણ છે, એમ થઇ શકે નહિ. કારણકે થઇ ગયેલા તથા થવાના અનેક દેહોમાંના જીવનું એકપણું છે. જીવ જો કે એક છે, છતાં કર્મને લીધે અનેક દેહોને વિશે તેની ઉત્પત્તિ છે. આથી સર્વ શરીરમાં રહેલા જીવની એકરૂપતા છે. માટે જીવ બ્રાહ્મણરૂપે નથી. વળી દેહ પણ બ્રાહ્મણરૂપે કહેવાય નહિ. કારણ કે ચંડાલથી લઇ સર્વ મનુષ્યનું પંચ મ-

મહાભૂતવડે દેહનું એક રૂપ છે. માટે જરા, મરણ, ધર્મ તથા અધર્મ આદિ સર્વને એકજ પ્રકારે થતા હોવાથી બ્રાહ્મણ શ્વેત વર્ણવાળો, ક્ષત્રિય રક્ત વર્ણવાળો, વૈશ્ય પીત વર્ણવાળો, તથા શૂદ્ર કૃષ્ણવર્ણવાળો, એ રીતનો નિયમ હોતો નથી. વળી પિતૃ આદિના શરીરનું દહન કરવામાં પુત્રાદિને બ્રહ્મહત્યાદિ દોષનો સંભવ હોય છે. આથી દેહ બ્રાહ્મણ છે, એમ સિદ્ધ થતું નથી. વળી જાતિ એ બ્રાહ્મણ છે, એમ પણ બને નહિ. કારણ અનેક જાતિવાળા જંતુમાં અનેક જાતિવાળા ઘણા મહર્ષિઓ હોય છે. જેમ કે ઋષ્યશૃંગ મૃગલીમાંથી, કૌશિક કુશમાંથી, જાંબુક શિયાળમાંથી, વાલ્મીક રાફડામાંથી, વ્યાસ માછીની કન્યામાંથી, ગૌતમ સલાની પીઠમાંથી, વસિષ્ઠ ઉર્વશીમાંથી તથા અગસ્ત્ય કળશમાંથી ઉત્પન્ન થયા છે. આ ઋષિઓમાંના કેટલાક અનેક જાતિની પ્રાપ્તિ વિના પૂર્વે જ્ઞાનવાન્ હતા. માટે બ્રાહ્મણ જાતિરૂપે નથી. વળી જ્ઞાન બ્રાહ્મણરૂપે છે, એમ કહેવાય નહિ. કારણ પરમાર્થને જાણવાવાળા તથા જ્ઞાનવાળા ઘણા ક્ષત્રિયો પણ છે. માટે જ્ઞાન બ્રાહ્મણરૂપે નથી. વળી કર્મ બ્રાહ્મણરૂપે છે, એમ પણ કહેવાય નહિ. કારણ સર્વ પ્રાણીને પ્રારબ્ધ, સંચિત તથા આગામી કર્મની એકતા હોવાથી જણાય છે કે, કર્મથી પ્રેરિત થયલા જનો ક્રિયા કરે છે. માટે કર્મ બ્રાહ્મણ નથી. વળી ધાર્મિકતા એ બ્રાહ્મણ છે, એમ પણ કહેવાય નહિ. કારણ કે ઘણા ક્ષત્રિયો સુવર્ણનું દાન કરવાવાળા હોય છે. માટે ધાર્મિકતા એ બ્રાહ્મણ રૂપે નથી. જ્યારે આમ , તો પછી બ્રાહ્મણ કોને કહેવો ?

ગુરુઃ—જે પોતાના આત્માને દ્વૈતભાવથી રહિત, જાત, ગુણ તથા ક્રિયાથી રહિત, છ ઉર્મિ તથા છ પ્રકારની ભાવના આદિ દોષોથી રહિત, નિર્વિકલ્પરૂપે રહેનાર, અનેક કલ્પના આધારરૂપ, અનેક ભૂતોમાં અંતર્યામીરૂપે રહેલ, અંદર તથા બહાર આકાશની માફક પરોવાયલો,

અખંડ આનંદ સ્વભાવવાળો, પ્રમેયથી રહિત, અનુભવવડેજ કેવળ જાણવાયોગ્ય, અપરોક્ષપણાથી શોભતો, હાથમાં રહેલ આંમળાંની માફક સાક્ષાત્ છતાં અર્થની સિદ્ધિ માટે અપરોક્ષરૂપે કર્મ કરનાર, કામરાગાદિ દોષથી રહિત, શમ-દમાદિ યુક્ત, ભાવ, માત્સર્ય, તૃષ્ણા, આશા તથા મોહ આદિથી રહિત તથા દંભ અહંકાર આદિથી જેનું ચિત્ત ઢંકાયલું નથી, એવો જે મનુષ્ય હોય, તેને બ્રાહ્મણ જાણવો. આ સિવાય અન્ય કોઇ પણ પ્રકારે બ્રાહ્મણત્વની સિદ્ધિ નથી.

શિષ્ય:–આપ મને કયા દેવનું ધ્યાન કરવું જોઇએ, તે સંબંધી ઉપદેશ કરશો ?

## ૧૭ ધ્યાન નિરૂપણ.

ગુરુ:–હે શિષ્ય ! ગમે તેવું મહાન્ પાપ ધ્યાનના યોગે નાશ પામે છે. પુષ્પમાં જેવી રીતે ગંધ છે, તલમાં તેલ છે તથા દૂધમાં જેમ ઘૃત રહેલ છે, તેમ સર્વમાં બ્રહ્મ વ્યાપીને રહેલ છે. સ્થિર બુદ્ધિવાળો તેમજ વિવેકી બ્રહ્મ-વેત્તા બ્રહ્મમાં સ્થિત થાય છે. પૂરક સમયે નાભિમાં રહેલ શ્રી વિષ્ણુનું ધ્યાન કરવું, કુંભકકાળે હૃદયમાં રહેલ બ્રહ્માનું ધ્યાન કરવું, તથા રેચક સમયે લલાટમાં રહેલ શ્રી શંકરનું ધ્યાન કરવું. આઠ પાંખડીવાળું તથા કેળના પુષ્પ જેવું અ-ધોમુખવાળું કમળ હૃત્કમળ કહેવાય છે. આને વિશે સર્વ દેવો રહેલા છે. નાભિ, હૃદય તથા મસ્તક, આ ત્રણ સ્થાનો વિષ્ણુ, બ્રહ્મા તથા શંકર આ ત્રણ ઇશ્વરો, અ, ઉ તથા મ આ ત્રણ માત્રાઓ, તેમજ અર્ધમાત્રાને જે જાણે છે, તે વેદવેત્તા કહેવાય છે. પ્રણવ ધનુષરૂપે છે, જીવ બાણરૂપે છે તથા બ્રહ્મ લક્ષ્યરૂપે છે. આ લક્ષ્ય વસ્તુ વિંધવા યોગ્ય છે. જેવી રીતે કમળના નાળવડે પાણીને મુખમાં ખેંચવામાં આવે છે, તેમ વાયુને ભ્રુકૂટિના મધ્ય ભાગ તરફ ઉપર ઉપર ચઢાવવો. અર્ધમાત્રાને દોરડી કરી કૂપરૂપી

કમળમાંથી સુષુમ્ણા નામના માર્ગવડે મન, વાયુ તથા અગ્નિને ભ્રુકૂટિના મધ્ય ભાગમાં લાવી મૂકવા. ધારણાવડે જે મનુષ્ય બ્રહ્મનો અનુભવ કરે છે, તે અવિનાશી બ્રહ્મને પામે છે.

શિષ્યઃ—હે ભગવન્! ત્રણ લક્ષ્ય કહેવામાં આવે છે, તે ત્રણ લક્ષ્યો ક્યાં છે, તે સંબંધી આપ મને જણાવશો?

## ૧૮ ત્રણ લક્ષ્ય નિરૂપણ.

ગુરુઃ—હે શિષ્ય! જીવ તથા ઇશ્વરને માયિક જાણી, સર્વે વિશેષ ભાવનો નેતિ નેતિરૂપ માની, ત્યાગ કરી જે અવશેષ રહે છે, તે અદ્વય બ્રહ્મ છે. આ બ્રહ્મની સિદ્ધિ માટે ત્રણ લક્ષનું અનુસંધાન કરવું જોઇએ. આ ત્રણ લક્ષ્યો નીચે પ્રમાણે —આંતર્લક્ષ્ય, બહિર્લક્ષ્ય તથા મધ્ય લક્ષ્ય. મૂલાધારથી માંડી બ્રહ્મરંધ્રપ્રતિ જનારી સુષુમ્ણા નાડી છે. આ બ્રહ્મનાડીના મધ્યમાં કરોડો વિજળીના સમાન પ્રકાશવાળી, મૃણાલસૂત્રના જેવી તથા સૂક્ષ્મ અંગવાળી કુંડલિની નામની નાડી છે. આને જોવાથી મનમાંથી સર્વ પાપનો વિનાશ થવાથી મનુષ્ય મુક્તિને પામે છે. તર્જની-વડે કાનનાં છિદ્રો પૂરવાથી ફૂત્કાર શબ્દ ઉત્પન્ન થાય છે તથા મન જ્યારે તેમાં સ્થિતિ કરે છે, ત્યારે ચક્ષુના મધ્ય ભાગમાં જ્યોતિ સ્થાનને આંતર્દૃષ્ટિવડે જોવાથી યોગી નિરતિશય સુખને પામે છે. આ આંતર્લક્ષ્યનું લક્ષણ છે. નાસિકાના અગ્ર ભાગમાં ચાર, છ, આઠ, દશ અથવા બાર આંગળ છેટે પીળા તથા શુકલવર્ણવાળા આકાશને જ્યારે મનુષ્ય જુવે છે ત્યારે તે યોગી થાય છે. આંખના ખૂણામાં અથવા ભૂમિમાં તપ્ત સુવર્ણના સરખાં જ્યોતિના કિરણોને જે દૃષ્ટિ જુવે છે, તે દૃષ્ટિ સ્થિર થાય છે. મસ્તકપર બાર આંગળને જોનારા અમૃતભાવને પામે છે. આ સર્વ બહિર્લક્ષ્યનું લક્ષણ છે. હવે હું તને મધ્ય લક્ષ્યનું લક્ષણ કહું

છું તે તું સાંભળ. કોટિ સૂર્યના પ્રકાશના વૈભવ સમાન સૂર્યાકાશ હોય છે. તાલુ મૂલના ઉર્ધ્વ ભાગમાં મહાન્ જ્યોતિમંડળ રહે છે. આનું યોગીએ ધ્યાન કરવું જોઇએ. આનાથી અણિમાદિ સિદ્ધિ પ્રાપ્ત થાય છે. આચાર્ય વેદ સંપન્ન, વિષ્ણુભકત તથા મત્સર રહિત હોવો જોઇએ. તે યોગને જાણતો તથા યોગમાં આસકત હોવો જોઇએ. આવો આચાર્ય ગુરૂ કહેવાય છે. ગુ શબ્દ અંધકાર વાચક છે તથા રૂ શબ્દ નિરોધવાચક છે. અર્થાત્ જે અજ્ઞાનનો નિરોધ કરે, તે ગુરૂ કહેવાય છે. ગુરૂ પરા વિદ્યારૂપે, પરમ આશ્રયરૂપે, પરાકાષ્ઠારૂપે તથા પરમ ધનરૂપે છે. કારણ તે ઉપદેષ્ટા છે. હવે બીજું, હે શિષ્ય ! તું શું સાંભળવાની ઇચ્છા રાખે છે ?

શિષ્યઃ—હે ભગવન્! પાંચકોશ, બંધ, મોક્ષ, વિદ્યા, જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ તથા તુરીયાવસ્થા કોને કહેવી ? આનો આપ મને ઉપદેશ કરશો ?

## (૧૯) પંચકોશાદિ નિરૂપણ.

ગુરૂઃ—હે શિષ્યઃ—પાંચકોશ નીચે પ્રમાણે છે;—અન્નમય કોશ, પ્રાણમયકોશ, મનોમય, વિજ્ઞાનમય તથા આનંદમય-કોશ. અન્નમયકોશઃ—અન્ન કાર્યકોશનો જે સમૂહ, તે અન્નમય-કોશ. પ્રાણમયકોશઃ—અન્નમયકોશમાં જ્યારે પ્રાણાદિના ચૌદ વાયુ ભેદો રહે છે ત્યારે પ્રાણમયકોશ થાય છે. મનોમયઃ—આ બે કોશથી યુકત મન આદિ ચૌદ ઇન્દ્રિયોવડે આત્મા શબ્દાદિ વિષયોને તથા સંકલ્પાદિ ધર્મોને કરે છે ત્યારે મનોમય કોશ કહેવાય છે. વિજ્ઞાનમયઃ—ઉપર જણાવેલ ત્રણકોશ યુકત હોય તથા તેમાં રહેલ વિશેષ ભાવોને આત્મા જાણતો હોય એમ ભાસે છે ત્યારે વિજ્ઞાનમય કોશ કહેવાય છે. આનંદમયઃ—આ ચારકોશ યુકત તથા સ્વકારણના અજ્ઞાનમાં અર્થાત્ અવ્યકતપણામાં વડના બીમાં વડનું વૃક્ષ રહેલ છે

તેમ આત્મા હોય છે ત્યારે આનંદમયકોશ કહેવાય છે. બંધઃ-જીવનું અનાત્મ દેહાદિમાં આત્માપણાનું અભિમાન, તેનું નામ બંધ છે. મોક્ષઃ-અભિમાનનો જે નાશ, તેનું નામ મોક્ષ છે. અવિદ્યાઃ-જેથી અભિમાન થાય તેનું નામ અવિદ્યા છે. વિદ્યાઃ-જેનાથી સર્વ અભિમાનનો નાશ થાય તે વિદ્યા છે. જાગ્રતાવસ્થાઃ-આદિત્યાદિથી અધિષ્ઠિત મન આદિ ચૌદ ઇન્દ્રિયોવડે શબ્દાદિ સ્થલ વિષયોની પ્રાપ્તિ થાય છે ત્યારે જાગ્રત અવસ્થા થાય છે. સ્વપ્નઃ-વાસના સહિત ચૌદ ઇન્દ્રિયોવડે શબ્દાદિનો અભાવ છતાં વાસનામય શબ્દાદિની જ્યારે પ્રાપ્તિ થાય છે ત્યારે સ્વપ્નાવસ્થા થાય છે. સુષુપ્તઃ-ચૌદ ઇન્દ્રિયો વિરામ પામવા પછી, વિશેષ જ્ઞાનનો અભાવ થવા પછી જ્યારે શબ્દાદિની પ્રાપ્તિ નથી થતી ત્યારે સુષુપ્તાવસ્થા થાય છે. તુરીયાવસ્થાઃ- ત્રણ અવસ્થાના ભાવાત્મારૂપ સાક્ષી સ્વયંભાવથી રહિત, અંતર રહિત તથા ચૈતન્યરૂપે જ્યારે થાય છે ત્યારે તુરીય ચૈતન્ય કહેવાય છે.

શિષ્યઃ-માળા જે આપણે ફેરવીએ છીએ, તે શાની હોવી જોઇએ, તે સંબંધી આપ મને ઉપદેશ આપશો ?

## (૨૦) માળાનું સ્વરૂપ.

ગુરૂઃ-પરવાળુ, મોતી, સ્ફટિક, શંખ, ચાંદી, સુવર્ણ, ચંદન, કમળનું બી અથવા તો રૂદ્રાક્ષની માળા બને છે. આ માળાને સોનું, રૂપુ કે તાંબાના તારથી ગાંઠવામાં આવે છે. પંચામૃત, પંચગવ્ય તથા ગંધોદકથી માળાને ધોઇ નાંખી એકેક મણકામાં એકેક અક્ષરરૂપ એકેક દેવની સ્થાપના કરવી. જેમકે પ્રથમ મણકામાં અકારરૂપ મૃત્યુંજયની, બીજામાં અકારરૂપ આકર્ષણ કરનારની, ત્રીજામાં ઈકારરૂપ પુષ્ટિદાતા તત્વની, ચોથામાં ઈકારરૂપ વાણીને નિર્મળ કરનારની, પાંચમામાં ઉકારરૂપ સર્વ બળપ્રદની, છઠ્ઠામાં ઉકારરૂપ ઉચ્ચાર ન કરનારની, સાતમામાં ઋકારરૂપ સંક્ષોભ કરનારની, આઠમામાં ઋકારરૂપ

સંમોહન કરનારની, નવમામાં ઋકારરૂપ દ્વેશ કરનારની, દશમામાં લૃકારરૂપ મોહ કરનારની, અગીઆરમામાં એકારરૂપ સર્વને વશ કરનારની, બારમામાં ઐકારરૂપ પુરૂષને વશ કરનારની, તેરમામાં ઓકારરૂપ સમગ્ર વાઙ્મય નિત્ય શુદ્ધની, ચૌદમામાં ઔકારરૂપ સર્વ વાઙ્મય વશ કરનારની, પંદરમામાં અંકારરૂપ હાથી આદિને વશ કરનારની, સોળમામાં અઃકારરૂપ મૃત્યુના નાશ કરનારની, સત્તરમામાં કકારરૂપ સર્વ વિષને હરનારની, અઢારમામાં ખકારરૂપ સર્વને ક્ષોભ કરનારની, ઓગણીસમામાં ગકારરૂપ સર્વ વિઘ્નને મટાડનારની, વિસમામાં ઘકારરૂપ સ્તંભન કરનારની, એકવીસમામાં ઙકારરૂપ ઉગ્રની, બાવીસમામાં ચકારરૂપ અભિચારને હરનારની, ત્રેવીસમામાં છકારરૂપ ભયંકરની, ચોવીસમામાં જકારરૂપ કૃત્યાદિનો નાશ કરનારની, પચીસમામાં ઝકારરૂપ મૃત્યુના મંથન કરનારની, છવીસમામાં ઞકારરૂપ મૃત્યુના નાશ કરનારની, સત્તાવીશમામાં ટકારરૂપ સર્વ વ્યાધિનો નાશ કરનારની, અઠ્ઠાવીસમામાં ઠકારરૂપ ચંદ્રસ્વરૂપની, ઓગણત્રીસમામાં ડકારરૂપ શોભનની, ત્રીશમામાં ઢકારરૂપ સર્વ સંપત્તિના આપનારની, એકત્રીશમામાં ણકારરૂપ સર્વ સિદ્ધિપ્રદની, બત્રીશમામાં તકારરૂપ પવિત્રની, તેત્રીશમામાં થકારરૂપ ધર્મની પ્રાપ્તિ કરનારની, ચોતરીશમામાં દકારરૂપ વૃષ્ટિની વૃદ્ધિ કરનાર પ્રિય દર્શનની, પાંતરીશમામાં ધકારરૂપ વિષજ્વરનો નાશ કરનાર વિકલની, છત્રીસમામાં નકારરૂપ ભુકિત મુકિત આપન શાન્તની, [redacted] ત્રીસમામાં પકારરૂપ વિઘ્નનો નાશ કરનાર ભવ્યની, આડત્રીસમામાં ફકાર સિદ્ધિ આપનારા જ્યોતિરૂપની, ઓગણુચાલીસમામાં બકારરૂપ સર્વ દોષ હરનાર શોભનની, ચાલીસમામાં ભકારરૂપ ભૂતની શાંતિ કરનારા ભયાનકની, એકતાલીસમામાં મકારરૂપ વિદ્વેષીનો મોહ કરવાવાળાની, બેતાલીસમામાં યકારરૂપ સર્વ વ્યાપક પાવનની, ત્રેંતાલીસમામાં રકારરૂપ દાહ કરનાર

વિકૃતની, ચુવાલીસમામાં લકારરૂપ વિશ્વંભર ભાસુરની, પીસ્તાળીસમામાં વકારરૂપ સર્વને સંતુષ્ટ કરનાર નિર્મળની, છેતાળીસમામાં શકારરૂપ સર્વ ફળપ્રદ પવિત્રની, સુડતાળીસમામાં ષકારરૂપ ધર્માર્થ કામપ્રદ ધવલની, ઉડતાળીસમામાં સકારરૂપ સર્વના કારણરૂપ સાવર્ણિકની, ઓગણુપચાસમાં હકારરૂપ સર્વવાઙ્મય નિર્મળની. પચાસમામાં ળકારરૂપ સર્વશકિતપ્રદ પ્રધાનની તથા શિખામણિમાં ક્ષકારરૂપ પરાપર તત્વ જાણુનાર પરંજ્યોતિરૂપની ભાવના કરવી.

છેવટે તે માળામાં સર્વાત્મકપણાની ભાવના કરવી. આ રીતનો માળાનો વિધિ છે. હવે બીજું, હે શિષ્ય! તું શું જાણવા ઇચ્છે છે તે મને કહે?

શિષ્યઃ-ભ્રમ કેવા પ્રકારનો છે, તે મને કહેશો?

## ૨૧ ભ્રમ કેટલા છે?

ગુરુઃ-ભ્રમ પાંચ પ્રકારના છે. પ્રથમ એ કે જીવ તથા ઈશ્વર જૂદા છે. બીજો એ કે આત્મામાં કર્તાપણાનો ગુણ રહેલો છે. ત્રીજો એ કે, ત્રણ ગુણયુક્ત શરીરથી જીવ જોડાયલો છે. ચોથો એ કે, જગતનું કારણ બ્રહ્મ વિકારી છે. પાંચમો એ કે, કારણથી ભિન્ન જગતનું સત્યપણું છે. આ પાંચ પ્રકારના ભ્રમની નિવૃત્તિ નીચે પ્રમાણે થાય છેઃ- બિંબના દર્શનવડે પ્રથમનો ભેદભ્રમ નિવૃત્ત થાય છે. ફકત સ્ફાટિકના દર્શનવડે પારમાર્થિક કર્તૃત્વનો ભ્રમ નિવૃત્ત થાય છે. ઘટાકાશ તથા મઠાકાશના દર્શનવડે ત્રીજો ભ્રમ નિવૃત્ત થાય છે. સુવર્ણના અલંકારના દર્શનવડે વિકારીપણાનો ચોથો ભ્રમ નિવૃત્ત થાય છે તથા રજ્જુ અને સર્પના દર્શનવડે કારણથી ભિન્ન જગતનો સત્યત્વ ભ્રમ નિવૃત થાય છે. જગત્ મિથ્યા છે, આવી ભાવના કરવાથી ચિત્ત ક્ષય પામી સામાન્ય ચૈતન્યની પ્રાપ્તિ થાય છે. વળી ચિત્તને

વાસના રહિત કરવું, તેનું નામ ધ્યાન છે. વળી અંતઃકરણમાં જે શીતળતા થવી, તેનું નામ સમાધિ છે. કારણ કે જો અંતઃકરણ તૃષ્ણાથી રહિત થાય તો જગત્ શીતળ લાગે છે. જે સર્વ ભૂતોને પોતાના આત્મા સરખા જુવે તથા પરદ્રવ્યને લોષ્ઠની માફક જુવે તથા સ્વાભાવિક રીતે જે ભયને જોતો નથી, તે ખરો જ્ઞાતા છે.

શિષ્યઃ—સંગ કેવ પ્રકારનો છે તથા દેહીમાં કોણ બંધનને પામે છે, તે સંબંધી આપ મને સમજાવશો? શરીરને વિશે દ્રઢ શ્રદ્ધા થવી, તે સંગ અથવા આસકિત કહેવાય છે અને તેથી બંધની પ્રાપ્તિ થાય છે. સઘળું કેવળ આત્મારૂપે છે, માટે મારે શાની ઇચ્છા કરવી જોઇએ તથા તેનો ત્યાગ કરવો જોઇએ, આનું નામ અસંગ સ્થિતિ કહેવાય છે. હું પોતે નથી, તેમ જે કંઈ જોવામાં આવે છે તે પણ નથી. પણ કેવળ બ્રહ્મરૂપે છું. એ પ્રમાણે જોનારો અસંગ કહેવાય છે. મોક્ષ કંઇ આકાશમાં, પૃથ્વીપર કે સ્વર્ગમાં નથી, પણ સર્વ કામનાઓનો નિરાસ થવાથી જ્યારે ચિત્તનો ક્ષય થાય ત્યારે મોક્ષ થયલો કહેવાય છે.

શિષ્યઃ—હવે આપ મને બ્રહ્મવિદ્યાનું સ્વરૂપ કહેશો.

## ૨૩ બ્રહ્મવિદ્યાનું સ્વરૂપ.

ગુરુઃ—બ્રહ્મવિદ્યાનું સ્વરૂપ હું કહું તે સાંભળ. પ્રથમ હે શિષ્ય! સાત ભૂમિકાનું સ્વરૂપ કેવું છે, તે જાણવું જોઇએ. સર્વ એકરૂપે, અજરૂપે, શાંતરૂપે, અનંતરૂપે, ધ્રુવ તથા અવ્યયરૂપે છે. આ રીતે ચિદ્રૂપને જોતો છતો શાંત થઇ સુખવડે રહે તથા ચિત્તનો ક્ષય કરે, તે પ્રથમ ભૂમિકા છે. શ્રુતિ, સ્મૃતિ, સદાચાર, ધારણા તથા ધ્યાન કર્મને કરનારા શ્રેષ્ઠ પંડિતોનો જે આશ્રય કરે છે તથા જેણે મદાદિનો ત્યાગ કર્યો હોય છે તે બીજી ભૂમિકાને પ્રાપ્ત થયલો કહેવાય છે. જે શાસ્ત્રના વાક્યાર્થમાં નિશ્ચય બુદ્ધિ રાખે છે, જે પોતાનું આયુષ્ય

શિલારૂપ શયાપર બેસી નિર્ગમન કરે છે તથા જેને સુખ વિશે આસકિત નથી, તે તૃતીય ભૂમિકાને પ્રાપ્ત થયલો કહેવાય છે. જે લોકને સ્વપ્નવત્ જુવે છે તે ચોથી ભૂમિકા જે સ્વપ્ન ભૂમિકા કહેવાય છે, તેને પ્રાપ્ત થયલો કહેવાય છે. જે શાંત થઈ સર્વ વિશેષોને અદ્વૈતરૂપે જૂવે છે અર્થાત્ જેમાંથી દ્વંદ્વભાવ જતો રહેલો છે તથા જે સુષુપ્ત મનવાળો થઇ રહેલ હોય છે તે પાંચમી ભૂમિકાને પામેલ કહેવાય છે. જેને સત્ કે અસત્ કાંઇ હોતું નથી, તેમ અહંકૃતિ ને અનહંકૃતિ કાંઇ હોતું નથી, તે તુર્યા નામની છઠ્ઠી ભૂમકાને પ્રાપ્ત થયેલ કહેવાય છે. જેણે સર્વ લોકના વર્તનનો તથા દેહના વર્તનનો ત્યાગ કરેલ હોય છે તે વાણીને અગમ્ય વિદેહ મુકતતા નામની સાતમી ભૂમિકાને પ્રાપ્ત થયલો કહેવાય છે. આમ સાતે ભૂમિકાને પહોંચવાથી તેને બ્રહ્મના સ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે.

શિષ્ય:—હે ભગવન્! ભાવનાનું સ્વરૂપ કેવું છે, તે સબંધી આપ મને ઉપદેશ આપશો ?

## ૨૪ ભાવનાનું સ્વરૂપ.

ગુરુ:—મનુષ્યે જ્ઞાતાની હોતારૂપે, જ્ઞાનની અગ્નિરૂપે, તથા જ્ઞેયની હવિષરૂપે ભાવના કરવી. આ ત્રણે એકરૂપે છે, એમ ભાવના કરવાથી શ્રી ચક્રનું પૂજન થાય છે. મનુષ્યે ગંધ, પુષ્પાદિની નીચે પ્રમાણે ભાવના કરવી. સચ્ચિદાનંદનું પરિપૂર્ણ સ્મરણ કરવારૂપે ગંધ ચઢાવવો, સમસ્ત વિષયોનું મનની સ્થિરતાવડે અનુસંધાન કરવારૂપી પુષ્પ ચઢાવવું, સર્વ વિષયોનો પરમાત્મારૂપે સ્વીકાર કરવારૂપી ધૂપની ભાવના કરવી, સત્ તથા ચિત્રૂપી દીપ, દ્વૈતના અભાવરૂપી નૈવેદ્ય, ત્રણ અવસ્થાને એક કરવારૂપી તાંબૂલ, મૂલાધારથી બ્રહ્મરંધ્ર પર્યંત તથા બ્રહ્મરંધ્રથી મૂલાધાર પર્યંત પ્રાણાત્માને લઇ જવારૂપી પ્રદક્ષિણા તથા તુરીયાવસ્થારૂપ બ્રહ્મને નમસ્કાર

કરવારૂપી પુષ્પાંજલિની ભાવના કરવી. આ રીતની ભાવના કરવાથી મનુષ્ય જ્ઞાની બને છે.

શિષ્યઃ—હે ભગવન્ ! ભસ્મનો શો વિધિ છે, તે આપ કહેશો ?

## ૨૫ ભસ્મનો વિધિ.

ગુરૂઃ—કોઇ પણ દ્વિજે જ્યાં સૂધી ભસ્મ ધારણ ન કરી હોય ત્યાં સૂધી હોમ, તર્પણ, ભોજન તેમજ જળપાન કરવું નહિ. જો મનુષ્ય મંત્રવડે મંત્રેલી ભસ્મ લલાટપર ધારણ કરે છે તો તે પવિત્ર થાય છે.

શિષ્યઃ—ત્રિપુંડમાં શું દ્રવ્ય છે, શું સ્થાન છે, શું પ્રમાણ છે, કયી રેખા છે, કયા મંત્રો છે, કયી શક્તિ છે, શું દૈવત છે, કોણ કર્તા છે તથા શું ફળ છે ?

ગુરૂઃ—જે દ્રવ્ય છે તે અગ્નિહોત્રની ભસ્મ છે. સદ્યોજાતિ ભસ્મવડે ભસ્મ હાથમાં લેવી, અગ્નિ ભસ્મ, વાયુ ભસ્મ ઇત્યાદિ મંત્રવડે મંત્રી, માનસ્તોક એ મંત્રવડે આંગળીપર લઇ, માનો મહાન્ત એ મંત્રથી જળ લઈ ત્ર્યંબક એ મંત્રથી લલાટાદિપર ત્રણ રેખા કરવી.

શિષ્યઃ—હે ગુરુ ! નિષ્કામ કર્મ કેવું છે, તે સંબંધી સમજાવશો ?

## ૨૬ નિ કામ કર્મ નિરૂપણ.

ગુરુઃ—આના સંબંધમાં દુર્વાસા તથા ગોપીઓનો નીચે પ્રમાણે સંવાદ છે. એક વેળા ગોપીઓ કૃષ્ણ પાસે આવી કહેવા લાગી કે, અમારે આજે ભિક્ષા આપવી છે, માટે કોને આપીએ ! ત્યારે કૃષ્ણે કહ્યું કે, દુર્વાસાને ભિક્ષા આપો. સ્ત્રીઓએ કહ્યું કે, યમુના નદી ઓળંગી સામે પાર દુર્વાસાને ભિક્ષા આપવા કેવી રીતે જઇ શકીએ ? ત્યારે કૃષ્ણે કહ્યું કે, કૃષ્ણ બ્રહ્મચારી છે,

એમ કહી તમે યમુનાના તટ પાસે જશો ત્યારે યમુના તમને માર્ગ આપશે. ભિક્ષા આપી પાછા ફરતી વખતે ગોપીઓએ દુર્વાસાને પૂછયું કે, અમે યમુનાને સામે પાર કેવી રીતે જઇએ? ત્યારે દુર્વાસાએ કહ્યું કે, સદા અપવાસી દુર્વાસા મુનિનું સ્મરણ કરવાથી યમુના તમને માર્ગ આપશે. આ સમયે દુર્વાસાને ગોપીઓએ પૂછયું કે, કૃષ્ણ બ્રહ્મચારી કેવી રીતે તથા દુર્વાસા મુનિ સદા અપવાસી કેવી રીતે કહેવાઈ શકે? ત્યારે મુનિએ કહ્યું કે, આકાશ શબ્દવાળું છે તથા આકાશ શબ્દથી ભિન્ન આત્મા છે. આકાશ આત્મામાં રહે છે તથા આત્મા આકાશમાં રહે છે, છતાં આકાશ આત્માને જાણતું નથી. જ્યારે સર્વ આત્મારૂપ છે, તો પછી કોણ કોનું મનન કરી શકે તથા કોણ કયાં ગમન કરી શકે? જે કામનાવડે કરે છે તે કામનાવાળો થાય છે. પણ જે નિષ્કામવડે કામના ધરાવે છે તે નિષ્કામી થાય છે. માટે આત્માને કોઇ પણ રીતના સંસારી ગુણથી લેપન નથી. માટે આત્મા સદા અપવાસી તથા સદા બ્રહ્મચારીજ છે. પણ જે તેમ નથી માનતો, તે અભોકતા કહેવાઇ શકાતો નથી.

શિષ્યઃ—હે ભગવન્! શ્રીકૃષ્ણ તથા ગોપીઓ અધ્યાત્મરૂપે કોણ છે તે કહેશો?

## ૨૭ ગોપીનું અધ્યાત્મરૂપે નિરૂપણ.

ગુરૂઃ—બ્રહ્મા નંદરૂપે છે, યશોદા મુક્તિરૂપે છે, સાત્વિકી માયા રૂદ્રમાં, રાજસી માયા બ્રહ્મામાં તથા તામસી માયા દૈત્ય પક્ષમાં ગઇ. બ્રહ્મવિદ્યા દેવકીરૂપે છે. ગોપીઓ તથા ગાયો ઋચાઓરૂપે છે. વેત્રદંડ બ્રહ્મારૂપે છે. ભગવાન્ રૂ વેણુરૂપે છે. ઇન્દ્ર શિંગડારૂપે છે તથા સખા દેવરૂપે છે. ગોકુળ વૈકુંઠરૂપે, તાપસો વૃક્ષોરૂપે, લોભ આદિ દૈત્યોરૂપે તથા કામ કલિરૂપે છે. હરિ ગોપરૂપે, દુર્બોધ કુહકરૂપે, દ્વિજ

ધૃષ્ટિરૂપે, બળરામ શેષ નાગરૂપે તથા સાશ્વત બ્રહ્મરૂપે શ્રીકૃષ્ણ છે. જે ભગવાનની પટ્ટરાણીઓ હતી તે ઋચા તથા ઉપનિષદો છે. સર્વ સ્ત્રીઓ બ્રહ્મરૂપી ઋચાઓ, દ્વેષ ચાણુર મલ્લરૂપે, મત્સર મુષ્ટિક મલ્લરૂપે, દર્પકુવલયાપીંડરૂપે, બકાસુર ગર્વરૂપે, રોહિણી દયારૂપે, ધરા સત્યભામારૂપે, મહાવ્યાધ અઘાસુર-રૂપે, કલિ કંસરૂપે શમ સુદામારૂપે, સત્ય અક્રૂરરૂપે, દમ ઉદ્ધવરૂપે, તથા શંખ લક્ષ્મીરૂપે છે. ક્ષીર સાગરમાં જેમ મેઘનો ઘોષ થાય છે તેમ કૃષ્ણે દહીના ગોરસ ભાંગી ક્ષીર સાગર કર્યો. વાયુ જયંતીપુત્રરૂપે તથા ધર્મ ચમરરૂપે છે, મહેશ્વર ખડ્ગરૂપે, કશ્યપ ઉલૂખલરૂપે, માતાઅદિતિ રજ્જુરૂપે તથા શંખ અને ચક્ર જ્ઞાનરૂપે છે. કાલિકા ગદારૂપે, માયા શાર્ઙ્ગ ધનુષરૂપે, તથા શરત્‌કામ સુબોધનરૂપે છે. ગરૂડ ભાંડીરવડરૂપે તથા નારદ સુદામારૂપે છે. ભકિત વૃંદારૂપે તથા બુદ્ધિ ક્રિયા-રૂપે છે. મથુરા નગરી વૈકુંઠરૂપે છે. આ પ્રમાણે પરમાત્માથી ભિન્ન બીજું કાંઇ નથી.

## પ્રકરણ ૧૦મું.

### પરદેશગમનથી થતી અસર.

પરદેશગમનનો અર્થ એ થાય કે, પોતાની જન્મ-ભૂમિ છોડી અન્ય સ્થળ પ્રતિ જવું તે. હવે પરદેશ-ગમનમાં હિંદુસ્થાનના અનેક સ્થળ પ્રતિ જવું તથા ત્યાંની રીતભાત જોવી તે, તેમજ હિંદુસ્તાન દ્વિપકલ્પ છોડી અન્ય દેશપ્રતિ સમુદ્રમાર્ગે વહાણમાં બેસી મુસાફરી કરવી તે. હવે હિંદુસ્થાનમાં જ એક સ્થાનમાંથી બીજા સ્થાન પ્રતિ મુસાફરી કરવામાં હિંદુ લોકનું શાસ્ત્ર જરા પણ પ્રતિષેધ કરતું નથી; પણ હિંદુસ્તાન છોડી સમુદ્ર-

ગમનવિશે શાસ્ત્રમાં **પ્રતિષેધ** છે. હવે આ પ્રતિષેધ શામાં છે, તે જોવું જોઇએ. આ પ્રતિષેધ શ્રુતિમાં છે, સ્મૃતિમાં છે કે પુરાણમાં છે? શ્રુતિમાં સમુદ્રગમનના સંબંધમાં જરા પણ પ્રતિષેધ નથી. જે કાંઇ પ્રતિષેધ જોવામાં આવે છે, તે સ્મૃતિમાં તેમજ કેટલાંક પુરાણોમાં જોવામાં આવે છે. આના નિર્ણય સંબંધી રા. રા. **મોતીલાલ ત્રિભુવનદાસ** દલાલ સાહેબ તરફથી "**પરદેશગમન નિર્ણય**" સંબંધી **રાવબહાદુર શ્રીશચંદ્ર બસુએ જે જજમેંન્ટ આપ્યું** હતું, **તે પ્રકટ થયેલ** ગ્રંથપરથી જણાશે. આમાં દાખલા દલીલો આપી ખુલ્લું દર્શાવ્યું છે કે, આ કળિયુગમાં વૈશ્યને સમુદ્રસફરનો પ્રતિબંધ નથી. વળી મ્લેચ્છનું અન્ન ખાવું, એનું પ્રાયશ્ચિત્ત થઇ શકે, એવો દોષ છે અને જે માણસ એવું ભોજન કરે તો જરૂર પ્રાયશ્ચિત્ત કર્યા પછી પણ **અવ્યવહાર્ય** રહેતો નથી. ત્રીજું પતિતની સાથે સંસર્ગ રાખનારને જ્ઞાતિ બહાર કરવો, તે આ કળિયુગમાં સંપૂર્ણ કાયદા વિરૂદ્ધ છે. ચોથું હિન્દુ કાયદા પ્રમાણે કાયદાવિરૂદ્ધ કોઇ માણસને જ્ઞાતિબહાર કરવો, એ રાજાથી શિક્ષા થઈ શકે એવો ગુન્હો છે.

આ સર્વ બાબત પરથી એમ સિદ્ધ થાય છે કે, સમુદ્રમાર્ગે મુસાફરી કરવામાં પાપ નથી. પણ હવે આપણે આપણા મૂળ મુદ્દાપર આવીશું. આપણો વિષય એટલો છે કે, પરદેશ મુસાફરી કરવાથી કેવી અસર થાય છે? શું તેમ કરવાથી ફાયદો થાય છે કે ગેરફાયદો થાય છે? પરદેશમાં ગમન કરવાથી અનેક જાતના ફાયદા થાય છે. આપણા શાસ્ત્રમાં પણ કહ્યું છે કે;—"देशाटणं पंडितमित्रता च वारांगना राज्यसभाप्रवेशः। अनेकशास्त्राणि विलोकितानि चातुर्यमूलानि भवंति पंच ॥१॥ કોઇ પણ મનુષ્યને બુદ્ધિની તીવ્રતા આવવા માટે તેણે દેશાટણ કરવું જોઇએ. અનેક દેશાંતર જઇ ત્યાંના

લોકોની સાંસારીક રીતભાતો, તેમની કારીગીરીના ઉમદા નમુનાઓ, તેઓની નીતિ, નેકી અને ન્યાય તરફની લાગણીઓ, તેમજ તેઓની ઔદ્યોગિક સ્થિતિ અને કેળવણી આદિ સંસ્થાઓની માહીતિ મેળવી, તેમાંથી જે આપણા હિતનું જણાય, તે આપણામાં સ્થાપિત કરી તેનો લાભ આપણી જનસમાજને આપવા કદી પણ પછાત પડવું નહિ. તે જ પ્રમાણે ચતુરાઈ મેળવવાનું બીજું સાધન પંડિતોની મિત્રતા છે. ત્રીજું સાધન સંગીત જાણનારી વારાંગનાઓની મુલાકાત લઈ તેઓની ચાતુરી શીખવી તે છે. ચોથું સાધન દેશ પરદેશના રાજાઓના દરબારમાં જઇ તેઓની મુલાકાત લેવી તે છે. ચતુરાઈ મેળવવા પાંચમું સાધન શાસ્ત્રનું સારી રીતે અવલોકન કરવું તે છે. આ સર્વ પાછળના ચાર સાધનો કરતાં પ્રથમ સાધન જે દેશાટણ, તે મુખ્ય છે. આ દેશાટણનો મહિમા આપણા પૂર્વજો બહુ જાણતા હતા. તેઓ જાણીને બેસી નહોતા રહેતા, પણ તે પ્રમાણે વર્તતા હતા. તેઓએ દેશાટણના સાધનવડે જ દેશને સમૃદ્ધિમાન્ બનાવ્યો હતો.

## દેશ કેવી રીતે સમૃદ્ધિમાન થાય?

આપણે અનેક ગાથાઓ, કથાઓ, તેમજ વાર્તાઓમાં જોઇએ છીએ કે, આપણા પૂર્વજો દરિયાની મુસાફરી ખેડીને પરદેશમાં લાંબો વખત રહી, ત્યાંની દોલત આપણા દેશમાં લાવતા હતા. આ વાતો કલ્પિત નથી, પણ તે સાચી બનેલી છે. વળી તેનું અનુકરણ કરવા તે આપણને વારસામાં મળેલી છે. જે સમયે આપણા પૂર્વજો આ મહાન્ કામને ઉમંગથી ચલાવતા હતા, તે સમયે આપણા દેશની સ્થિતિ કેવી હતી, તેનો ઇતિહાસ જોવાથી આપણને ખ્યાલ થશે કે, તે સમયે સોનું રૂપું તો આપણા હિસાબમાં નહોતું. આજે જેમ કાગળની ચલણી નોટોની આપ લે થાય છે, તે જ

પ્રમાણે પૂર્વે હીરા, માણેક, મોતી વગેરેની આપ લે થતી હતી. આજે કાંઇ કહેવામાં આવે છે તે અતિશયોક્તિ ભરેલું નથી. દાખલા તરીકે મહારાજા ભોજનો જ સમય લઇએ. તેમના વખતમાં વિદ્વાનોની કદર કરી, વિદ્વાનને લાખ સોના મહોર આપવાનો રિવાજ હતો. હાલના રાજાઓ લાખ તો શું, પણ સો સો સોના મહોર આપવા જેવી સ્થિતિમાં પણ છે ? કઠિયારાઓ પણ જે સમયે સંસ્કૃત જેવી ખેડાયલી ભાષા બોલતા હતા, જે સમયે ઢાકાની મઝલીન, પશ્ચિમના રાજાઓના દરબારમાં માન પામતી હતી, જે સમયે હિંદનું બજાર આરબ તથા ગ્રીક વેપારીઓના ઘોંઘાટથી હળીમળી રહેલું હતું, જે સમયે હિન્દની જાહોજલાલીથી આકર્ષાઇ મધ્ય એશિયાના જંગલી લોકો તેમ જ ઇરાન, ગ્રીસ તથા રોમ જેવાં મહા રાજ્યોના ચક્રવર્તી રાજાઓ આ દેશને જિતવા માટે ખેંચાયા હતા, તે જ પ્રમાણે ચીનના કળાબાજ તથા હુન્નરમાં પ્રવીણ લોકો આ દેશની મુલાકાત લેવા લલચાયા હતા, તે સમયના હિન્દીવાનો કેવા કર્તવ્યપરાયણ હશે, તેનો ખ્યાલ જો આપણે કરશું તો આપણને ઝટ ખાતરી થશે કે, આવો ઉદય કાંઇ પ્રજાની આળસાઇ અથવા એદીપણાનું ફળ ન હોય. આ ફળ તો સતત ઉદ્યોગનું તથા જ્યાંથી સારૂં મળ્યું, ત્યાંથી ગ્રહણ કરી પોતામાં તે દાખલ કરવાની અગમ બુદ્ધિનું જ હોઇ શકે. આપણા પૂર્વજો વ્યવહારકુશળ હતા. તેઓ વ્યવહારના કાર્યમાં અન્ય દેશોની હરીફાઇમાં ફાવતા હતા. પણ પરદેશી પ્રજાના હુમલાઓએ આપણા દેશની સ્થિતિ ઉલટાવી નાંખી હતી. મહારાજા ભોજના સમય પછીથી તે પ્રતાપી અંગ્રેજ પ્રજાની આ દેશમાં સ્થિતિ થઇ, ત્યાં સુધીના વખતમાં આપણે અંધારામાં ગોથાં ખાતા હતા. સાર એ કે, બહારની દુનિયામાં શું થાય છે, તે જાણવા જોવાની તથા તેની તરફ દષ્ટિ ફેંકવાની પણ આપણી સ્થિતિ નહોતી. પ્રતાપી બ્રીટનોના સમાગમથી

આપણામાં નવું તત્ત્વ આવ્યું છે. કેળવણીના પ્રતાપે આપણે ઘોર નિદ્રામાંથી જાગ્રત થયા છીએ અને આજુબાજુના અવનવા બનાવો જોઇ આપણે હેબક ખાઈ ગયા છીએ કે, પશ્ચિમની પ્રજાઓ જે દેવતાઇ કામો કરી રહી છે, તેઓની હરીફાઇમાં આપણે કેવી રીતે ઉતરી શકીશું? આપણે જો કે શરતના મેદાનમાં ઝુકાવવાની ઇચ્છાવાળા થઇએ છીએ, પણ નબળી તૈયારીથી આપણે કદી ફતેહમંદ નીવડશું નહિ. પાશ્ચિમાત્ય સુધારાએ આપણા દેશને ઘેરી લીધો છે. આ સુધારાઓ કેટલેક અંશે આપણી ઉન્નતિના કાર્યમાં સાધનભૂત પણ થઇ પડે છે. હાલમાં આપણે આવી અધમ સ્થિતિએ પહોંચવાનું મુખ્ય કારણ એ છે કે, **મુસલમાની** હુમલાઓને લીધે દેશાટણ કરવું તે શાસ્ત્રથી નિષિદ્ધ છે, આ રીતની ખોટી આદતને લીધે જ આપણે આધુનિક સ્થિતિમાં આવી પડ્યા છીએ. અર્થાત્ બાપના કુવામાં પડવા જેવું થયું છે. જો તેમાંથી નીકળવાનો રસ્તો શોધવો હોય તો પ્રયત્ને પ્રભુ પણ સાહ્ય થશે. પણ જો નિસાસા નાંખ્યા કરશું તો આ રીતની અધમ સ્થિતિમાં જ આપણે સડ્યા કરીશું. સુભાગ્યે કેળવણીનો પ્રચાર વધતો ગયો છે તથા નઠારી રૂઢિનો ત્યાગ કેટલેક અંશે થવા લાગ્યો છે. આપણે પૂર્વના પ્રારબ્ધને યોગે કહો અથવા ગમે તે કહો, પણ આપણે આપણું કર્તવ્ય શું છે, તે સમજવા લાગ્યા છીએ. જો આપણે દુનિયાપર સારો ભાગ નહિ બજાવીશું તો આપણો કદી ઉદય થવાનો નથી. જો કે ઉદય કરાવનાર તો દૈવ જ છે. દાખલા તરીકે જપાન લો. જે પ્રજા આજુબાજુ શું બને છે, તેનો ખ્યાલ કરતી નથી, તે પ્રજા ઉદયરૂપ સૂર્યનાં કદી પણ દર્શન કરી શકતી નથી. આપણા દેશમાં એવી વસ્તુનો નિકાશ થાય છે કે, તેનાપર બહારના લોકોના જીવનનો આધાર રહેલો છે. આપણી નષ્ટ થયેલી કારીગીરી દુનિયાના મુસાફરોને આપણી તરફ આકર્ષે છે. આપણી

કરકસર, આપણી સાદાઈ, આપણી પ્રમાણિક નિષ્ઠા તથા આપણી બાહોશીનાં પરદેશી પ્રજા વખાણ કરે છે. આપણામાં કેવળ સાહસીક વૃત્તિની ખામી છે. જો આપણે સાહસીક વૃત્તિને સંપૂર્ણ રૂપમાં ખીલવશું તો આપણો ઉદય આપણા શિરોબિંદુએ રહેલ છે, એમ સિદ્ધ થશે. જો કે સુભાગ્યે કેળવણીને લીધે સાહસીક વૃત્તિનો સદ્ગુણ પ્રવેશવા માંડયો છે, તેમ છતાં સદ્ગુણને ખીલવવાના ક્રમમાં મધ્યકાળમાં જે રૂઢિ આપણે માની લીધી છે કે પરદેશ જવું નહિ, તે વચ્ચોવચ અટકાવ નાંખે છે. હવે લોકના સમજવામાં આવ્યું છે કે, દેશાટણ કરવું, તે આપણા બાપદાદાના વખતથી આપણને વારસામાં મળેલ અમુલ્ય હક છે. તેમ છતાં અમુક લોકોએ મધ્યકાળના વખતમાં દેશાટણ પ્રત્યે અટકાવ નાંખવાનાં અપ્રસિદ્ધ અને અડચણ કરતાં અમુક વચનોને વળગી રહેવાથી, બીકણ પ્રજા દેશાટણના કામમાં અડચણો ઉભી કરે છે. જો કે પ્રજા સારી રીતે જાણી ચૂકી છે કે, આપણા દેશની ઉન્નતિ કદી પણ બીજી પ્રજાના સંસર્ગમાં આવ્યા શિવાય થઈ શકવાની નથી. છતાં લાંબા વખતની રૂઢિને આપણાથી તજી શકાતી નથી. પૂર્વના **સંચિત**ને લીધે કેળવણીનો ફેલાવો થવાથી આ પ્રતિબંધ આપોઆપ નષ્ટ થઇ જશે. દેશની આર્થિક સ્થિતિ સુધારવા માટે આપણા જેવી પછાત પડેલી પ્રજાને દેશાટણની ખાસ જરૂર છે. આપણા સેંકડો યુવાનો અભ્યાસ માટે ઇંગ્લંડ જાય છે. ત્યાં કેવા હેતુથી યુવાનો જાય છે, તે જાણ્યા વિના ઇંગ્લંડની મહાયાત્રા કરનારાઓને આપણી કોમ પજવતી રહી છે. પણ જેમ સમય વીતતો જાય છે, તેમ હેરાનગતિ ઓછી થાય છે. છતાં આપણે કહેવું જોઇએ કે, સમસ્ત હિંદુ પ્રજા આ બાબતના છેવટના નિર્ણય ઉપર કેમ હજુ આવતી નથી તથા સઘળાઓને માટે કાંઇ પણ અડચણ વગર પરદેશ ગમનના દરવાજા છ ચોક કેમ

ખુલ્લા મૂકતી નથી? આ રીતે કર્યો વિના આપણો ઉદય કદી થવાના નથી. બીજું વિદ્યાભ્યાસ તેમજ સરકાર દરબારના કામ ઉપરાંત દેશાટણ કરનારાઓનો એક મોટો વર્ગ છે કે, જે વર્ગને જો સંપૂર્ણ છૂટ આપવામાં આવે તો જેટલે દરજ્જે તેઓને છૂટ મળે, તેટલે દરજ્જે આ દેશનો ઉદય ઝટ થઈ શકે એમ છે. આ વર્ગ તે વ્યાપારી વર્ગ છે. કોઈપણ દેશની ઉન્નતિનો આધાર દેશના વ્યાપાર વણજપર અવલંબીને રહેલો છે. જ્યાં સુધી પારકા દેશનો પૈસો પોતાના દેશમાં આવતો નથી, ત્યાં સુધી કોઇ પણ દેશની પ્રજા સામાન્ય રીતે સુખી છે, એમ મનાય નહિ. કહ્યું છે કે व्यापारे वसति लक्ष्मीः એ શું હિંદુભાઈઓ નથી જાણતા? જેઓને વ્યાપાર જ સર્જેલો છે. તેઓએ તો આ બાબત અવશ્ય જાણવીજ જોઈએ. આપણા વેદમાં પણ કહ્યું છે કે, "ब्राह्मणोऽस्य मुखमासीत् बाहु राजन्यम् उर्वो वैश्यो पद्भ्यां शूद्रः અર્થાત્ બ્રાહ્મણ કોમને ઉપદેશવા માટે મુખમાંથી સારાં સારાં ઉપદેશાત્મક વચનો નીકળવાની જરૂર છે. ક્ષત્રિયને શરણ આવેલ મનુષ્યનું રક્ષણ કરવાની ફરજ હોવાથી બાહુ બળવાન્ હોવાની જરૂરછે. વૈશ્યની મુખ્ય ફરજ એ છે કે, પરદેશ ગમન કરી ત્યાં વ્યાપાર ખેડવો તથા આ કાર્ય માટે તેને ઉરૂ બળવાન્ હોવાની વધારે જરૂરીઆત છે. શૂદ્રનો મુખ્ય ધંધો ચાકરી કરવાનો છે, જેથી તેના પગ મજબૂત હોવાની જરૂર છે. પૂર્વની આપણી જે સ્થિતિ હતી, તે સ્થિતિ સ્થાપિત થયલી નિહાળવાની અભિલાષા ધરાવનારા સ્વદેશીઓની તો ખાસ ફરજ છે કે, તેઓએ વ્યાપારનાં દરેક સાધનોને તેમજ તેવાં સાધનોને પ્રાપ્ત કરવાના માર્ગને જરા જેટલી પણ અડચણથી રહિત રાખવામાં જ વ્યાપારી કોમની ઉન્નતિ રહેલી છે. પૂર્વના વખતમાં તો વૈશ્યને જ વ્યાપારનો અધિકાર હતો. પણ હાલના વખતમાં તો અન્ય વિદેશીઓ આ દેશના વતનીઓ થયેલા હોવાથી પારસી, મુસ-

લમાન, યાહુદી તથા ખ્રીસ્તી કોમો પણ છે. પારસી કોમ વ્યાપારમાં અગ્રેસર છે. મુસલમાનોમાં ખોજા, મેમણ તથા વોરા વેપારમાં પડયા છે. જે યુરોપીયન કંપની આ દેશમાં આવી છે, તે તો કેવળ **પોતાનાજ દેશનું હિત** જાળવવાવાળી છે. પારસી, મુસલમાન વગેરે હિંદનાજ વતની તરીકે ઓળખાવે છે. આ લોકનાં ધર્મનાં ફરમાનો તેમને સાંસારિક **ઉન્નતિના કામમાં** આડે આવતાં નથી. તેઓ દુનિયાના ગમે તે ભાગમાં જઇ રોટલી શોધી લે છે તથા ત્યાંનો પૈસો આ દેશમાં ઘસડી લાવે છે. આપણામાં વ્યાપાર અર્થે દેશાવર ગમન કરવું, તે પરાપૂર્વથી ચાલ્યો આવતો શીરસ્તો છે. આ કારણથીજ આપણામાં કહેવત પડી ગઈ છે કે," જે જાય **જાવે** તે ફરી ન **આવે**, ને આવે તો દરિયાના દરિયા આવે તેટલું લાવે." આ કહેવત એમ સૂચવે છે કે, આપણા પૂર્વજો પ્રાચીન કાળમાં આપણી પેઠે ઘરના ખૂણામાં ભરાઇ રહેનારા નહોતા, પણ બહારની દુનિયામાં જઇ સાહસવડે કમાણી કરી શકતા. આપણા ધર્મ ગુરુઓ ધર્મને ફેલાવવા ચીન, જાપાન તથા સીલોન સૂધી ગયાનો ઇતિહાસ પ્રસિદ્ધ છે. આ સર્વપરથી સિદ્ધ થાય છે કે, પૂર્વકાળમાં પરદેશગમન માટે કોઇપણ જાતનો અટકાવ કે પ્રતિબંધ ન હતો. પણ પાછળના વખતમાં સમુદ્રપર્યટણને કાળા પાણીની પ્રદક્ષિણા કહેવામાં આવી. આ કાળા પાણીને ઓળંગવાની ભીતિ હૃદયમાં વધતી જતાં પરિણામ એ આવ્યું કે, આજે આપણમાંના ઘણાઓ પરદેશ ગમન પ્રત્યે ધિક્કાર બતાવતા થયા છે. આજનો જમાનો સાફ સૂચવે છે કે, જે પ્રજા હરિફાઇના મેદાનમાં બીજી પ્રજા સાથે ઉતરતી નથી, તે પ્રજા સંસારસુખમાં હમેશાં પછાત રહે છે તથા **તાબેદારીમાં** રહે છે. માટે આપણને અવનતિમાંથી ઉન્નતિમાં આવવાની ઈચ્છા હોય તથા આપણા પૂર્વજોની કીર્તિ પછી સંપાદન કરવી હોય તથા છેવટે સ્વતંત્રતાના જે સ્વાદ છે

તે ચાખવાની રૂચિ હોય તો આપણે પણ દુનિયાની પ્રજાના સંસર્ગમાં આવવા યત્ન કરવો જોઇએ. હિંદુ ભાઇઓ કહે છે કે, "સબી ભૂમિ ગોપાલકી, વામે અટક કહા, જાકે મનમેં અટક રહા, સોહી અટક રહા" આ દોહરો ઘણો અર્થ-સૂચક છે. આપણી આર્થિક સ્થિતિ હાલમાં ઘણી દયાજનક થઈ પડી છે તથા તેનું મુખ્ય કારણ પરદેશગમનનો નિષેધ છે. આપણે જોવું જોઇએ કે, આપણાજ ભાઇઓ ટ્રાન્સવાલમાં અપમાન સહન કરે છે, છતાં આ દેશમાંથી જતી વખતે તેઓએ પોતાની સ્થિતિ નીહાળેલી હોવાથી, ત્યાંથી પાછા ફરવા કરતાં ત્યાંજ મરવું તે સારૂં, એમ તેઓનો નિશ્ચય થયલો જણાય છે. ચીન પણ પરદેશ ગમનની અસરથી જાગી ઉઠયું છે; જપાન ઉદયના ક્ષેત્રમાં દાખલ થઇ ગયું છે, ઇરાન હળીમળી ગયું છે, તેજ પ્રમાણે અફગાનીસ્તાનનો બાહોશ શહેનશાહ પ્રજાને આગળ વધારે છે. આ સર્વ અસર પરદેશગમનને લીધે છે. આપણામાં પણ સ્વદેશી હિલચાલ હાલમાં હળીમળી રહી છે. આ સર્વ દર્શાવે છે કે, આર્થિક સ્થિતિ જો કે હાલમાં નબળી છે, પણ આગળ જતાં પરદેશની સાથે સંસર્ગમાં આવવાથી સુધરશે. આપણા હિંદુઓમાં ધર્મના અનેક ફાંટાઓ પડેલા છે, અને **"મુંડે મુંડે મતિ ભિન્ના"** મસ્તક મસ્તકે જૂદી મતિ ઉત્પન્ન થઈ છે, જેથી પરદેશ ગમન જેવા પરમ કલ્યાણકારી કામને પણ અનુમોદતા નથી. પરદેશમાં ગમન કરી પોતાના ધર્મ પ્રમાણે વર્તનારાને નાહકના હેરાન કરવા તે પોતાના પગ-પર પોતાને જ કુહાડો મારવા જેવું છે. હું રાંડું પણ રંડાવું, એવી બરી બુદ્ધિ જેમાં વાસો કરતી હોય, તેવાઓ પોતાના દેશના ઉદયના કાર્યમાં ઉદાર મનથી કેવી રીતે વર્તી શકે? જે હિંદુઓ હોટલમાં ચા તથા ભજીઆં વગેરે ખાતાં શરમાતા નથી, તે હિંદુઓ પરદેશ જનારાને વગોવી મૂકે, એ કદી ધર્મના ખરા ભાવથી કહેલ કહેવાય નહિ. જે કોમ

અધોગતિના વમળમાં પડે છે તથા જેને ઉપર આવવા સાધનની જરૂર છે, તેને સાધનની સહાયતા ન આપીએ તો તક મળવા છતાં આપણે આપણો હાથ હલાવ્યો નહિ, તેના સરખું થાય છે. ધર્મપ્રિય માણસ ધારે ત્યાં તથા ગમે તેવી અગવડમાં ધર્મને પાળી શકે છે. ઈંગ્લંડમાં બધાજ માંસાહારીઓ છે તથા ત્યાં માંસ નહિ ખાનાર વસતા નથી, એમ જેઓ માને છે તેમણે અન્ન, ફળ તથા શાકનો આહાર કરનારા **વેજીટેરીઅનો**ની માહીતી મેળવવી. ઈંગ્લંડમાં દારૂ વિના રહી શકાતું નથી, આમ જેઓ કહે છે તેઓ ત્યાંના વસવાટથી તદન **અજાણ** છે. ત્યાં હજારો મીશનરીઓ છે, જેઓ **દારૂ તો** શું, પણ **ચા** સુદ્ધાં **પીતા** નથી. આ દાખલા આપવાનું કારણ એ કે, આપણા દેશમાં એવા હજુ પણ અજ્ઞાન માણસો છે કે, જેઓ એમ ધારે છે કે, ઈંગ્લંડ ઘણી ઠંડી પડે છે, તેથી **માંસ તથા દારૂ** સિવાય ત્યાં રહી શકાય જ નહિ. આમ જેઓ કહે છે, તેમની જાણ માટે ઉપરનો દાખલો આપવાની જરૂર છે. આપણા દેશીઓ નાનપણથી દૂધ, શાકર તથા ઘીમાં ઉછરેલા હોવાથી, તેમજ વનસ્પતિ, ચોખા અને તંદુરસ્ત ખોરાક ખાતા હોવાથી તેઓ જોઇએ તેટલા તંદુરસ્ત રહી શકે છે. વળી માંસાહારીઓ કરતાં તેઓ કામ પણ વધુ કરવા શક્તિમાન્ ગણાયા છે. આવા વિચારો આપણામાં દઢ થયલા હોય, છતાં અંધ બની જઇ બાપનો કુવો ડૂબી મરવાનો, એમ માની પરદેશ ગમનનું શાસ્ત્રમાં ફરમાન નથી, એમ સ્વીકારી તેઓ મિથ્યાપણાના વહેમોને તેઓ હસી કાઢયા વિના રહેશે જ નહિ. જગતમાં દરેક મનુષ્ય પૈસાવડે સુખી જીંદગી ગુજારી શકે છે. પૂર્વનો સમય એવો હતો કે, હિંદુસ્તાનના લોકો ઘણા **સુખી** તથા પ્રમાણિક હતા. વિદ્યા તથા હુન્નરકળામાં, તેઓ બીજી પ્રજા કરતાં ઘણો જ આગળ પડતો ભાગ લેનારા હતા. તે વખતમાં ભારતભૂમિ

સુવર્ણમય ગણાતી હતી. તે વખતમાં આપણા પૂર્વજો વિદ્યાબળમાં તથા બુદ્ધિબળમાં એવું ઉચ્ચ પદ ધરાવતા હતા કે, આપણો દેશ આર્યભૂમિને નામે ઓળખાતો હતો. દયારૂપી વસિષ્ઠ, વિશ્વામિત્ર આદિ મહાન્ ઋષિઓનો અવતાર આજ આર્ય ભૂમિમાં થયો છે. છતાં હાલમાં આર્ય ભૂમિનો અધઃપાત થયેલો દ્દિષ્ટગોચર થાય છે. હાલ અનાર્ય દેશનો સૂર્ય ઉદયની કળાએ આવેલો જોવામાં આવે છે. આ સર્વ કળિયુગનો પ્રતાપ. આ અધઃપતન થવાનું કારણ ઉદ્યોગ તથા સંપની ખામી છે. હિંદુસ્તાનના અધ:પતનનું મુખ્ય કારણ કુસંપ છે. હાલમાં આપણા આર્ય ભાઇઓની આર્થિક સ્થિતિ બહુજ દુર્બળ જોવામાં આવે છે. આનું મુખ્ય કારણ એ જ છે કે, આપણા આર્ય બંધુઓ કુસંપી, ઇર્ષા વગેરે કરનારા, શરીરસંપત્તિમાં નિર્બળ, સરસ્વતીની ઉપાસનામાં શિથિલ તથા લક્ષ્મી દેવીથી તજાયલા જણાય છે. આ તેમ જ આવાં બીજાં કારણોને લીધે આર્યોની ઉન્નતિ જોવામાં આવતી નથી. મનુષ્યને ધર્મ, અર્થ, કામ તથા મોક્ષ આ ચાર પ્રકારના પુરૂષાર્થને સંપાદન કરવાની જરૂર છે. પ્રથમ ધર્મની પ્રાપ્તિ કરવી જોઇએ. ધર્મની સહાયતાથી જ મનુષ્યને અર્થની પ્રાપ્તિ થાય છે. વળી અર્થ હોય તોજ સર્વ પ્રકારની કામનાઓ અર્થાત્ ઇચ્છાઓ ફલીભૂત થાય છે. તેમ જ કામનાઓ પરિપૂર્ણ થવાથી મનુષ્યને વિરાગ આવે છે, જેથી મોક્ષની પ્રાપ્તિ થવાનો સંભવ રહે છે. પાશ્ચાત્ય વ્યાપાર આગળ હિંદુસ્થાનની વ્યાપાર કળાઓ હરિફાઈમાં હારી જાય છે. આજકાલ વ્યાપાર કરવાનું સાધન એક હિન્દુસ્થાન જ કલ્પી શકાતું નથી. કારણ કે વ્યાપારનું ક્ષેત્ર વસ્તીર્ણું થતાં પરદેશ સાથના વ્યાપારવડે લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે. પૂર્વના વખતમાં અનેક રાજાઓએ લક્ષ્મી સંપાદન કરવા માટે પરદેશ ગમન કર્યું છે. રઘુ રાજાએ અનેક દેશોપર ધનની પ્રાપ્તિ

અર્થે સ્વારી કરી હતી. હાલમાં જૂના તેમજ નવા વિચારવાળા એમ બે પક્ષો જોવામાં આવે છે. તેમાં જૂનો પક્ષ જે લોકો પરદેશ ગમન કરે છે તેની સાથનો વ્યવહાર તોડવા માંગે છે તથા નવો પક્ષ પરદેશ ગમનની સંમતિમાં છે. જ્યારે જૂના તેમજ નવા વિચારવાળા બેઉને ધર્મશાસ્ત્ર તરફ લક્ષ કરી કોઇ વિદ્વાન્ એમ પૂછે કે, પરદેશ ગમન કરવાનો શાસ્ત્રમાં નિષેધ છે કે નહિ, ત્યારે તેના ઉત્તરમાં વિદ્વાન્ મનુષ્ય એમ જણાવશે કે, શ્રદ્ધાવાન્ આર્યને પરદેશ જવા માટે શાસ્ત્રના પ્રમાણથી બાધ જોવામાં આવતો નથી. અનાર્ય દેશોમાં આપણે હિન્દુ ધર્મ ફેલાવવા પૂર્વના વખતમાં **સાધુઓને** મોકલવામાં આવતા હતા. હાલમાં સમયના પ્રભાવથી હિંદુસ્તાનની લક્ષ્મી પ્રતિવર્ષે ઇંગ્લંડ વગેરે પાશ્ચાત્ય દેશોપ્રતિ ઘસડાતી જાય છે તથા આર્ય રાજાઓ પર ખ્રિસ્તી રાજાઓ હિન્દુસ્તાનમાં રાજ્ય કરવા લાગેલા છે. કોઇ પણ આર્ય ગૃહસ્થ આચાર વિચાર સાચવી ઇંગ્લંડમાં વ્યાપાર કરે તો તેમાં શાસ્ત્રનો બાધ સંભવતો નથી. હાલમાં સમય એવો આવેલો છે કે, દરેક પોતપોતાની ઉન્નતિ કરવા ઇચ્છે છે. વ્યાપારનાં જેટલાં સાધનો છે તેમાં, તેજ રીતે મીલો જેવી ઉદ્યોગની સંસ્થાઓમાં સ્ટોર વગેરેનું કામ પડે છે. આ સર્વ ઇંગ્લંડથી મંગાવવામાં આવે છે. મોતી તથા રૂના વ્યાપારમાં પણ ઇંગ્લંડ તથા અમેરિકાપર વિશેષ આધાર રાખવામાં આવે છે. જ્યારે સંયોગો આ રીતે બદલાયલા છે ત્યારે આપણા બંધુઓ પરદેશગમન ન કરે, એ વાત અસંભવિત છે. મોટી પદવીઓ પણ ઇંગ્લંડમાં વિદ્યાભ્યાસ કર્યાવિના મળતી નથી. હવે જો બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય જેવી ઉચ્ચ કોમ, પ્રતિબંધને લીધે ત્યાં જવા પામી ન શકે તો તો તેવી મોટી પદવીઓને પ્રાપ્ત કરવામાં તે વિજયશાળી ન થાય, એ સ્વતઃ સિદ્ધ છે. આથી પ્રજા તરીકે તેનું બળ ઓછું થતું જાય. વળી આ ફિક્ત

પદવીઓનો લાભ મુસલમાન તથા પારસી વિગેરે તેમજ બીજી કોમો લેતી દૃષ્ટિગોચર થાય છે. તેથી તે કોમ ઉન્નત સ્થિતિમાં આવેલી આપણે જોઇએ છીએ. જો આપણામાં પરદેશગમનનો નિષેધ કરવામાં આવે તો લક્ષ્મી તથા અધિકારના બળમાં આપણે અવનતિને પામીએ, એમાં લેશ પણ સંશય નથી. અમેરિકાના એક ગૃહસ્થે ચીનમાં ખ્રીસ્તી ધર્મના પ્રચાર માટે આઠ કરોડ ડોલર આપ્યા છે! આ પરથી આપણા આર્યોએ વિચાર કરવાનો છે કે, આપણા સનાતન વૈદિક ધર્મની અભિવૃદ્ધિ કરવા માટે લક્ષ્મીની ખાસ જરૂર છે. જો આપણા સનાતન ધર્મવાળાઓ પાસે લક્ષ્મી હોય તો તે દ્રવ્યનો ધર્મના માર્ગમાં વ્યય કરી શકે. પણ જેની પાસે લક્ષ્મી નથી તે ધર્મના માર્ગમાં શું ખરચી શકશે? બીજું પરદેશ ગમન વિના લક્ષ્મી મેળવી શકાતી નથી. વ્યાપારની ક્રિયા પરદેશની સાથે હંમેશાં ગાઢો સંબંધ ધરાવતી રહે છે.

પરદેશગમનના સંબંધમાં જૂના અને નવા વિચારવાળા કહે છે કે, ઇંગ્લંડ જનારાઓ દારૂ અને માંસ વાપર્યા વિના રહેતા નથી. તેથી ધર્મભ્રષ્ટ થાય છે, માટે તેમને ન્યાત બહાર મૂકવા જોઇએ. બીજું નવા વિચારવાળા કહે છે કે, વિલાયત વગેરે દેશમાં દારૂ માંસ વાપર્યા વિના અમે પવિત્ર ખોરાક લઇ ધર્મચુસ્ત રહી શકીએ છીએ. જે માણસનું મન દૃઢ હોય છે, તે પરદેશમાં પણ ધર્મનું પાલન કરી શકે છે. વિલાયત વગેરે દેશમાં અન્નનો ખોરાક પુષ્કળ મળે છે અને વનસ્પતિ પણ મળી શકે છે. જે ગૃહસ્થ હોય છે તે તો હિંદુસ્તાનમાંથી જ સર્વ ચીજ મંગાવી ત્યાં વાપરે છે તથા વ્યાપાર વગેરે કરે છે. આ બે પક્ષના વિચારોનો ફેંસલો સહજમાં આવી શકે એમ છે. હવે ધર્મભ્રષ્ટ થવાય કે નહિ, તેનો ખુલાસો ધર્મગ્રંથો સ્પષ્ટ રીતે એવો આપે છે કે, ગમે ત્યાં જાઓ, પણ

ધર્માચરણનું પાલન કરે તથા પ્રાણાંતે પણ અભક્ષ્ય વસ્તુ વાપરે નહિ. કોઈ પણ શાસ્ત્રમાં પરદેશગમન સંબંધી મહા પાપ છે, એમ કહ્યું નથી. આથી સિદ્ધ થાય છે કે, ધર્માચાર સાચવીને પરદેશગમન થાય તો કોઈ જાતનો દોષ છે જ નહિ. આ ધર્મશાસ્ત્રનો ટુંક ઇતિહાસ હું નીચે પ્રમાણે આપું છું, જે વાંચવાથી જણાશે કે, આપણાં શાસ્ત્રો આપણને પરદેશગમનમાં છૂટ આપે છે કે નહિ. સમુદ્રયાત્રા સંબંધે વિચાર કરતાં બોધાયનનું પ્રમાણ આપતાં કોઈ પંડિત કહે છે કે, समुद्रयानं ब्राह्मणस्य न्यासापहरणं અર્થાત્ સમુદ્રયાનનો બ્રાહ્મણે ત્યાગ કરવો જોઇએ. પણ તેમાં નીચે પ્રમાણે વાકય છે કે, एतैः त्रिभिर्वर्षैः तदपहन्ति पापम् અર્થાત્ ત્રણ વર્ષના પ્રાયશ્ચિત્તથી સમુદ્રયાનના પાપનો નાશ થાય છે. જો કે બ્રાહ્મણે નાવમાં બેસી સમુદ્રગમન કરવું નહિ, છતાં જો ધન વગેરેની કામનાથી જાય તો તેણે ફરી સંસ્કાર કરવો જોઇએ. આ રીતે સમુદ્રયાત્રા કરનાર બ્રાહ્મણને કળિયુગના ધર્મશાસ્ત્રરૂપ પરાશર સ્મૃતિએ પ્રાયશ્ચિત્તનું વિધાન કરેલ છે. વળી ચતુર્વર્ગ ચિંતામણિમાં વાકય છે કે, સમુદ્રયાન એ પાતક છે, પણ તેના નિવારણનું પ્રાયશ્ચિત્ત હોય છે. બીજું शोधितस्यापि संग्रहः આ વચનની સાથે પ્રાયશ્ચિત્ત સંબંધીનાં વચનનો વિરોધ નથી.સમુદ્રયાયી વગેરેને શ્રાદ્ધમાં ન લેવા, એજ સંગ્રહ વર્જન શાસ્ત્રનો અર્થ છે.જો તેમ ન હોય તો समुद्रयायी बन्दी च तैलिकः कूटकारक. આ રીતનું મનુનું વાકય તેમજ समुद्रयायी कृतहारथ्या समयभेदकः ઇત્યાદિ બીજાં સ્મૃતિનાં વચનો સમુદ્રગમન શ્રાદ્ધમાં વર્જ્ય છે, એમ ગણાવત નહિ. હવે પ્રાયશ્ચિત્તની બાબતમાં એટલી વિશેષતા છે કે, બ્રાહ્મણ સમુદ્રયાત્રા કરે તો તેને પુનઃ સંસ્કાર કરવા તથા ક્ષત્રિય અને વૈશ્ય જો સમુદ્રયાન કરે તો બોધાયનના કહેવા પ્રમાણે તેને પ્રાયશ્ચિત્ત આપવું. બીજું શાસ્ત્રીય

અર્થનો નિશ્ચય શાસ્ત્રવડે થાય, માટે शोधितस्यापि संग्रहः આ વચનમાં સંગ્રહનો અર્થ એ છે કે, અધ્યાપન, પ્રતિગ્રહ, યાજન તથા શ્રાદ્ધાદિ કર્મમાં પ્રવૃત્તિ, જેને સંસ્કાર થયેલ છે તેની થાય છે. અહીં સમ્‌નો અર્થ સારી રીતે તથા ગ્રહનો અર્થ ગ્રહણ થાય છે. અર્થાત્ અધ્યયન, યજન તથા દાન કરવામાં તેમજ જાતે શ્રાદ્ધ કરવામાં સમુદ્રયાયીને પ્રાયશ્ચિત્ત કર્યા પછી અધિકાર થાયછે.વળી પ્રાયશ્ચિત્ત જેકરવાનું કહ્યુંછે તેટલું પૂરેપૂરું તો જે ખરેખર શરીરસંપત્તિવાળો હોય તેને જ માટે વિધાન કરેલું છે. પણ શરીર સંપત્તિ તથા આર્થિક સંપત્તિમાં જેટલી ન્યૂનતા હોય, તેણે પોતપોતાની શક્તિ અનુસાર પ્રાયશ્ચિત્ત કરવાનું છે. આજ હેતુથી સ્મૃતિમાં કહ્યું છે કે, प्राजापत्यव्रताशक्तौ धेनुं दद्यात्पयस्विनीम् । धेनोरभावे दातव्यं तुल्यं मूल्यं न संशयः ॥ धेनुः पंचभिराढ्यानां मध्यानां त्रिपुराणिका । कार्षापणैकमूल्या हि दरिद्राणां प्रकीर्तिता ॥ અર્થઃ-પ્રાજાપત્યનું વ્રત કરવા જે અશક્ત હોય તેણે દૂધ આપવાવાળી એક ગાય આપવી. જો ગાય આપવા અશક્ત હોય તો તેણે પોતાની શક્તિ પ્રમાણે પૈસા આપવા. શક્તિવાળો હોય તો પાંચ રૂપીયા મૂલ્ય આપવું, મધ્યમ સ્થિતિનાએ ત્રણ તથા ગરીબે કાર્ષાપણ અથાત્ છેક સવાઆના સૂધી આપવો. બીજું કલિવર્જ્ય પ્રકરણમાં સમુદ્રયાન કરનારનો સ્વીકાર તથા પ્રાયશ્ચિત્ત કર્યા પછી સંગ્રહ કલિકાળ વર્જ્ય છે, એમ જે કહ્યું છે તે બેઉ બાબતનો શાસ્ત્રે અનુવાદ કરેલો છે. જો એ બેઉ બાબતની સિદ્ધિ કળિયુગમાં ન હોત તો શાસ્ત્ર અનુવાદ કરતજ નહિ. માટે उदिते जुहोति તથા अनुदिते जुहोति આ શાસ્ત્રની માફક અથવા તો मा हिंस्यात् सर्वाभूतानि, अग्निषोमीयं पशुमालभेत ની માફક સંગ્રહશાસ્ત્ર તથા સંગ્રહ વર્જ્યશાસ્ત્ર સમજવાનું છે. અહીં ચાર પ્રકારના પ્રશ્નો ઉભા થાય છે. પ્રથમ એ કે, સમુદ્રયાન ધર્મશાસ્ત્રથી નિષિદ્ધ છે કે નહિ, બીજું ધર્મશાસ્ત્રથી નિષિદ્ધ

છતાં તે પાતિત્યના કારણરૂપે છે કે નહિ, ત્રીજું પાતિત્યના હેતુરૂપે હોય, છતાં તેનું પ્રાયશ્ચિત્ત છે કે નહિ તથા ચોથું પ્રાયશ્ચિત્ત હોવા છતાં તે પ્રાયશ્ચિત્તથી પવિત્ર થયેલા દ્વિજનો ભોજનાદિ સંસર્ગ સશાસ્ત્ર છે કે નહિ, આ ચાર પ્રશ્નો ઉભા થાય છે. હવે એક ઠેકાણે કહ્યું છે કે, "द्विजस्याब्धौ तु नौ यातुः शोधितस्यापि संग्रहः सत्रदीक्षा च सर्वेषां कमंडलुविधारणम्। यतेः सायं गृहस्थत्वं सुरभिस्तत्वदर्शिभिः। एतानि लोकगुप्त्यथ कलेरादौ महात्मभिः। निवर्तितानि कर्माणि व्यवस्थापूर्वकं बुधैः આ વચનમાં કહ્યું છે કે, સમુદ્રયાત્રા માત્ર ત્યાગ કરવા યોગ્ય છે. પણ કળિના આદિમાં કયા મહાત્માઓએ એકઠા મળી ઉપર કહેલ સર્વ કર્મો ત્યાગ કરવા યોગ્ય કહેલ છે, તે સ્પષ્ટ જણાતું નથી. કારણ કે કળિનાં કેટલાંક વર્ષ વીત્યા પછી યુધિષ્ઠિર મહારાજાએ અશ્વમેધ કરતી વખતે નાવદ્વારા દ્વિપાંતરમાં ગમન કર્યાની વાત ઈતિહાસમાં પ્રસિદ્ધ છે. તે પછી પરિક્ષીત રાજા તેમજ કળિયુગનાં ઘણાં વર્ષ વીત્યા પછી વિક્રમાદિત્ય રાજાએ પણ અશ્વમેધ કર્યાની વાત ઇતિહાસથી જણાય છે. હવે યુધિષ્ઠિરાદિ રાજાઓને યજ્ઞો કરાવનારા ઋષિઓ તથા મહાત્માઓ આ વાતનો નિર્ણય કર્યાની વાત શું જાણતા નહોતા અથવા તો શું તેઓ વિદ્વાન્ નહોતા? હતા જ. માટે ઉપર જણાવેલ બાબત કોઈએ પાછળથી ઉમેરેલી હોય, એમ જણાય છે. હવે જો સમુદ્રયાનનો નિષેધ હોય તો સ્મૃતિકારોના કહેવા પ્રમાણે તેનું પ્રાયશ્ચિત્ત પણ છે. જેઓ સમુદ્રયાનનો નિષેધ કરે છે, તેને પૂછવું કે સમુદ્રયાન લૌકિક છે કે વૈદિક છે? લૌકિક તો કહેવાય નહિ. કારણકે ઋગ્વેદના ઘણા મંત્રોમાં સમુદ્રયાન રાજાઓએ કર્યાની વાત છે. આથી એમ સિદ્ધ થાય છે કે, શ્રુતિસિદ્ધ સમુદ્રયાનનો શાસ્ત્રકારો નિષેધ કરે છે, એમ માનવું પડશે. અર્થાત્ લોકસિદ્ધ સમુદ્રયાત્રાનો અનુવાદ કરી શાસ્ત્ર નિષેધ કરે છે, એમ કહો તો તે ખરૂં. બીજો પક્ષ વૈદિક હોવાનો

લઇએ તો વિકલ્પ ખુલ્લી રીતે સિદ્ધ છે. હવે બીજા પ્રશ્નના સંબંધમાં ધર્મશાસ્ત્રમાં નિષેધ છતાં પાતિત્વના હેતુરૂપ સમુદ્રયાન છે કે નહિ, એનો વિચાર નકામો છે. કારણુ કે अथ पतनीयानि समुद्रयानम् ઇત્યાદિ સ્મૃતિથી સમુદ્રયાનનું પાતિત્ય પ્રસિદ્ધ છે. તો પછી પ્રસિદ્ધ વાતનો પ્રશ્ન શો ? ત્રીજો પ્રશ્ન પાતિત્યના કારણુરૂપ હોવા છતાં પ્રાયશ્ચિત્ત છે કે નહિ, આ પ્રશ્ન પણુ માલ વિનાનો છે. કારણુ કે પુનઃ સંસ્કાર કરવારૂપ પ્રાયશ્ચિત્ત સ્મૃતિકાર જણુાવે છે. તો પછી આ પ્રશ્ન કાંઇ રહેતો નથી. ચોથો પ્રશ્ન એ છે કે, પ્રાયશ્ચિત્તથી પવિત્ર થયેલા દ્વિજનો ભોજનાદિ સંસર્ગ સશાસ્ત્ર છે કે નહિ, તે પ્રશ્ન પણુ અસંભવિત છે. કારણુ કે શાસ્ત્રમાં ભોજનાદિ સંસર્ગ છે કે નહિ, એ વિચારવા જેવી વાત છે. વળી पंक्तिपावन एव सः ઇત્યાદિ જે પંક્તિની વાત છે, તે ઋત્વિકાદિના સંવરણુ કાળમાંની વાત છે. વળી अपांक्तेयत्व પણુ અધ્યયન તથા યાજનાદિ પંક્તિવિષયક વાત છે. જો ભોજનાદિ વિષયક સંસર્ગ માનીએ તો સઘળા બ્રાહ્મણોએ એક પંક્તિમાં બેસી ભોજન કરવું. વળી જૂદા જૂદા બેસીને ભોજન કરાય નહિ, એવું કોઇ શાસ્ત્ર પ્રતિપાદન કરતું નથી. વળી ભોજનાદિ તો બ્રાહ્મણાદિ વર્ણને યાગાદિ સમયમાં વિહિત છે. માટે પ્રાયશ્ચિત્ત કરેલા દ્વિજને પણુ એવા સંસર્ગનો અધિકાર નથી. આમ હોવાથી ચારે પ્રશ્નો અઘટિત છે. આ પરથી એમ સિદ્ધ થાય છે કે, પરદેશગમન નિષેધક શાસ્ત્રાર્થકારે સમુદ્રયાનની ગણુના અતિપાતકમાં કરી છે, તે યોગ્ય નથી. વળી આફ્રિકાદિ જનારાને પ્રાયશ્ચિત્ત છે તથા યુરોપ અમેરિકા જનારાને માટે પ્રાયશ્ચિત્ત નથી, એ વાત કોઇ પ્રમાણુથી સિદ્ધ કરી નથી. પણુ તે કેવળ પોતાની કલ્પના માત્ર છે. સ્મૃતિમાં તો કેવળ સમુદ્રયાન શબ્દ વાપરેલો છે. વળી સમુદ્રયાનમાં તો લંકા જવું, આફ્રિકા જવું, તેમજ ઈંગ્લાંડ જવું, આ

સર્વનો સમાવેશ થાય છે. હવે એક માટે પ્રાયશ્ચિત્ત તથા એક માટે નહિ, એ કોઇપણ રીતે યોગ્ય નથી. માટે પરદેશ ગમનમાં કોઇ રીતે બાધ નથી. આ સૌ લખવાનો સાર એ જ કે જેનું મન, વાણી, ધર્મ અને કર્મવડે પવિત્ર અને ઇશ્વર સમક્ષ યોગ્ય ફરજ સમજી ધર્મની ફરમાન મુજબ સદ્વર્તનના નિશ્ચય માટે સરજાયેલું છે, તેવા પ્રાણીઓ મન, વચન તેમજ ધર્મ અને ફરજપર, ગુરૂ ગોવિંદપર સંપૂર્ણ શ્રદ્ધા રાખી, પોતાના દેશ માટે, સંસાર માટે, આત્મબંધુઓના સુખ માટે, ધર્મના બોધ માટે દૃઢ સંસ્કારી બની, સ્વધર્મ પાળી યોગ્ય સ્થાનોમાં નિવાસ કરે તો કંઇ બાધ જેવું નથી ને દેશમાં કે ઘરમાં, ગુફામાં કે વનમાં રહેવા છતાં હરપળે પણ જેના આચાર વિચાર તથા ભોજન અપવિત્ર હોય તથા આશા તૃષ્ણાના મલિન તરંગવાળો લોભ, મોહ તથા સ્વાર્થથી જેનું મન ભરેલું હોય, તે ઘરમાં કે વનમાં બેઠેલો ગૃહસ્થ કે ત્યાગી સૌ કરતાં સેંકડો દરજ્જે બુરી વાસનાવાળો તથા અપવિત્ર છે.

માટે હે ભલા વાંચનાર! આ સૌ નિર્ણય તારી સમક્ષ છે. એમાંથી સારાસાર જે તારી બુદ્ધિ કહે તે તું તારા આત્મારૂપી ગુરૂને પૂછી, કલ્યાણકારી માર્ગમાં તારા મનને વલણ આપ. એજ આ પરદેશગમનથી થતી અસરના લેખનો હેતુ છે.



# પ્રકરણ ૧૧ મું.

## બાળલગ્ન, કન્યાવિક્રય અને પુનર્લગ્ન.

मांसपांचालिकायास्तु यंत्रलोलेऽङ्गपञ्जरे
स्नाय्वस्थिग्रंथिशालिन्याः स्त्रियाः किमिव शोभनम्
त्वङ्मांसरक्तबाष्पांबु पृथक्कृत्वा विलोचने ।
समालोक्य च रम्यं चेत्किमु त्वं परिमुह्यसि ॥

અર્થ;—નાડી, અસ્થિ આદિકની ગ્રંથિરૂપ જે કાંઇ અંગ છે, તેણે કરીને શોભા છે, એવી માંસની પુતળીરૂપ સ્ત્રીના, યંત્રના જેવા ચંચળ શરીરરૂપ પિંજરામાં શી સુંદરતા છે? અર્થાત્ કાંઈ નથી. ત્વચા, માંસ, રૂધિર, નેત્રામાં રહેતું જળ, એ સર્વને સ્ત્રીના શરીરથી ભિન્ન ભિન્ન કરીને, હે પુરૂષ! જોઇને વિચાર કર. જો સ્ત્રીમાં સુંદરતા હોય તો પ્રીતિ કર; નહિ તો તેને દેખીને કેમ વ્યર્થ મોહિત થાય છે?

પ્રાચીન કાળમાં કુમળી વયના બાળકોને વિષયની ગંધ પણ ન પહોંચે, સ્ત્રીઓનો સંસર્ગ પણ ન થાય, એ હેતુથી નિર્જન સ્થાનમાં સ્થપાયેલા ગુરૂકુળમાં મોકલી આપવામાં આવતા. બ્રહ્મચર્ય તપનું પાલન કરી, શરીરને બળથી, મનને બુદ્ધિથી અને આત્માને જ્ઞાનથી બળિષ્ટ બનાવતા, જીંદગીનો ચોથો હિસ્સો તેઓ બ્રહ્મચર્યાશ્રમને આપતા. આવા દૃઢ પ્રયત્નથી અખંડ બ્રહ્મચર્યના પ્રતાપે વીર્ય અને ઓજસની મૂડીથી વિશ્વના વ્યાપારમાં તેઓ ફત્તેહ પામતા.

આ કાળમાં પ્રાચીન પૃથા ઉપર પ્રમાદનો પડદો ફરી વળ્યો. શિક્ષણની પદ્ધતિઓ બદલાઇ અને આઠ આઠ દશ

દશ વર્ષના તેમજ મૂર્ખ વર્ગમાં તો ચાર કે પાંચ વર્ષમાં તદ્દન અજ્ઞાન, નાદાન બાળકોને, અવિહિત લગ્નની ઘાણીમાં પીલીને તદ્દન બાળ વયમાંજ તેમને ગળે અનેક જંજાળ, ચિંતા અને ફિકરની ઝુંસરીઓ ભરાવીને તેમના ભવિષ્યસુખની હોળી સળગાવવા લાગ્યા છે. લગ્ન શું છે? પ્રેમ શું છે? સંસાર શું છે? કર્તવ્ય શું છે? ભવિષ્ય પરિણામ શું આવશે? આ સૌ ઉપયોગી વિચારની તો મન ઉપર બીલકુલ લેશ માત્ર અસર નથી. સંબંધના હેતુને પણ સમજતા નથી. આવાં આવાં અનેક નિર્દોષ બાળકો અને બાળકીઓને અપકવ અવસ્થામાં સંસારમાં જોડી, આજકાલ કેટલાંક અજ્ઞાન મા-બાપો લાહવા લેવાની બહુ ઉતાવળમાં પડી જાય છે. આ લાહવો નથી, પણ જાણી જોઇને ભવિષ્યના સુખનું છેદન કરનાર હિતશત્રુ, દુઃખ દેનારા દુરાત્માના પાપનો કાવો કરી આપે છે. જે દુઃખના દાહથી અકાળે ચુંટાયેલી કળિઓની પેઠે બાળકોનાં કુમળાં શરીરો કરમાઈ જાય છે, તેમનાં મગજ તવાઇ જાય છે, બુદ્ધિ બહેર મારી જાય છે, મન નિર્બળ બની જાય છે, યાદદાસ્ત ઘટી જાય છે, સમજશકિતનું સત્યાનાશ વળે છે, વિઘ્નોનો દેખાવ પ્રત્યક્ષ નજરે પડે છે, વિદ્યાભ્યાસની વૃત્તિ ઉડી જાય છે, ઘરસંસારની પ્રબળ ચિંતા અને બીજી ફિકરરૂપી જંજાળોથી શરીર દુર્બળ પડી, દયામણી સ્થિતિમાં આવી પડે છે. પરિણામ એ આવે છે કે, અપકવ અવસ્થાએ સંસારમાં પડવાથી સંસાર સુધરતો નથી. અભ્યાસ અધુરો રહેવાથી ગુજરાનને માટે ફાંફાં પડે છે. બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ, બન્નેમાંથી કોઇ પણ વિષયનો પૂર્ણ લાભ કે જય મેળવી શકાતો નથી. આવાં આવાં અનેક કારણો અને તેનાં પરિણામોથી કાળે કરી કાળના મોંમાં કોળિયારૂપ થઇ પડવા સંભવ રહે છે. કદી ચાર કે ચૌદ વર્ષ સંસાર નિભ્યો, તો તેમાં પણ નિર્જીવ નીરસ સંસાર, મૃત્યુ કરતાં પણ અજબ દેખાવ બતાવે છે. ઉધરતી પ્રજા, રોગી, બાયલી, હીચકારી, કંતા-ચલી, નિમાલ્ય પેદા થાય છે. કેટલીક મૂર્ખ જાતિઓમાં કુબાલ

બહુ જોશભેર ચાલે છે, અને આગલાં પાછલાંને અનેક કારણોથી મહાન્ સંકટ વેઠવા ભવિષ્ય સુખને લાત મારવી પડે છે. વળી બાળ વિધવાઓ મહાવિપત્તિ ભોગવતી, અંતઃકરણનો શાપ આપી પોતાનું અનિષ્ટ કરનાર વડીલોનું ઇશ્વર પાસે અનિષ્ટ માંગે છે. જેના શાપ અને અગણિત પાપના છાંટાઓ જાતિને તેમજ આગલા પાછલાઓને દોષિત કર્યા વગર ન રહે, એ સંભવિત છે. ભયંકર સ્થિતિથી ડરી તેના પુનઃપરિણામ તરફ વિચાર લાવી, શ્રીમંત મહારાજા ગાયકવાડ સરકારે પોતાના રાજ્યની અંદર **સંમતિવય**નો કાયદો અમલમાં મૂકી બાળલગ્નો અટકાવ્યાં છે અને આપણે જોવા ભાગ્યશાળી થઇશું કે તેનું થોડા વરસમાં ઘણુંજ સારૂં પરિણામ આવશે. આ પગલે ચાલવાથી ફાયદો છે, છતાં આપણે જોઇ શકયા છીએ કે, અજ્ઞાન લોકો તરફથી બાળલગ્નો ઘણાં થાય છે અને પરિણામમાં ખેદ શિવાય બીજું જણાતું નથી. જ્યાં એવો કાયદો નથી, ત્યાં બાળલગ્નનો પ્રચાર કેટલો બધો વધી પડયો હોય, એ એક વિચારવા લાયક પ્રશ્ન છે. લગ્નની ઉમ્મરનો નિયમ, એ ભવિષ્યની ઉન્નતિનું અસરકારક બી છે. જ્યાં આવા કાયદાનાં બી નથી હોતાં, ત્યાં ફાયદાનાં ફળો કેવી રીતે ચાખીશું? બાળ લગ્ન માટે સખ્ત ઉપાયો લેવાય, તો અલ્પ કાળમાંજ આ દેશની સફળતા થયા વગર નજ રહે. દેશ, કાળ અને આગળ પાછળના સંજોગો તરફ ધ્યાન ખેંચતાં અરાઢ વર્ષના પુરૂષને તેર વર્ષની કન્યાઓનો લ ન સમય યોગ્ય જ થઇ પડશે. તેમાં શાસ્ત્રનો બાધ પણ નહિ આવે, અને અતિ બાળલગ્નથી બચ્ચાંઓનાં શરીર તેમજ સંસારની ધુળધાણી પણ નહીં થાય. પ્રભુ આવા વિચારોને દૃઢ બનાવી સંપ અને સલાહથી ઉન્નતિ માર્ગમાં દોરવી બાળલગ્નનો કઢંગો રીવાજ નાબુદ થાઓ. એટલું જણાવી, હવે આપણે કન્યાવિક્રય તરફ આવીએ.

## કન્યાવિક્રય.

### દુહો.

ગલા કાટ કલમા પડે, મુખસે કહે હલાલ;
સાહેબકે દરબારમે, હોગા કોણ હેવાલ.
(બોધવચન)

કન્યાવિક્રય જેવું બીજું કોઇ પાપ નથી. આ પ્રકરણના મથાળા ઉપર જણાવેલું છે કે, નાડી, આસ્થિ, ત્વચા, માંસ, રૂધિર, હાડકાં આ સૌમાં માતાપિતાના રકતનો પ્રવેશ છે. શરીરને લોહીમાંથી ઉત્પન્ન થયેલી કન્યાને વેચનારો પિતા, સર્વ પાપીઓમાં મહા પાપી છે અને તે ભયંકર રૌરવ નરકમાં પડે છે.

મૂર્ખ અજ્ઞાની અવાચક બકરાની માફક અજ્ઞાની બાળકીઓને ખવાડી, પીવાડી, હાથે તથા માથે હાથ ફેરવી, બેટા, દીકરા, અને અનેક પ્રેમના પ્રિય શબ્દો કહી, કસાઇ જેમ એક બકરાને હલાલ કરે છે, તેમ એક નિર્દય પિતા કે વાલી, પૈસાના પોટલા વાસ્તે નિર્દોષ બાળકીઓની જીંદગાનીને ( હલાલ ) કરે છે. મતલબ કે વેચે છે ને ભવસાગરરૂપી દરિયામાં ડૂબકી ખવડાવી જીંદગીને ત્રિવિધ તાપમાં હોમે છે. માત્ર તે પોતેજ નહિ, પણ તેના પિતૃઓ, પુત્રો, એવું કાર્ય કરાવનાર બ્રાહ્મણ, પુરોહિત, કુળગોર જુવાન કે વૃદ્ધ દલાલીરૂપી દમડીઓ મેળવનારાઓ, આવા ખોટા કામમાં મદદ કરનારાઓ કુંભિપાકના ભીષણ નરકમાં કન્યાના શરીર ઉપર જેટલાં રૂવાડાં હોય, તેટલાં વર્ષો સૂધી સડયા કરે છે. પછી આવાં ખોટાં કર્મ કરનારાઓને આ ભવ ને આવતા ભવમાં સુખ કયાંથી ? તેઓ સંપત્તિ, સંતતિ અને કીર્તિનો નાશ ખમે છે. આવાં પરિણામ સમજ-જનારે તથા ભવિષ્યનું હિત ચહાનારાઓએ કદી પ્રાણ ગયે પણ કન્યાવિક્રય કરવો કે કરાવવો નહિ, એટલુંજ નહિ પણ તેવાં ખોટાં કામમાં મત પણ આપવો વાજબી નથી.

**आचाराल्लभते स्वायुराचारादीप्सिताः प्रजाः।**
**आचाराद्धनमक्षय्यमाचारो हन्त्यलक्षणम् ॥**

અર્થ:—સારા આચારથી પોતાનું આયુષ્ય વધે છે, સારા આચારથી મન માનતી પ્રજા થાય છે, અને સદાચારથી અક્ષય ધન મળે છે. તથા અસુભ ફળ ઉપજાવનારાં દેહમાં રહેલા અપલક્ષણુ જતા રહે છે.

( સુંદરી ગુણુ મંદિર )

આવાં આવાં ઉત્તમ વિચારોનું ખંડન કરી પૈસાના લોભી મોહજાળમાં ફસાઇ, ગરીબ નિર્દોષ ગાયરૂપી દીકરીઓનું કેટલું અહિત કરે છે? ગાયની માફક કન્યાને જ્યાં દોરે ત્યાં જાય. વડીલોની આજ્ઞાને માથે ચડાવનારી કન્યાઓના વડીલો, માતાપિતા, જ્યારે પોતેજ અહિત કરનાર અધિકારીઓ બને, ત્યારે જણીને તરતજ પોતાનાં બચ્ચાંને ખાઈ જનારી નાગણમાં અને વડીલોમાં શો તફાવત રહ્યો? પાપ એ એવી વસ્તુ છે કે, કાનને એ શબ્દ અપ્રિય લાગે છે, ત્યારે આવાં આવાં અનેક કૃત્યોથી જે છાતીના ઉપર પાપરૂપી બોજ થાય છે, તેનો અતિભાર કયે કાળે દૂર કરી શકાશે? બે હાથ વગર તાલી પડતી નથી, તેમજ આવી બેસમજ કન્યાનું ભવિષ્યના સુખનું છેદન કરી લેનારને પણુ એવોજ દોષભાગી ગણેલો છે. કારણુ કે શાસ્ત્રની મર્યાદાનું ઉલ્લંઘન થાય છે, સ્વાર્થને માટે વેચાતી લીધેલી કન્યા, પત્નીનું પવિત્ર પદ ધારણુ કરીને ધર્મ કે યજ્ઞ યાગનાં કે અ ત સુખ શાંતિના શુભ કાર્યોમાં કદી પણુ ભાગ લઇ શકતી નથી. કશ્યપ ઋષિ કહે છે કે "દ્રવ્ય ખર્ચીને વેચાતી લીધેલી નારી, પત્ની અથવા સહધર્મચારિણી થઈ શકે નહિ. તેમજ યજ્ઞ યાગાદિ દેવકર્મ તેમજ શ્રાદ્ધ પક્ષાદિ પિતૃધર્મ અને સાધારણુ રીતે હવ્ય-કવ્યના પ્રસંગોમાં એવી વેચાણુ લીધેલી કન્યા ઉપયોગી થઈ શકતી નથી.

અર્થાત્ ધર્મ કે તે કન્યા કરી અથવા કરાવી શકતી નથી. કદાચ કરે કરાવે તો તેનું ફળ મળતું નથી. એ કન્યા પત્ની નહિ પણ દાસી કહેવાય છે.”

દ્વિતીય લોહાણા કૉન્ફરન્સ-ખીમજી દયાળનું વ્યાખ્યાન.

આ રીતે કન્યાવિક્રયનો આપણા શાસ્ત્રમાં સખ્ત નિષેધ કરવામાં આવ્યો છે; છતાં પણ દુર્ભાગ્યવશાત્ આજે પણ પવિત્ર અને ધર્મપરાયણ ગણાતી કોઇ કોઇ જ્ઞાતિમાં કન્યાવિક્રયનો કુચાલ પ્રબળ પગપેસારો કરી રહ્યો છે. જે જ્ઞાતિઓ કન્યા ધનને બિલાડીનાં રૂવાડા જેવું જાણવાને પોતાના ધર્મની આજ્ઞાઓથી બંધાયેલી છે, તેમનામાં પણ આજે ઘણે ઠેકાણે કિંમત લઈ કન્યા વેચનારા ઘણા મળી આવે છે, એ શું ઓછી અફસોસની વાત છે! આમ જ્યાં વધારે અપાતી રકમ ઉપરજ કન્યા લેવા દેવાનો સવાલ રહ્યો, ત્યાં ઢીંગલી કે પુતળીઓ જેવા બજારૂ સોદા ઉપરાંત બીજી શી આશા રાખી શકાય? વય, ગુણ, સ્વભાવ, જ્ઞાન, વિદ્યા, કુલીનતા કે યોગ્યતાનું કારણજ શું રહે? ત્યાં તો જે કોઇ સૌથી વધારે કિંમત આપે, જે કોઇ મોટામાં મોટી બીટ મારે, તેને લીલાઉ થયેલી કન્યા મળે છે અને તે કાર્ફર્ડના લીલાઉખાનામાંથી ખરીદેલી વસ્તુ માફક તેનો માલ ધણી થઇ શકે છે. કેટલી બધી પિશુનતા! કેવો ઘોર સ્વાર્થ! અને કેવી નીચ બુદ્ધિ! અરેરે! ધર્મના ઉદ્ધારક પુરૂષો, જ્યારે ધર્મનોજ વિનાશ કરવા લાગે, કાળજાનાં લોહીમાંથી પેદા કરનારા વડીલો, જ્યારે કસાઇ બનીને કન્યાના ગળામાં લોભ અને સ્વાર્થને ખાતર ફાંસો નાંખે; રક્ષક જ્યારે ભક્ષક થાય, અને વાડ જ્યારે વેલાને ખાય, ત્યારે તેમને આધારે રહેલાં બિચારાં ગરીબ બચ્ચાંઓનો શું ઉપાય? ખરેખર હવે તો હિંદમાં ઘોર કલિયુગ આવી પહોંચ્યો છે. નહિ તો પવિત્ર આર્યોને આવી ઉલટી બુદ્ધિ કેમ સૂઝે? કહ્યું છે કે,

સુધરનકી ઊધરન લગી, કુધરનકી કયા બાત ?
અરે ! સમા કુલક્ષણા ! તુજપર પર્ચો ન ઘાત !

કવિનું કપાતા કાળજાથી લખાયેલું આ વચન જ આજે કડવા અનુભવમાં ઉતરવા લાગ્યું છે. પોતાના આત્મામાંથી પેદા થયેલા પ્રાણુથી પ્યારાં કુમળાં બચ્ચાંઓને પાપી પેટને ખાતર તેમજ નીચ સ્વાર્થને ખાતર બજારી સોદાની માફક વેચવાં, એ અફસોસકારક છે. વિનાશકારી અનિષ્ટ રિવાજને બંધ કરો. અર્થાત્ આવા ભયંકર ક્ષયના રોગથી સૌ કોઇ બચો અને કન્યા તથા બાળાઓના ભવિષ્યના સુખમાં વૃદ્ધિ કરી તેમના સાચા આશીષથી સુખી થાઓ.

## પુનર્લગ્ન.

### શાર્દૂલવિક્રીડિત.

નારી નિત્ય રહે પ્રસન્ન ન મૂકે, સૌભાગ્ય ચિન્હો કદા,
સંભાળે ઘર સાફ વસ્તુ સઘળી, પાત્રાદિ રાખે સદા;
જે સંપત્તિ વિપત્તિ હોય ઘરમાં, તે ન જણાવે કદી,
રાખે લાજ સમાજમાં જઇ જનો, પાસે ન નાખે વદી.

પંડિત ગટ્ટૂલાલજી.

આપણા દીર્ઘદર્શી પૂર્વજો, દેશ, કાળ અને સ્થિતિને સારી રીતે જાણતા હતા. પ્રાચીન ઋષિમુનિઓએ કરેલ રીતિ, રીવાજ અને સંપ્રદાયો ભવિષ્યફળને ઉન્નતિ માર્ગમાં લાવે, એવા હેતુથી યોગોનો પ્રથમ નિર્ણય કરી, રચાયલા છે. વર્ણાશ્રમના ઉપર દીર્ઘદૃષ્ટિ દોડાવી, જે ફળદાયક નિશ્ચયો તેમણે કરેલા, તેના આધારો, મનુસ્મૃતિ,વેદ,પુરાણ,શ્રુતિ અને શાસ્ત્રોમાંથી અનેક ધર્મગુરૂઓ અને આચાર્યો આપણને બોધરૂપે સંભળાવે છે. સ્ત્રી અને પુરૂષ શું છે ? તેમાંથી ઉત્પત્તિ શું છે ? સંબંધ શું છે ? અને પરિણામ શું છે ? એ વિચાર કર્યા વિના જે પુનર્લગ્નની આશાની પાશમાં બંધાય છે, તે જાદુઈ ફાંસીમાં ફસાય છે.

## બીજ અને ક્ષેત્રનો વિચાર.

**क्षेत्रभूता स्मृता नारी बीजभूतः स्मृतः पुमान् ।**
**क्षेत्रबीजसमायोगात्संभवः सर्वदेहिनाम् ॥**

**(धर्मशास्त्र)**

અર્થ:–ધર્મશાસ્ત્રમાં સ્ત્રીને ક્ષેત્રરૂપ કહેલી છે, અને પુરૂષને બીજરૂપ કહેલો છે. આ ક્ષેત્ર અને બીજના સમાગમથી સર્વ દેહધારીઓની ઉત્પત્તિ થાય છે.

વેદવ્યાસ, ઋષ્યશૃંગ વગેરેના જન્મમાં બીજનું પ્રાધાન્ય છે. આમ કોઇ ઠેકાણે બીજ અને કોઇ ઠેકાણે ક્ષેત્રને મુખ્ય ગણવામાં આવે છે.

કુળ, ધર્મ, જ્ઞાતિ, રીવાજ, દેશ, કાળ અને લજ્જાને દૂર નાંખી, ધર્મ કર્મનો લોપ કરનારો કલિયુગ, ઉતાવળી ગતિએ હિન્દ ઉપર પોતાનો અધિકાર જમાવવા લાગ્યો છે. કાયર અને બાયલા, હીનપુરૂષાર્થી, જેમ રણક્ષેત્રમાં ટકી શકતા નથી, તેમજ કામ અને વિષયના પાશમાં અંધ બની રહેલા અજ્ઞાની જીવડાઓ પુનર્લગ્ન તરફ મન દોરવવા પ્રયત્ન કરે છે. તેના પુનઃ પરિણામ ઉપર વિચાર ન દોડાવનારા, જાતિ, કુળ અને ધર્મ કર્મને તથા આચાર્યો કે ધર્મગુરૂઓના બંધારણને ન સમજનારા તથા ઊંચ અને નીચના અધિકારની પૂરી ફરજ ન જાણનારાઓ તેમાં ધૂસવાને માથાં મારે છે, પણ ઊંચ અને ઉત્તમ અધિકારી સ્ત્રી પુરૂષથી ઉતરી આવેલી ઉમદા ઓલાદે સમજવું જોઇએ કે;—દેવતા, અગ્નિ, સૂર્ય અને દેવરૂપી ગુરૂ સમક્ષ એકજવાર જે પવિત્ર કોલકરારથી એકજ પતિના ચરણમાં તન અને મનનું એક વખત અર્પાયેલું દાન પાછું લઇને બીજાને કેમ આપી શકાય? ઉભેલાં સ્ત્રીપુરૂષો અને બાળકો સમક્ષનો તે પ્રત્યક્ષ દેખાવ, તેમજ જગતમાં કાઢેલો વરઘોડો

અને એકજ પતિને આપેલો હાથ તે બીજા પતિના હાથમાં કેવીરીતે જાય ? હાથી મરે છે, ત્યાંજ દટાય છે, કેશરીસિંહના મરણ બાદજ તેના મુછનો બાલ લેવાય છે, કૃપણનું ધન પણ મરણ બાદજ પારકાના તાબામાં જાય છે, આટલું છતાં સાચી શુદ્ધ દંપતીના શરીરનો પતિ તરીકે સ્પર્શ મરણ બાદ પણ થવો મુશ્કેલ છે. સતીઓનો તો એક જ પતિ હોય છે. વચન, શિયળ, ધર્મ, કુળ અને જાતિ અભિમાનની ટેક સાચવવા સાતસો રજપૂતાણી બળી મુઇ, પણ અયોગ્ય કે અધર્મને સ્પર્શ કરવા પણ નજરને રોકી નહિ. આ બાબત ચિતોડનો ઘેરો વાંચવાથી સ્પષ્ટ જણાશે.

અણુહિલવાડના ચાવડાવંશની કૃષ્ણાકુમારી, ઉદેપુરના રાણા, જે રજપૂતોમાં સૌથી ઊંચા કુળના મનાય છે, તેની પુત્રી ઇ. સ. ૧૭૯૨માં જન્મી હતી. તેની ધીરી ચાલ, મૃદુ ભાષણ તથા સર્વાંગનું લાવણ્ય એવાં તો મનોહર હતાં કે, ઘણા લોકો તેને 'राजस्थानतुं कमळ' કહેતા હતા.

મહાન્ યુરોપીઅન મેલકમ સાહેબ જેવાએ પણ તેનાં રૂપ તથા ગુણનું વર્ણન આપ્યું છે.

આ કન્યાનો વિવાહસંબંધ જોધપૂરના મહારાજા સાથે થયો હતો, પરંતુ લગ્ન થતાં પહેલાંજ મહારાજા મરણ પામવાથી, જયપૂરના મહારાજાએ અને જોધપૂરના મહારાજાન. રાજકુમારે બંન્નેએ નજર દોડાવી.

આ તકરાર, અદેખાઇ, કુસંપ અને લડાઇરૂપી વિઘ્ન આફત-માંથી બચવા, પતિ ન ગ્રહણ કરતાં (વિષ)ના પ્યાલાને તેણીએ પસંદ કર્યો. વિષપાન કરતી વેળા પણ કૃષ્ણા હસતીજ રહી હતી. મહાન્ ધૈર્યને લીધે અદ્યાપિ ઇતિહાસમાળામાંના એક પવિત્ર મણુકારૂપે તે અમર થઇ છે. લક્ષ્મી, રૂક્ષ્મણી, મીરાં, દમયંતી, અહલ્યા, તારા, રાણકદેવી, વિમળા,

રૂપમતી, પદ્મિની, અને ઘણું તેજ અને સત્યના રૂપમાં ગવાયલી તારામતી છે. આ સૌ સ્ત્રીઓ શાથી પ્રખ્યાત છે? પોતાના ગુણ, સંસ્કાર, ટેક અને શિયળની દઢતાના પ્રતાપે આજે પણ તેઓ અમ્મર નામમાં ગવાઇ રહ્યાં છે. વાંચો! દઢતાનો સિદ્ધાંત–દ્રૌપદીમાં કેવો અસરકારક છે.

આ ઉપરથી એટલું સમજવાનું કે, સારાં યોગ્ય, ન્યાય તથા કર્મમાં વૃત્તિ રાખીને આપણે આપણા પૂર્વજોના યોગ્ય લક્ષણને માન આપવું જોઇએ અથવા શું તેઓના માન ઉપર પાણી ફેરવી, ધોબીના કપડાની માફક એક પછી બીજો, અને બીજો ગયો કે ત્રીજો પતિ પરણી સુખ માનવું જોઇએ?

ગુજરી ગયેલા માતા પિતા કંઇ બજારમાં મળે છે? તન, મન, અને ધન સાથ, જીંદગીના સર્વ સાધનોનો દઢ સંકલ્પ કરી, પવિત્ર એકતાની ગાંઠથી બંધાયેલા પતિનો દેહ વિલય થયા પછી, **પ્રેમની રેખ ઉપર** લોખંડની **મેખ મારી**, બીજો ધણી કેમ કરી શકાય? વિધવા સ્ત્રીને કુટુંબ, ધર્મ, જગત્ અને ઇશ્વર તરફનાં ઘણાં કર્ત્તવ્યો કરી પોતાની બાકી રહેલી જીંદગી પવિત્ર જનસેવામાં ગાળવાનો વિશાળ અવકાશ છે, ત્યારે આવા પવિત્ર માર્ગને ત્યજી દઇ ફરીથી દુગ્ધામાં પડવાનું કારણ શું? સ્ત્રી જાતિના કલ્યાણને માટે તેમનાં શિક્ષણ, ઉપદેશ, શીવણ, ભરત વગેરે કાર્યો શીખવવામાં અને દીન, દુઃખી તથા વૃદ્ધ બાઇઓને સેવાસદન જેવી સંસ્થાઓદ્વારા સહાયભૂત થવામાં જો વિધવાઓ પવિત્ર જીવન ગાળે તો તેમાં તેમની શી હાનિ થાય?

સંસારના હવાઈ સુખને માટે ધૂમાડાના બાચકાઓને સેવવા માટે એક ભવમાં બે ભવ કરી, ઉચ્ચ કુળ, જ્ઞાતિ, અને ધર્મના મૂળને ખાલી વિષયરૂપ શૂળ ઉપજાવી, તેમાંથી ખાલી ઝાંઝવારૂપ ધૂળ શિવાય શું જણાશે? એથી ભવિષ્યની ઓલાદ શું તેજસ્વી કે સુખદાયી નીવડશે?

આથી જ્ઞાની અને સમજુઓએ એમ જ માનવાની ફરજ છે કે ભોગવ્યું એટલું જ સુખ હિતકારી સમજી દૈવની અલૌકિક ગતિની વિચિત્ર રચના ઉપર આભાર માની ઉન્નતિના માર્ગને સ્વીકારવો, એ જ શ્રેયસ્કર છે. ઉચ્ચકુળ અને વર્ણના ઉત્તમ અધિકારી સ્ત્રી પુરૂષોની ફરજ એ છે કે, પોતે ઉત્તમ પગલે ચાલી બીજાઓને પણ ઉત્તમ સ્થિતિએ લાવવા પ્રયત્ન કરવું જોઇએ.

## પુનર્લગ્ન માટે કોને રજા છે?

**नष्टे मृते प्रव्रजिते क्लीबे च पतिते पतौ**
**पंचस्वापत्सु नारीणां पतिरन्यो विधीयते ॥**

અર્થઃ-પતિ, પાછા સમાચાર ન આવે એવી રીતે રખડી ગયો હોય, મરી જાય, સંન્યાસી થઇ ચાલી નીકળે, નપુંસક નીવડે તથા જાતિભ્રષ્ટ થાય, એ પાંચ પ્રકારમાંની આપત્તિ વેળાએ સ્ત્રીઓને અન્ય પતિ કરવાનું કહેલ છે. (પણ તે સ્ત્રી વિવાહિત ન હોય, પણ કેવળ વાગ્દાન થયેલ હોય.)

જ્ઞાતિ, કુળ, ધર્મ, ન્યાય, ટેક, અને સદ્‌ગુણની વૃત્તિમાં ઓછા સંસ્કારવાળી, પોતાનું શિયળ જાળવી શકવા જેટલા મજબૂત હૃદયના બળ વગરની, જુવાનીના વહન સામે લાચાર બનેલી, સંતાન વગરની, નાની વયની, અને મોહરૂપી સંસારસુખની ઇચ્છા રાખવાવાળી બાળાઓ, પુનર્લગ્ન કરે તો છાનાં પાપમાંથી બચવા ખાતર જ તેટલે જ ન્યાયે એ તક ઇષ્ટ ગણવી ફળદાયક છે. કારણ કે અનેક જાતનાં છૂપાં કર્મ અને પાપ માર્ગ તરફ ઘસડાઇ કમભાગ્યે સંસારસુખના લહાવા બાબત ખોટી રીતે લજ્જા ખોવી, અને અનેક જાતનાં માઠાં પરિણામને તાબે થવું, તેના કરતાં તેવાંઓને આ પુનર્લગ્ન ફળદાયક છે, એમ માનવું કેટલેક અંશે વાસ્તવિક ગણાશે. તેમાં પણ જ્ઞાતિ, ધર્મ, કુળ તથા કેળવણી સાથ ભવિષ્યના

હિતનો પૂર્ણ વિચાર કરી અને અનુભવી ઠરેલ મતિને અનુસરી ચાલવાથી કંઈક પણ અંશે ભવિષ્ય લાભ મળવા સંભવ રહે, એ નિર્વિવાદિત છે. આ સૌ છતાં કાર્યનો આરંભ કરવા પહેલાં પરિણામનું ફળ શાંત બુદ્ધિથી સત્ય વિચારી અપાર ડહાપણવાળા ન્યાયની મદદ માંગી કાર્ય હાથમાં ધરવું.



# પ્રકરણ ૧૨મું.

## મંત્ર જંત્રથી થતી પાયમાલી.

**સીદન્તિ સન્તો વિલસન્ત્યસન્તઃ પુત્રા મ્રિયન્તે જનકશ્ચિરાયુઃ।**
**પરેષુ મૈત્રી સ્વજનેષુ વૈરં પશ્યન્તુ લોકાઃ કલિકૌતુકાનિ ॥**

અર્થઃ—સત્પુરૂષો દુઃખી થાય છે, દુર્જન પુરૂષો વિલાસ કરે છે, પુત્રો મૃત્યુ પામે છે, પિતા દીર્ઘ આયુષ્ય ભોગવે છે, શત્રુઓમાં મિત્રતા થાય છે અને સ્વજનોમાં વૈર થાય છે. હે લોકો ! આવાં કળિયુગનાં કૌતુક જુવો.

પ્રિય વાંચનાર ! આ દુનિયામાં અનેક જાતના માયાવી ખેલો, પ્રપંચો, બોલીઓ, બાંધણીઓ તેમજ જાતજાતના હવાઈ જાદુઇ ખેલો અજમુદા તરીકે અજમાયશથી પરિપકવ કરી, ગરજાઉ અને લોભ લાલચનાઓ માટે એક જાળરૂપ તૈયાર કરેલા રંગબેરંગી આ દુનિયાની સપાટીપર અનેક ખેલો ઘણાના જોવામાં આવ્યા હશે. માણસને ગરજ, એ ગળપણથી ગળી હોય છે. પોતાને સુખ કયારે મળે, પોતાનું ધારેલું કામ કયારે પાર પડેકે કીમિયાથી દ્રવ્ય કયારે મળે, આવી પડેલું કષ્ટ કયા મંત્ર કે તંત્રથી શાંતિ આપે; આ ઉપરાંત પોતાનો લાભ કે લોભ જોતાં પોતાને વશ થઇ, અમુક સ્ત્રી કે પુરૂષ મ્હારી તરફ જ ફક્ત મ્હારાં જ થઇ કયારથી રહે, એ પ્રમાણે સ્ત્રી પુરૂષને, પુરૂષ સ્ત્રીને અનેક જાતના લોભથી, લાભથી કે હવાઇ પ્યારથી પોતાના સુખ માટે બાવાસાધુ

ફકીર કે કીમિયા કરનારાઓ પાસે અનેક જાતની લાલચથી મનુષ્યો જાય છે. મંત્ર અને તંત્ર અનેક હોય છે. જેવા કે, મોહિનીનો મંત્ર, ભૂત પ્રેત બોલાવવાનો મંત્ર, ડાકણને જગાડવાનો મંત્ર, મુઠનો મંત્ર, નજર બાંધવાનો મંત્ર, સ્ત્રી કે પુરૂષ વશ કરવાનો મંત્ર, મનવાંચ્છિત સિદ્ધિ માટે તંત્ર, દેહરક્ષાનો મંત્ર, દરિદ્રતા નાશ કરવાનો મંત્ર, ગર્ભ રોકવાનો મંત્ર, રિદ્ધિ સિદ્ધિનો મંત્ર, કામણ આદિ દોષ જાણવાનો મંત્ર, જંગલમાં રહેવાની રક્ષાનો મંત્ર, તાવનો, મંત્ર, માથાનો દુઃખાવો તેમજ શૂળ વિગેરેનો મંત્ર હોય છે. લોભ અને લાલચના ભોગી સ્ત્રી પુરૂષો ઉપરાંત, અનેક જાતના રંગબેરંગી ધંધાને અંગે સટ્ટા ખેલનારાઓને આવાં કામોપરથી પોતે પૈસાદાર થવા માટે સ્વાર્થને લીધે શ્રદ્ધા લાગે છે. એક અફીણની તેજી કે મંદી દશ જણાને જૂદો જૂદો આંક કહેતાં જે દશમાંથી ફાવે છે, તેવા એકને શ્રદ્ધા ફળી એમ મનાવી તેવા કને કહેનાર પોતાનો લાભ જાળવે છે. નસીબના યોગથી સાત પાંચને કહેતાં એક બેનો પાસો પાર પડે છે; અને પૈસો મેળવે છે. ત્યારે તેવાઓ હદપાર શ્રદ્ધાળુ બની એવા યોગી બાવા કે ફકીર સાધુને એક મહા મહંતનું પદ આપવામાં વિલંબ લગાડતા નથી અને જ્યારે બે કે ત્રણ વખતમાં સૌ મૂકી ઘરનાને ગાંઠના પૈસા મૂકી દેવાદાર બને છે ત્યારે પોતાના જીવાત્માને હોળી સમાન માની જીવપર પણ આવી જવાની કેટલાકોએ તયારી કરી છે. જ્યારે આગલા પાછલા કે દેવગુરૂઓ, સ્નેહીઓ કે સાથીઓ તથા ખાનારાઓ પણ તેવી તકે સહાય થતા નથી, તેવીજ તકે પસીનાનો પૈસો પસંદ કરે છે, પણ પછીનું ડહાપણ શું કામનું? ઇંદ્રની અપ્સરાઓ જેવી રંભા સ્ત્રીઓને મેળવવા માટે તેમજ ધનના લોભી કે વારસો મેળવવાના તેમજ શત્રુવટથી મુઠ મારનારાઓ કે દુશ્મન તરીકે સામાનું અહિત કરવા માટે સિદ્ધ મંત્ર

જાણનાર કને તેવાઓ જાય છે. આવા લોકો આવેલા આદમીઓનું રૂપ, રંગ, જાત, ભાત, દુઃખ તથા દર્દ ધ્યાનમાં લઈ, લીંબુ, સોપારી, ગુગળ, લોબાન, ધૂપ દીપ સાથ પૈસા તથા રૂપિયાથી બાધા આખડીઓ દેવ કે દેવીની પીર કે પેગમ્બરની લેવડાવી, હ?? હમ્મેશ માટે ફેરા ખાતા કરે છે. આમાંથી કંઈક યોગે કરી સહેજસાજ સમયને લગતું કામ કદાપિ જો બને છે, તો તેથી કરી આવનાર આદમી સ્ત્રી કે પુરૂષ શ્રદ્ધાળુ બને છે. આવા યોગોમાં કંઇક ઉલટપાલટ થવાથી વશને બદલે કવસ, તરવાને બદલે મરવા લગણની વાત બની જાય છે. જ્યારે જાત માટે જેમ જેમ દુઃખી વધારે થાય છે અને પૈસે ટકે લાચારી જેમ જેમ વધારે આવતી જાય છે ત્યારે સાચું શું છે, તેને વિષે અંતર-ખ્યાલ પછીથી ખોળવા માંડે છે. દેવ, દેવતા, દેવીઓ તેમજ અનેક જાતની કોશીશોમાં ભાગ્યેજ ભાન હોય છે કે આ દુઃખ શું છે, અને એનો ઉપાય શું? વશીકરણની રાખમાં ઘણાકો માખ જેવા બની ગયા છે. શરીરમાં રાખ ચોળીને સાધ્વી થયેલી વેશ્યા, વૃદ્ધ યતિ અને દેવસેવા રાખનારી વૃદ્ધ ગણિકા, આવાઓનાં દર્શન, ઠાઠ તથા દેખાવ ઘણાં ભારી હોય છે. માણસ જાતને મોહ, લોભ તથા સ્વાર્થ જ આવાઓમાં ઝંપલાવે છે. રફ્તે રફ્તે દાસ બનીને કે પોતાનું સૌ અર્પણ કરીને તેવાઓની સેવામાં તેઓ રહે છે.

કામી સ્ત્રી કે પુરૂષ ગરજાઉ ગંગારામ કે વશ પડેલો વરજીવન જો અંદર ખાનેથી ગુંચવાયેલો હોય છે, તો કહે છે કોને? જેમ જેમ વખત જાય છે, તેમ તેમ વધારે વધારે, કોશેટો જેમ પોતાના તાંતણામાં પોતે જેમ ગુંચવાય છે, તેમ ગુંચવાતો જ જાય છે. સારી અને બુદ્ધિમાન્ કાયાને કષ્ટમાં નાંખે છે, પૈસેથી ખુવાર થાય છે, જ્યારે પોતાનો તેમ જ પારકો દેહ ભ્રષ્ટ કરવાને ન પીવાનું પીએ છે ને પાય

છે. ન ખાવાનું ખાવામાં આવે છે ને અનેક ઉપદ્રવો જાત-જાતના શરીરપર લાગવાથી મહાકષ્ટ અને દુઃખમાં શરીરને ગાંડ પણ આવતાં વખતે કેટલાક ખાખ સમાન બની બેહાલ થાય છે. માણસનું શરીર પંચમહાભૂતનું છે. ગ્રહો, ઉપગ્રહો અને અનેક શક્તિઓ જન્મથી અંત લગણુમાં સુખ દુઃખરૂપે શરીરપર અસર કરે છે.

કુબુદ્ધિથી સ્વાર્થ અને લોભથી મૂર્ખાઓને આપેલા મૂર્ખાઇ ભરેલા પ્રયોગોના મહા દુઃખદાયક ધૂપો, પલીતાઓ, બાંધવાનાં તાવીજો, ઉપરાંત દોરાઓ અને ચીઠ્ઠીઓ તેમ જ ગમે તેવા ગેર ઉપયોગી મંત્રોના માંદળીયાંઓથી વશને બદલે કવશ થાય છે, માંદગી ન છૂટતાં મરણને શરણ થાય છે, અને એકમાંથી નીકળતાં બીજી અનેક હોળીઓ સહન કરવી પડે છે, જેમાં પોતે તેમ જ સંબંધીઓ પૈસે ટકે પાયમાલ થાય છે. આવાં કામોમાં ત્યાગ કરવા યોગ્ય દોષ શું છે, અને ગ્રહણ કરવા યોગ્ય ગુણ શું છે, એ ઉપર બહુ લક્ષ આપવું જોઇએ. એ માટે ભર્તૃહરિ શતકમાં કહ્યું છે કે;—

**लोभश्चेदगुणेन किं पिशुनता यद्यस्ति किं पातकैः**
**सत्यं चेत्तपसा च किं शुचि मनो यद्यस्ति तीर्थेन किम्।**
**सौजन्यं यदि किं गुणैः स्वमहिमा यद्यस्ति किं मण्डनैः**
**सद्विद्या यदि किं जनैरपयशो यद्यस्ति किं मृत्युना॥**

અર્થઃ—જો લોભ (ધન મળ્યા છતાં પણ અધિક મળવાની ઇચ્છા) હોય તો નિર્ગુણપણાંની શું જરૂર છે? (કારણ કે જો લોભ હોય છે, તો સર્વ ગુણ વ્યર્થ થાય છે.) જો ચાડીયાપણું હોય તો પાપનું શું કામ છે? કેમકે ચાડીયાપણામાંજ સર્વ પાપ સમાય છે. જો સત્ય હોય તો તપનું શું પ્રયોજન છે? (સત્ય બોલવાથીજ તપનું ફળ મળે છે.) જો શુદ્ધ મન હોય તો તીર્થનું શું પ્રયોજન છે? (તીર્થમાં સ્નાનનું શુદ્ધ ફળ

મનથીજ થાય છે.) જો સુજનપણું હોય તો પોતાનાનું શું પ્રયોજન છે? (કારણ કે સુજનતાથી સર્વે પોતાના થાય છે) જો સારો મહિમા હોય તો ઘરેણાનું શું પ્રયોજન છે? કારણ કે મહિમા જ શોભા આપે છે. જો સદ્‌વિદ્યા હોય તો ધનનું શું પ્રયોજન છે? (કારણ કે સર્વ ધન કરતાં વિદ્યારૂપી ધન ઉત્તમ છે.) જો અપયશ હોય તો મૃત્યુનું શું પ્રયોજન છે? (કારણ અપયશ જ મરણનું કાર્ય કરે છે.

સમજુ વર્ગે આમાંથી ગ્રહણ કરવા લાયક ગુણોનો જો સારો પાકો અનુભવ કરેલો હોય છે, તો એવા આડંબરવાળા દેખાવોથી કદી પણ મોહ કે સ્વાર્થ, લોભ કે તુચ્છ સુખની ભાવના થતી નથી અને એવા સત્યવાદી પુરૂષોના સમાગમથી બીજા ઘણાઓને સુખ તથા લાભ પ્રાપ્ત થાય છે. વશીકરણ એ એક મહા મિથ્યા પ્રયોગ છે. જો માણસ દેવતાઇ અંશને ઓળખતો હોય, સત્ વિદ્યાનો ગુણગ્રાહી હોય, કામ પ્રતિષ્ઠાથી કેળવાયલો હોય,સાદા યોગ બળવાળો હોય,પોતાના ગુણોથી નામાંકિત તથા પરોપકારી હૃદયનો હોય તથા દયાળુ અંતઃકરણનો હોય તો તેવા રમુજી અને ભાગ્યશાળી આદમીના ગુણથી જ પ્રેમવશ સામો આદમી થઈ શકે છે. પુરૂષ કરતાં સ્ત્રીઓમાં આ ગુણ વિશેષ હોય છે. ઉત્તમ કેળવણી પામેલી સુંદરી પોતાના મનોહર દેખાવથી દયા અને ધર્મના કાર્યોથી ભાગ્યશાળી ગણાતી પોતાની પરોપકર બુદ્ધિથી ઘણાઓને વશ કરી શકે છે. મહા ભાગ્યશાળી પતિને આવી સ્ત્રી મળ્યાથી સંસાર સુખરૂપ બને છે. એજ વશીકરણનો ઉપાય જો ઉપર કહ્યાથી ઉલટો ગેર ઉપયોગ કરવામાં આવે અને તેને ખોટે રસ્તે દોરવવાથી જો અનર્થ અધર્મ તથા અન્યાય થતો જોવામાં આવે તો તેવાઓ વશને બદલે કવશ થઈ મહા સંકટના ભોકતા થઈ પડે છે.

## " કીમીયો "

વગર મહેનતે પૈસાદાર થવાનો રસ્તો કીમિયો છે. લોભ લાલચથી એ પાછળ જ મંડયા રહેનારાઓની ઘણી ખુવારી થવા સંભવ છે. કંઈ કંઈ ઝાડ પાન, વનસ્પતિ, બુટ્ટીઓ, પાલાઓ, રસો, તેજાનાઓ તથા જડીઓથી અનેક જાતની રંગ બેરંગી મહાન ભઠ્ઠીઓ મૂકી તેમાંથી અનેક જાતના રસદાયક પદાર્થ બનાવે છે. તાંબાને કે રૂપાને ચોપડતાં જ તે ખરેખરો પોતાનો મૂળ (રંગ) સ્વભાવ જાત ભૂલી જતાં સોનું જ થઈ જશે, ને એથી જ પૈસાદાર બની જઈશું, એ આશાના પાશમાં લપટાયેલા આ રસના ભોગી ઘણાઓ અનેક જંગલોમાં બાવાઓ, ફકીરો તથા સોદાગરોની ખોળમાં રાત દિવસ મચ્યા જ રહે છે. યતિ તથા સંત સાધુઓની સ્વાર્થની તાબેદારી કરવાને રાત દિવસ લોભ પાપમાં મચ્યા રહી, તેવાઓ દેશ પરદેશથી ફેરાઓ માર્યા જ કરે છે. જંગલના સાધુઓ, ફકીરો મહાઘોર બિયામણા ચમત્કારવાળા હોય છે. કદી ન જોયલાઓના પ્રસંગો જોવામાં આવે છે. જેણે તત્વવાળું જ્ઞાન, શક્તિ કે બુદ્ધિ નથી મેળવેલી, તે તેવાઓના આડંબર અને તર્ક યુક્તિથી લોભાઈ આગળ પાછળ વિચાર ન કરતાં આંખ મીંચીને અંધારા કુવામાં પડે છે. તાંબાનુ સોનું એકના સો, સોના હજાર, હજારના લાખ ને લાખના કરોડ બનાવવાને ભીખારીનું પદ ખોઈ શ્રીમંતાઈની પેઢીનું સ્વરૂપ કોને નથી ગમતું? પૈસા માટે સ્ત્રી પુરૂષો સેવા કરે છે. એ ઉપરાંત પોતાને બચ્ચાં થાય, વંશ રહે, વાંઝીયામેણું ટળે, એ માટે પણ થોડી લલુતા હોતી નથી. પરમેશ્વરની લીલા અપરંપાર છે, આ તત્વ અંદરનો અંતર આત્મા ચેતન આપે છે. છતાં ગરજને અક્કલ હોતી નથી, લોભનો પાર હોતો નથી. આવાં કારણથી જાત ભાતની કે સગાં સંબંધીની કે બાળ બચ્ચાંની

પણ દરકાર રાખતા નથી. આ ભવની ને પેલા ભવની અર્થાત્, ભવિષ્યની પણ બાજી ખોઇ બેસે છે. છતાં ફરી ફરીને અંધારા કુવામાં પોતાની આફતોને ન સમજતાં તેવા સાધુ બાવા તથા ફકીરોનો પરિચય કરે છે. હવે સાધુઓ જો સ્વાર્થનાં ને લોભનાં જ પૂતળાં હોય છે તો તેવાઓ આડ કરતાં બી વધારે મોટું બનાવતાં ડરતા નથી. સાત સેર કલાઇ, તાંબું કે રૂપાનું સોનું કરવામાં સાત કલાકની ભઠ્ઠી ચડાવવાની કહી, ભોળી સ્ત્રી કે, પુરૂષનું બાળ બચ્ચાંના ભવિષ્યનું કે રાંડી રાંડનું દળણું દળેલું કે રેંટીઓ કાંતેલું નાણું આવાઓ ઘડી વારમાં લઇ જાય છે. અનેક પ્રયોગોથી અનેક જાતની હાથ ચાલાકીથી શરૂમાં સહેજ લોભનો રંગ એવો બતલાવે છે કે, તે જોતાંજ આગલા આદમીના અંતઃકરણમાં તેની સચ્ચાઇ તથા શ્રદ્ધા એવી તો જડ ઘાલીને બેસે છે કે, હર હંમેશ વગર મહેનતે જ ભાગ્યશાળી થવામાં જ પોતે એવાં કામોમાં મચ્યા જ રહે છે. આવા અનેક પ્રયોગોમાં ઘણાની બરબાદી થયલી હોય છે. ઘણાં વખતનો પોતાનો કે બાપ દાદાનો મેળવેલો પૈસો બરબાદ કરે છે અને પોતે ભીખ માંગી ગુજરાન કરવા લગણના પાયા પર આવી જાય છે. મંત્ર, જંત્ર, યંત્ર, ધૂપથી વશીકરણ સિદ્ધ કરવામાં તેમજ કીમિયાથી ધન મેળવનારાઓ ને આમાંથી કેટલું રહસ્ય પોતે તેમજ સ્નેહી સંબંધીઓને એ બાબતોમાંથી બચવાને કામ લાગે, માટે ..વાની ખાલી છાયામાંથી બચવાન આ વિષય ટુંકમાંજ મુળ મુદ્દા સાથનો લખી, એમાંથી તત્ત્વ સાર વાંચનારે ખ્યાલમાં રાખી, અસારને તિલાંજલી આપવી, એ જ આ વિષયનો હેતુ છે.



# પ્રકરણ ૧૩ મું.

## સાચા પ્રેમનું સત્વ.

**व्यतिषजति पदार्थानांतरः कोऽपि हेतुः ।**
**न खलु बहिरुपाधीन् प्रीतयः संश्रयन्ते ॥**

અર્થ:—આંતરિક કોઇ એક એવી વસ્તુ રહેલી છે કે, જે બે વ્યક્તિઓને એક બીજા સાથે જોડે છે. બાહ્યની ઉપાધિઓ ગમે તેટલી હોય, પણ તે પ્રીતિને સંપાદન કરતી નથી.

પ્રેમનું રહસ્ય એવું સજ્જડ છે કે, તેથી અનેક ભક્તો પ્રથમ સંસાર વ્યવહારના પ્રેમમાં પ્રથમ જોડાયા પછી પાછળથી તેને અનર્થરૂપે માની પરમાત્માની ભક્તિમાં જોડાયા છે. દાખલા તરીકે ગોસ્વામી તુલસીદાસનો જ દાખલો લઇએ. શ્રી તુલસીદાસનો વિવાહ દીનબંધુ પાઠકની પુત્રી ગુણવતી સાથે થયો હતો. જ્યારે ગોસાઈજી પોતાની સ્ત્રીને સાસરેથી ઘેર લાવ્યા ત્યારે તેઓ સ્ત્રીને વિશે પ્રેમમાં એવા તો તલ્લીન થઇ ગયા કે, સ્ત્રીને જોયા વિના તેને જરા પણ ચેન પડતું નહિ. કેટલીકવાર ગોસાઇજીના સસરાએ પોતાની પુત્રીને તેડી લાવવા માણસ મોકલ્યું. પણ ગોસાઇજીએ તેને વિદાય કરી નહિ. અંતે ગોસાઈજીનો સાળો બોલાવવા આવ્યો, તે છતાં પણ તેને મોકલી નહિ. એકવાર જ્યારે ગોસાઇજી બહાર બજારમાં સોદો લેવા ગયા, એટલે તેમની સ્ત્રી પોતાના ભાઇની સાથે છૂપી રીતે કહ્યા કહાવ્યા વિના ચાલી ગઇ. બહારથી પાછા આવ્યા ત્યારે ગોસાઇજીએ ઘરમાં સ્ત્રીને ન જોવાથી પાડોશીને પૂછયું. ત્યારે તેને માલમ પડયું કે, તેની સ્ત્રી પીએર ચાલી ગઇ છે. તે જ ક્ષણે તેણે પણ સસરાના ઘર તરફનો માર્ગ લીધો. સ્ત્રી પોતાના પિતાના ઘેર પહોંચી તથા લોકોને

મળવા કરવા પણ નહોતી પામી, એટલામાં તુળસીદાસજી પણ ત્યાં જઈ પહોંચ્યા. ગોસાઈજીને જોઈ સ્ત્રીએ અત્યંત ક્રોધિત થઈ કહ્યું કે, જેવો પ્રેમ તમને મારા આ હાડમાંસના શરીરપર છે, તેવી જ પ્રીતિ જો રામચંદ્રજીમાં થાય તો પછી શી વાત? કારણ કે રામચંદ્રજીમાં જે સુંદરતા છે, તે સંસારના વસ્તુમાત્રમાં દુર્લભ છે. સ્ત્રીના મુખની આ વાત સાંભળમાં જ ગોસાઈજીને વૈરાગ્ય ઉત્પન્ન થઇ ગયું. તે જ ક્ષણે તેઓ ઘર છોડી કાશીપુરીમાં જઈ વસ્યા તથા ઇશ્વરારાધનમાં તત્પર થયા. ગોસાઈજીના જ્ઞાનનું મૂળ સૂત્ર આ જ વાકયમાં છે. જુવો, આખરે ગોસાઈજી પરમાત્માનો મહાન્ ભકત બન્યો. માટે પ્રથમ પ્રેમ અન્ય વસ્તુમાં હોય છે, છતાં તેટલો પ્રેમ પરમાત્મામાં થાય છે તથા તેમાં તલ્લીન તથા તદાકાર બને છે તો તે પરમાત્માનો અનન્ય ભક્ત થઇ શકે છે. આ જ પ્રમાણે હનુમાનજીના સંબંધમાં આપણે જોઇએ. હનૂમાનજીનો રામચંદ્રજીમાં અત્યંત પ્રેમ હતો. આપણે જોઇએ છીએ કે, સુગ્રીવ તથા વિભીષણે રાજ્ય મેળવ્યું, અંગદ યુવરાજ થયો તથા હનૂમાન્ જેણે આ સર્વ કરતાં વધારે કાર્ય કર્યું હતું, તેને કાંઇ મળ્યું નહિ. આ રીતે હનૂમાનમાં જે પ્રેમ રહેલો છે, તે નિઃસ્વાર્થનો પ્રેમ છે. એક વેળા રામચંદ્રજીએ કહ્યું કે, "सुनु कपि तोहिं समान उपकारी। नहि कोउ सुरनर मुनि तनुधारी ॥ प्रत्युपकार करौं का तोरा। सनमुख हुइ न सकत मन मोरा॥ અર્થઃ—હે કપિ! તું સાંભળ. તારા સરખો મને કોઈએ ઉપકાર કર્યો નથી. દેવ, મુનિ અથવા મનુષ્યમાં તારા સરખો કોઇ પરોપકારી નથી. હું તારો શું પ્રત્યુપકાર કરૂં? મારૂં મન કહી નથી શકતું કે, તને હું શું આપું?" વળી કહ્યું છે કે, સર્વ મનુષ્યને જ્યાં સૂધી પોતાનો સ્વાર્થ હોય, ત્યાં સુધી અમુક વસ્તુપર પ્રેમ રહે છે. પછી તે પ્રેમ છૂટી જાય છે. આજ હેતુથી ભગવાને કહ્યું છે કે, "सुरनर मुनि सबकी यह रीति स्वारथ लाग करै सब प्रीति અર્થઃ-દેવ તથા મુનિ સર્વની આ રીતની રીતિ હોય છે કે, જ્યાંસૂધી પોતાનો

સ્વાર્થ હોય છે ત્યાં સૂધી તેની ઉપર પ્રેમ રાખે છે.” જ્યારે રામચંદ્રજીએ પ્રસન્ન થઇ હનૂમાનજીને વરદાન માગવા માટે કહ્યું ત્યારે તેણે નિરભિમાની થઇ સુખચેનથી મુખમાંથી એટલું જ કહી દીધું કે, नाथ भक्ति तव अति अनपाइनि। देहु दयाकर शिव मन भाइनि અર્થ:–આપ નાથને વિષે કોઇ રીતના અપાપથી રહિત મારી ભક્તિ ચોંટે, એટલુંજ મારા પર દયા કરી મને આપો, એમ મારૂં મન કહે છે.” વળી હનૂમાનજીની જેવી પૂર્ણ ભકિત હતી, તેવો પ્રેમ પણ રામચંદ્રજીમાંજ હતો. જેમકે “प्रभुपद पंकज कपि करशीषा। सुमिरि सो दशा मगन गौरीशा આહા! આ પ્રેમને ધન્ય છે. તુળસીદાસે આ ચોપાઇમાં એવો સુંદર ભાવ દર્શાવ્યો છે કે, જાણે એક એક અક્ષરમાંથી પ્રેમ તથા કરૂણારસ ટપકી રહ્યો હોય. આથી ભગવાને હનૂમાનને અમર કર્યો તથા જ્યાં રામચંદ્રજીનું સ્થાપન હોય છે ત્યાં હનૂમાનજીનું અવશ્ય પૂજન થાય છે. આનું નામ તે ખરો પ્રેમ! આ જ પ્રમાણે રાવણનો પ્રેમ શિવપર બહાર દેખાતો હતો. તેમ રામચંદ્રજીપર પણ તેનો અત્યંત પ્રેમ હતો. તેણે પોતાનો પ્રેમ ઉલટી રીતે દર્શાવ્યો હતો. કારણ કે તેને પોતાને રાક્ષસની યોનિમાંથી મુક્ત થવું હતું. તે પોતે ખરૂં જોતાં ભગવાનના દ્વારપાળરૂપે હતો. પણ સનત્કુમારના શાપથી તેને આ યોનિ પ્રાપ્ત થઇ હતી. જો રાવણ નહોત તો રામને તેને મારવા માટે અવતાર લેવો પડત નહિ. વળી રામાયણ બનત નહિ તથા રામચર્ચા આટલી બધી પ્રસરત નહિ. પુલસ્ત્ય નામના ઉત્તમ કુળમાં તે જન્મ્યો હતો, કે જે કુળ શિવ તથા બ્રહ્માને અનેક પ્રકારે પૂજતું હતું. રાવણ છ શાસ્ત્રનો જ્ઞાતા તથા વેદવેદાંતનો જાણકાર હતો. તેણે વેદપર ભાષ્ય કરેલું છે. તે અત્યંત શૂરો, પરાક્રમી તથા મહા સાહસીક હતો. તેણે શંકરના પૂજન વખતે પુષ્પની જગાએ એકવાર પોતાનું મસ્તક કાપી ચઢાવ્યું હતું. આથી મહાદેવ તેનાપર પ્રસન્ન થયા હતા તથા તેને

દશ મસ્તક, વીશ ભુજા તથા અનેક વરદાન આપ્યાં હતાં. આ ભક્તિનું પરિણામ એ આવ્યું કે, તેણે આખરે વૈરભાવ દર્શાવી પ્રસન્ન કર્યા. શિવના વિના રામચંદ્રજીની ભક્તિ કદી થઇ શકતી નથી. આથી જ તુળસીદાસે કહ્યું છે કે, "शंकर विमुख भक्ति चह मोरी । सो नर मूढ मंदमति थोरी અર્થ:-શંકરથી વિ-મુખ થઇ જે મારી ભક્તિ ચાહે છે, તે મનુષ્ય મૂઢ તથા અલ્પ બુદ્ધિવાળો છે." રાવણ જેટલો શિવનો ભક્ત હતો, તેટલો જ રામચંદ્રજીનો ભક્ત હતો. તેના મનમાં એવી ઇચ્છા હતી કે, રામચંદ્રજીના હાથે મરી રાક્ષસી દેહનો ત્યાગ કરી મુક્તિ મેળવું. પણ વૈર કર્યા વિના આવી મુક્તિ મેળવવાનો અસં-ભવ હતો. આથી તેણે કહ્યું છે કે, 'सुररंजन भंजन महि भारा । जो जगदीश लीन्ह अवतारा ॥ तौ मैं जाइ वैर हठि करिहौं । प्रभुकर मरि भवसागर तरिहौं ॥ ઉપરહુ કારણથી જ તે જાનકીના પ્રતિબિંબને હરી લઇ ગયો હતો. તેણે અશોકવાટિકામાં તેને અલગ રાખી હતી તથા મરણપર્યંત તેણે તેને ત્યાંજ રહેવા દીધી. જો તેના મનમાં કિંચિત્માત્ર પાપ હતું તો તેને અલગ શું કામ રાખવી પડતે? કોઈપણ વખત તે જાનકીજી પાસે જતો ત્યારે આંતરિક ભક્તિ ભાવથી એમ કહેતો કે, एकवार त्रिलोकु मम ओरा અર્થાત્ હે ભગવતિ! એક વાર મને આપનાં મુખનાં દર્શન દો તો હું કૃતાર્થ થઈ જાઉં. તે સીતાજીને એમ કહેતો કે, काटौं तव शिर कठिन कृपाणा તે એટલા જ માટે કે, ભગવાન્ અંતર્યામી છે. માટે આનું દુઃખ સમજી શીઘ્ર તે છોડવવા આવશે તથા હું ભવસાગરમાંથી છૂટો થઇશ. આ કારણથી જ કોઇ સીતાજીને આપી દેવાનું કહે તો તેને તે લાત મારતો હતો, તથા દુર્વચન કહેતો હતો. કારણ કે સીતાજીને આપી દેવાથી તેની ઇચ્છા પાર પડે એમ ન હતી. તેનો દૃઢ સંકલ્પ હતો કે, રામચંદ્રજીના હાથે મરી મુક્તિ મેળવું. આથી તે કેવળ પોતેજ મુક્ત થયો નહિ, પણ સર્વ ભાઇ તથા પુત્રોને રણભૂમિદ્વારા પોતાની

સાથે મરાવી મુક્તિ અપાવી. આ રીતે તેને રામચંદ્રજીમાં પૂર્ણ પ્રેમ હતો. આ જ દ્વારપાળને ત્રીજે અવતારે શિશુપાળ-રૂપે જન્મવું પડયું હતું, જ્યારે ભગવાનને કૃષ્ણરૂપે અવતાર લેવો પડયો હતો. જ્યારે રાજસૂય યજ્ઞ વખતે ધર્મરાજ યુધિષ્ઠિરે શ્રી કૃષ્ણ ભગવાનની પ્રથમ પૂજા કરી, તે વખતે શિશુપાળે જાણ્યું કે, આ સમયે એને હું ગાળો દઈ ઉશ્કેરૂં કે, જેથી તે મારો વધ કરશે. આથી શિશુપાળે તેને સો ગાળ દીધી.એણે કૃષ્ણને કહ્યું કે,યુદ્ધમાં મોટા વજ્ર જેવા મલ્લને અજ્ઞાન બાળક મારે, એ દૈવયોગજ કહેવાય. દૈવેચ્છાથી અબળ પણ સબળને મારે, નહિ તો એ મલ્લો આગળ આ બાળક સા હિસાબમાં હતો ? એણે આસન ઉપર બેઠેલા પોતાના સગા કંસને માર્યો હતો. આ કૃત્યનું એના પક્ષવાળા વખાણ કરે છે, પણ એ કૃત્ય વખાણને યોગ્ય નથી. આ રીતે અનેક પ્રકારે શિશુપાળે કરેલી નિંદા બીજે અર્થે કૃષ્ણની સ્તુતિરૂપે બની હતી. શિશુપાળનાં વચન અર્થભેદે સ્તુતિરૂપે હતાં. જો કે, શિશુપાળે કૃષ્ણની નિંદા કરી, છતાં ભગવાનને ક્રોધ ચઢ્યો નહિ. કારણ તે જાણતા હતા કે, એ મારો પૂર્ણ ભક્ત છે તથા પોતે મુક્તિ મેળવવા માટે પોતે મારૂં ભૂડું બોલી મને ઉશ્કેરે છે. આંતરીક રીતે તેને મારા પર પ્રેમ છે. વળી જે પ્રેમ અન્ય સાંસારીક વસ્તુમાં હોય છે, તેટલો જ પ્રેમ જો ભગવાનમાં હોય છે તો તે ભગવાનનો પૂર્ણ ભકત કહેવાય છે. આજ કારણથી સુરદાસ, નાનક, નરસિંહ મહેતો, મીરાંબાઈ, જ્ઞાનદેવબાબા, શ્રી વલ્લભાચાર્ય, અખો ભકત, તથા પ્રેમાનંદ વગેરે ભગવાનના પૂર્ણ ભક્ત કહેવાય છે. આ સુરદાસ ભકતની હકીકત નીચે પ્રમાણે છેઃ—આનો જન્મ સંવત્ ૧૬૪૦માં થયો હતો. આ સુરદાસનું બીજું નામ બિલ્વ મંગળ છે.આ બિલ્વ-મંગળ ચિંતામણિ નામની વેશ્યાને ઘણો જ ચાહતો હતો. તેનો પિતા એને યુવાન્ મૂકી મરી ગયો હતો. પિતાના શ્રાદ્ધને

આગલે દિવસે જ્યારે તે ચિંતામણિ પાસેથી ગયો હતો ત્યારે તેણે વેશ્યાને વચન આપ્યું હતું કે, હું આવતી કાલે બપોરના તારી પાસે આવીશ. હવે પોતાના પિતાનું પોતે શ્રાદ્ધ કરતો હતો, તેવામાં તેને યાદ આવ્યું કે, મેં ચિંતામણિને વચન આપેલું છે. આથી તેણે શ્રાદ્ધને એકદમ પડતું મૂક્યું. તેના સગાવહાલાઓએ બિલ્વમંગળને ઘણો સમજાવ્યો કે, શ્રાદ્ધ પૂર્ણ કરી તું જા. છતાં તે સમજ્યો નહિ. આજે જો ચંદ્ર સૂર્ય પ્રકાશતા અટકે અથવા પૃથ્વી ચૂર્ણ થઇ જાય, તોપણ હું મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરીશ. આ દુનિયામાં એવો કોણ છે કે, મને રોકી શકે? આટલું કહી બિલ્વમંગળ ઘરમાંથી દોડતો બહાર નિકળ્યો. બહાર નિકળ્યા પછી જૂવે છે તો અડધી રાત થઇ ગઇ છે, જગત્ નિઃસ્તબ્ધ છે, ઘનઘોર વાદળ ચડયું છે, ઘોર કાળા મેઘે અંધારૂં કરી મૂક્યું છે, એટલામાં આકાશમાં વિજળીઓના ચમકારા થવા લાગ્યા અને જોતજોતામાં એક ભયંકર તોફાન ચઢી આવ્યું. નદીમાં પૂર આવેલું હતું, તેથી હોડી પણ ચાલી શકે એમ નહોતું. તે નદીના કિનારાપર ઉભો રહી વિચારવા લાગ્યો કે, હવે શું કરવું? તે પોતાના મનવિશે કહેવા લાગ્યો કે, ચિંતામણિને જોવા માટે આ જીંદગીનો ત્યાગ કરવો પડે, તોપણ ફિકર નહિ. આમ કહી તે નદીમાં કૂદી પડયો. અહીં ચિંતામણિ સતી છે કે નઠારી છે તે જોવાનું નથી. પણ આવા પ્રેમથી મોક્ષ દૂર નથી, તેટલુંજ જોવાનું છે. આ સમયની તેની તન્મયતા અમરૂ-શતકમાં કહ્યા પ્રમાણેની થઇ જાય છે. જેમકે;—

प्रासादे सा दिशि दिशि च सा पृष्ठतः सा पुरः सा ।
पर्यंके सा पथि पथि च सा तद्वियोगातुरस्य ॥
हंहो चेतः प्रकृतिरपरा नास्ति मे कापि सा सा ।
सा सा सा सा जगति सकले कोऽयमद्वैतवादः ॥

અર્થઃ—આ મહેલમાં પણ મારી હૃદયની દેવી છે, સર્વ દિશામાં, પાછળ, આગળ, આસનપર, રસ્તામાં સર્વ સ્થળે

તે જ છે. પ્રેમીજનને પોતાના હૃદયની વસ્તુનો વિયોગ થવાથી આ પ્રમાણે થાય છે. તે એમ કહે છે કે, અરે મને બીજી કોઇ પણ એના સિવાયની વસ્તુ નથી પણ સર્વ સ્થળે તેની તેજ છે. આખા જગતમાં તે તે તે ને તે જ છે. આનાથી ભિન્ન બીજી કઇ વસ્તુ છે?" આ જ પ્રમાણેની સ્થિતિ બિલ્વમંગળની થઈ. હવે નદીના પ્રવાહમાં તણાતા જતાં બિલ્વમંગળે જોયું કે, એક લાકડું તરતું જાય છે. આ લાકડાને પકડી તે સામે પાર ગયો. હવે સામે પાર જવા પછી તેણે ચિંતામણિના ઘરનો દરવાજો બંધ જોયો. તેણે બગીચાની અંદર ભીંત પર એક દોરડું લટકતું જોયું. આ પકડી ભીંત પર ચઢી તે અંદર ગયો. ચિંતામણિ બિલ્વને જોઈ અત્યંત આશ્ચર્ય પામી. તેને વિચાર થયો કે, આવા તોફાનના વખતમાં જરાપણ બહાર નીકળી શકાય એમ નથી, છતાં આ કેવી રીતે અહીં આવી શક્યો હશે. બિલ્વને પૂછતાં તેણે કહ્યું કે, મારો તારા પર એટલો બધો પ્રેમ છે કે, જો કે મારા પિતાનું આજે શ્રાદ્ધ હતું, છતાં તે મૂકી દઇ આજે નદીમાં ઝંપલાવી હું અહીં આવ્યો છું. નદીમાં તરતા એક લાકડાના કટકાને ઝાલી હું પાર ઉતરી આવ્યો છું તથા બારી પર એક દોરડું લટકતું હતું, તે પકડી અહીં તારી પાસે આવ્યો છું. આ સમયે તોફાન ઓછું થવા આવ્યું હતું, જેથી આ લાકડું નદીમાં શાનું હતું, તે જોવા ચિંતામણિ નદી પર ગઇ. ત્યાં જોયું તો તે લાકડું ન હતું, પણ મનુષ્યનું મુડદું હતું. વળી બારીમાં જે લટકતી દોરીથી બિલ્વ ઘરમાં આવ્યો હતો, તે દોરી નહતી, પણ અજગર હતો. આ સમયે ચિંતામણિએ કહ્યું કે, તમે ઘણા જ પ્રેમમાં મસ્ત બનેલા છો. બિલ્વે કહ્યું કે, હું તમારા પ્રેમમાં ગાંડો થયો છું. તમે મારો પ્રેમ સમજ્યાં નથી. આજ વખતે ચિંતામણિએ કહ્યું કે, જેટલો પ્રેમ તમને મારામાં છે, તેટલોજ પ્રેમ જો તમને પ્રભુમાં હોય તો તમને અવશ્ય મુક્તિ મળે. આમ કહેવાથી બિલ્વને દિવ્ય જ્ઞાન થયું. તેજ વખતે ચિંતામણિનો

સંબંધ છોડી તે ચાલી ગયો. જો કે તે ચાલી નીકળ્યો, છતાં તેને પૂર્ણ વૈરાગ્યની પ્રાપ્તિ થઈ નહતી. વળી શાસ્ત્રમાં પણ કહ્યું છે કે, "यदहरेव विरजेत् तदहरेव प्रव्रजेत् અર્થઃ-જ્યારે પૂર્ણ વૈરાગ્યની પ્રાપ્તિ થાય તોજ સંન્યાસને ગ્રહણ કરવો." જો આમ ન થયું હોય તો ભગવાં લુગડાં નકામાં છે. ઉલટું પુણ્યને બદલે પાપમાં પડવાનું થાય છે. આજ પ્રમાણે બિલ્વ જો કે સંન્યાસી થયો હતો, છતાં તેની કામના હજી ઓછી થઇ નહતી. તે એક ગામના સરોવરની પાસે ઝાડ નીચે બેઠો હતો. આ વખતે કોઇ વેપારીની સ્ત્રી ત્યાં પાણી ભરવા આવી. આને જોઇ બિલ્વ અત્યંત કામાસક્ત થયો. તે સ્ત્રીની પાછળ પાછળ બિલ્વ ગયો તથા વેપારીના બારણા આગળ ઉભો રહ્યો. વેપારીએ સંન્યાસીને જોઇ માનપૂર્વક પૂછ્યું કે, તમે શા માટે ઉભા છો? બિલ્વે કહ્યું કે, આપની પત્નીને એકવાર હું જોવા ઇચ્છું છું. આ સાંભળી ધર્મપરાયણ તે વેપારી થોડી વાર મૂગો ઉભો રહ્યો. પછી તે બોલ્યો; આપની ઇચ્છા પરિપૂર્ણ થશે. હું કોઇ પણ અતિથિની ઇચ્છાને નિરાશ કરતો નથી. તમે થોડીવાર બેસો. હું તમારી ઇચ્છા પૂર્ણ કરીશ. પછી પોતાની પત્નીને બોલાવી કહ્યું કે, આજે તારી પરીક્ષાનો દિવસ આવ્યો છે. એક સંન્યાસી તારી અતુલ કાંતિ જોઇ તારાપર મૂઢ બની ગયો છે. આ સાંભળી તે પતિવ્રતા સ્ત્રી સ્વામીના પગપર પડી. તેણે આસ્તે રહી જવાબ આપ્યો કે, પ્રાણ ગુમાવીશ, પણ બ્રાહ્મણનો આશ્રય કદી લઇશ નહિ. વેપારીએ કહ્યું કે, જો તારો મારાપર અત્યંત પ્રેમ હોય તો આજે તારા ગાઢા પ્રેમનું પારખું તારે દેખાડવું જોઇએ. પછી બાઈ વસ્ત્રાભૂષણ સજી પોતાના પતિ સહિત બિલ્વની પાસે ગઈ. ત્યાં જઇ વેપારીએ કહ્યું કે, આ મારી સ્ત્રી આજથી આપની દાસી થઇ. આ વખતે બિલ્વે કહ્યું કે, એના મોંપરનું કપડું કાઢી મારી તૃષિત આંખોને તૃપ્ત કરો. તે જ વખતે તેના સ્વામીએ પોતાની પત્નીના મુખપરનું કપડું કાઢી નાખ્યું.

બિલ્વ એકી નજરે તેની તરફ જોઇ રહ્યો. પછી કહ્યું કે, હવે મારી આંખો તૃપ્ત થઇ છે. ત્યાર પછી તેણે બે સોય ઘરમાંથી લાવવાનું કહ્યું. આ સોયવડે બિલ્વે પોતાને હાથે પોતાની બે આંખો ફોડી નાંખી તથા જન્મને માટે તે આંધળો થયો તથા સુરદાસને નામે પ્રસિદ્ધ થયો. તે રસ્તામાં હરિનું નામ લેતો ભટકતો હતો. જ્યારે તે જંગલમાં ભટકતો હતો, તેવામાં એક ગોવાળની સાથે એને મુલાકાત થઇ. આ બાળક તેને માર્ગ દેખાડતો હતો. તે આ બાળકના પ્રેમમાં એટલો મગ્ન થયો કે, એક પળ પણ તેને વીલો મૂકતો નહિ. એકવાર સુરદાસ પોતાના ધ્યાનમાં મગ્ન હતો ત્યારે તેણે પેલા બાળકને જોયો. બિલ્વની જ્ઞાનચક્ષુ આંધળી હતી. તેથી તે સમજી શકયો નહિ. તેણે કહ્યું કે, હું કેવો પ્રેમમાં જકડાયો છું. જો કે મેં આંખો ફોડી નાંખી, છતાં આ બાળકના પ્રેમમાં હું જકડાયો છું. તેણે આ બાળકને કહ્યું કે, હું હરિને ક્યારે મળીશ ? બાળકે કહ્યું કે, આપણે હરિને વૃંદાવનમાં જોઇ શકીશું. આ બાળક તેને વૃંદાવનમાં લઇ ગયો. ત્યાં સૂરદાસે કહ્યું કે, મને હવે હરિ દેખાડ. આવેલ ગોવાળે પોતાનો વેષ કાઢી નાંખ્યો તથા ચતુર્ભુજ ધારી ભગવાન્ બની બિલ્વને દર્શન આપ્યાં. આ વેળા સુરદાસની આંખો પણ સારી થઇ ગઈ. આજ વખતે બિલ્વને આત્માનો સાક્ષાત્કાર થયો.

નાનકશાહનો જન્મ સંવત ૧૫૨૫માં થયો હતો. નાનકની બુદ્ધિ નાનપણમાંથી જ અત્યંત ચંચળ હતી. તેને સાધુ સંતપર અત્યંત પ્રેમ હતો. તે જાણતો હતો કે, સંસારની વસ્તુ મિથ્યા છે. આ નાનકને બે બાળ મિત્ર હતા. એકનું નામ બાળા કરીને હતું તથા બીજો માર્ધન નામનો ગવૈયો હતો. આ ગવૈયો મુસલમાન હતો. નાનક હંમેશ બંધ આંખવડે પરમાત્માનું ધ્યાન ધર્યા કરતો હતો. તે ઈશ્વર સિવાય બીજા કશા પણ બાબતનો વિચાર કરતો નહિ. તે અનેક પવિત્ર સ્થળોમાં ફર્યો, પણ સત્યતાનો અંશ કશે

પણ તેણે જોયો નહિ. કર્મને તે માનતો નહિ. તે એમ માનતો કે, પ્રાણી માત્રનો આત્મા એ ઇશ્વરનો અંશ છે. ઇન્દ્રિયો તથા મનને વશ કરી આત્માને શુદ્ધ રાખવો. સત્ય બોલવું, સત્ય ચાલવું, વળી ગૌ, બ્રાહ્મણ તથા સંત સાધુઓની સેવા કરવી તથા તેઓપર પ્રેમ રાખવો, આ તેનો પરમ સંકલ્પ હતો. તે હિંદુ તેમ જ મુસલમાન સર્વને એક સરખી રીતે ગણતો હતો. આ બેઉ ધર્મવાળાઓ એના પંથમાં જોડાયા હતા. એના પંથનું નામ શિખ ધર્મ છે. શિષ્ય શબ્દના અપભ્રંશમાંથી શિખ નામની ઉત્પત્તિ થઇ છે. તે સંવત ૧૫૯૫માં ૭૦ વર્ષની ઉમરે મરણ પામ્યો હતો. આ જ રીતે નરસિંહ મહેતો પણ પરમાત્માનો પરમ ભક્ત કહેવાય છે. તે વિક્રમ સંવત ૧૫૦૦ માં હયાત હતા. એનાં માબાપ એને નાનો મૂકી ગુજરી ગયાં હતાં. એના મોટા ભાઇએ એને ઉછેરીને મોટો કર્યો હતો. એક વેળા એની ભાભી ઝવેરબાઇએ એને મેણું માર્યું. આથી રીસાઇ જઇને પાસેના જંગલમાં ગોપનાથ મહાદેવનું દેહેરૂં હતું, ત્યાં મહાદેવની આરાધના કરવા લાગ્યા. તેણે સાત દિવસ સૂધી ઉપવાસ કર્યો. આખરે મહાદેવ તેનાપર પ્રસન્ન થયા તથા મહાદેવે એને શ્રીકૃષ્ણની રાસલીલાનાં દર્શન કરાવ્યાં. તે ગોકુળ મથુરા વગેરે સ્થળે લાંબો સમય સૂધી રહ્યા હતા. ત્યાર બાદ કોઇ સાધુ એને જુનાગઢ લઈ આવ્યો. ત્યાં તેઓ જૂદું ઘર રાખી રહ્યા હતા. તેમને શાલિગ્રામમાં તથા બાળમુકુંદમાં અત્યંત પ્રેમ હતો. સાધુઓની મંડળી ભેગી કરી પખાજ તથા ઝાંઝ સાથે ભજન ગાતા. કોઇપણ ઠેકાણે ભજન ગાતાં સાંભળતો તો પોતાનું કામ પણ પડતું મૂકી તેમાં તે ખુશીથી ભાગ લેતો. જ્યારે તેમની પુત્રી કુંવરબાઇને સીમંતનો અવસર આવ્યો ત્યારે દુર્જનો તેની ગરીબ સ્થિતિ જોઇ મશ્કરી કરતા હતા. વળી વહેવાઇના પક્ષવાળાઓએ મશ્કરીથી મોસાળામાં અનેક પદાર્થોની માગણી કરી, છતાં

ભગવાને હાજર થઇ મોસાળામાં નરસિંહની લાજ રાખી. એક વેળા કોઇ યાત્રાળુને હુંડી કરાવવી હતી. તે યાત્રાળુએ શાહુકારને માટે પૂછયું ત્યારે ત્યાંના લોકોએ નરસિંહ મહેતાનું નામ દીધું. પછી નરસિંહ મહેતાએ રૂા. ૭૦૦) ની હુંડી દ્વારિકામાં શામળશાહ શેઠપર લખી આપી. પછી શ્રીકૃષ્ણે દ્વારિકામાં તે હુંડી સ્વીકારી, નરસિંહ મહેતાની લાજ રાખી. એક વેળા ત્યાંના માણુસોએ રાજાના કાન ભંભેર્યા કે, આ નરસિંહ મહેતો શ્રીકૃષ્ણનો મહિમા બધા પાસે ગવરાવે છે તથા ખરા ધર્મનો ત્યાગ કરાવે છે. રાજાએ દામોદરજીના મંદિરમાં એક સભા ભરી તથા નરસિંહ મહેતાને કહ્યું કે, દામોદરજીના કંઠમાં જે હાર છે, તે જો નરસિંહ મહેતાના ગળામાં આવે તો નરસિંહને ખરો ભક્ત જાણીએ. નરસિંહે જ્યાં પોતાનો કેદારો ગાયો કે, ભગવાને હાર નરસિંહના ગળામાં નાંખ્યો. આ રીતે ભકતની ભગવાને આબરૂ રાખી હતી. વળી નરસિંહ મહેતાના પુત્ર સામળદાસના વિવાહમાં પણ શ્રીકૃષ્ણે તેમની લાજ રાખી હતી. નરસિંહ મહેતાનાં પ્રેમ સંબંધી હજારો પદ છે, જેમાં ભગવાનની ભકિતવિશે બહુ જ વિવેચન છે. આજ પ્રમાણે મીરાંબાઇ પણ પ્રભુની પરમ ભકત હતી. તેનો પણ શ્રીકૃષ્ણવિશે અતુલ પ્રેમ હતો. આ બાઇનો જન્મ સંવત્ ૧૪૮૦માં થયો હતો. તે મેવાડના રાણા કુંભા સાથે પરણી હતી. મીરાં તથા કુંભો નાનપણથી કવિતા રચતાં શીખ્યાં હતાં. પણ કુંભો સાંસારિક બાબત પર વિશેષ લક્ષ આપતો હતો. પણ મીરાંબાઇ આધ્યાત્મિક વિષય પર વિશેષ લક્ષ આપતી હતી. જો કે મીરાં સ્વામીભકિતમાં સદા તત્પર રહેતી, પણ તેનું મન ઇશ્વર તરફના પ્રેમમાંથી જરાપણ ખસ્યું નહતું. તે હમેશ શ્રી કૃષ્ણ તરફ પ્રેમભાવ રાખી સ્તુતિનાં ગીત રચતી હતી. તે પોતાની સાસુને કહેતી કે, મને ઇશ્વર સિવાય કોઈ પણ વસ્તુ સત્ય લાગતી નથી. મીરાંબાઇનો

કંઠ અત્યંત મધુર હતો. રાજા અકબરને મીરાના કંઠનું ગાન સાંભળવાની મરજી થઈ. પણ કુંભાને એમ કહેવું કે તારી સ્ત્રીનું મારે ગાન સાંભળવું છે તો રાજપૂતો ઉશ્કેરાઈ જાય. આથી અકબરે તથા તેના ગવૈયા તાનસેને સંન્યાસીનો વેશ લીધો તથા મીરાનું ગાન સાંભળવા ચીતોડ આવ્યા. મીરાંની અલૌકિક વાણી સાંભળી અકબર મુગ્ધ બની ગયો. તે પ્રેમની સાક્ષાત્ મૂર્તિરૂપ મીરાંબાઈને પગે પડયો તથા બોલ્યો કે, હું ઇશ્વરના પ્રેમનો ભીખારી છું. મને ઇશ્વર પ્રેમનો માર્ગ દર્શાવો. આમ બોલી પોતાના ગળામાંથી એક કીમતી હાર કાઢી મીરાંને ભેટ આપ્યો. મીરાંએ તે હાર હાથમાં લીધો તથા તે ઘણો જ કીમતી જાણી સંન્યાસી વેશ ધારી અકબરને પૂછયું કે, આ હાર તમારી પાસે કયાંથી આવ્યો? અકબરે કહ્યુ કે, યમુનાના તીરપરથી અમને જડી આવ્યો છે. આ હાર આપના દેવને અર્પણ કરશો. પછી તે હાર મીરાંબાઈએ પોતાના દેવને અર્પણ કર્યો. આટલું કહી અકબર તથા તાનસેન ચાલ્યા ગયા. પેલા હાર વિશેની હકીકત રાજાના કાને પડી, તેથી તેણે મીરાંબાઇ પાસેથી હાર મંગાવ્યો. પછી હારની ઝવેરીઓ પાસે કીમત કરાવતાં જણાયું કે, તે હારની કીમત રૂપીઆ દસ લાખની છે તથા રાજાને ખબર પડી કે આવો હાર કેવળ એક અકબર પાદશાહ પાસે જ છે. લોકોએ રાજાને એવું ભમાવ્યું કે, અકબર પાદશાહ વેશ બદલી મીરાં પાસે આવ્યો હતો. તેણે રાણીનો સ્પર્શ કરી આ હાર પહેરાવ્યો છે. આથી રાણો ઘણો ક્રોધાયમાન થયો. તેણે મીરાને સાધુની સંગત છોડી દેવા માટે કહ્યું, પણ મીરાંએ માન્યું નહિ. આથી રાણાએ મારી નાંખવા ઝેરનો પ્યાલો મોકલ્યો. આ ઝેરનો પ્યાલો મીરાં પી ગઈ તથા ભગવાનની કૃપાથી તે ઝેર અમૃત સમાન થઇ ગયું. પછી મીરાં પોતાનો પાદશાહી પોષાક બદલી સાદો પોષાક પહેરી સર્વને ઉંઘતાં

મૂકી નદી તરફ ગઇ તથા નદીમાં ઝંપલાવ્યું. પણ કોઇ દેવીએ અદૃશ્ય રીતે તેને ઉપાડી લઇ બચાવી લીધી તથા કહ્યું કે, તારે હાથે તો હજી ઘણાં સારાં કામ થવાનાં છે. પછી મીરાંને નદીને કીનારે મૂકી, તે ભગવાનનું ભજન ગાતી ગાતી વૃંદાવન ગઇ. ત્યાં રૂપ ગોસાઇ નામનો એક સાધુ રહેતો હતો. તેની શિષ્યારૂપે પોતે ત્યાં રહી. મીરાંના હરિકીર્તનાદિ ધ્વનિથી આખું વૃંદાવન ગાજી ઉઠતું. મીરાંની કીર્તિ સર્વ સ્થળે ગવાવા લાગી. આથી કુંભાને પણ તેનાં દર્શન કરવાનું મન થયું. પછી સાદો ભીખારીનો પોષાક પહેરી કુંભો વૃંદાવનમાં ગયો તથા ત્યાં મીરાં પાસે જઈ ભિક્ષા માંગી. મીરાંએ કહ્યું કે, હું અબળા તને શું ભિક્ષા આપી શકું એમ છું ? કુંભાએ કહ્યું કે, હું તમારી માફી માગું છું. આમ કહી તેણે પોતાનો છૂપો વેશ બદલ્યો. મીરાં પોતાના પતિને જોઇ અત્યંત આનંદ પામી. મીરાં ઉભી થઈ પોતાના પતિના પગે પડી. પછી મીરાં તથા રાણો બેઉ ચિતોડ ગયાં. તેઓ છ માસ ચિતોડમાં રહેતાં તથા છ માસ તીર્થયાત્રા કરવા નીકળી પડતાં. તેણે શ્રીકૃષ્ણને પ્રેમભકિતથી ગાયા છે. તે મૃત્યુ પામી ન હતી, પણ શ્રીકૃષ્ણની એકાગ્ર ભકિતથી અદૃશ્ય થઈ ગઇ હતી. આ જ પ્રમાણે જ્ઞાનદેવ પણ પરમાત્માના પરમ ભક્ત હતા. આ મહાત્મા શાલિવાહન શકના બારમા સતકમાં જન્મ્યા હતા. એમના પિતાએ લગ્ન કર્યો પછી વૈરાગ્ય ઉત્પન્ન થવાથી કાશીક્ષેત્રમાં જઇ સ્વામી રામાનંદ પાસે દિક્ષા લીધી તથા સંન્યાસ ગ્રહણ કર્યો. સ્વામી રામાનંદને પાછળથી જાણવામાં આવ્યું કે, જ્ઞાનદેવના પિતા વિઠોબાએ ગૃહસ્થાશ્રમ ભોગવ્યા વિના દિક્ષા લીધી છે. આથી સ્વામીએ ગૃહસ્થાશ્રમ ભોગવવા એમના પિતા પાસે પાછા મોકલ્યા. આ પછી તેને નિવૃત્તિનાથ, સોપાન, જ્ઞાનદેવ તથા મુકતાબાઇ એમ ચાર સંતાનો થયાં. જ્ઞાનદેવે શ્રીમદ્ ભગવદ્ગીતાપર

ટીકા લખી છે, જે જ્ઞાનેશ્વરીના નામથી પ્રસિદ્ધ છે. એમણે અમૃતાનુભવ નામનો ગ્રંથ રચ્યો છે. જ્ઞાનેશ્વરીના સગાઓએ આ ચારે સંતાનોને જ્ઞાતિમાં લેવા માટે કહ્યું ત્યારે લોકોએ કહ્યું કે, આ જો જ્ઞાનદેવ ખરો હોય તો **પાડાની** પાસે વેદ બોલાવે. તે જ વખતે પાડો વેદ ભણવા લાગ્યો. આ વાતની આંગદેવને ખબર પડી. આ આંગદેવ યોગબળથી ૧૪૦૦ વર્ષ સુધી જીવતા રહ્યા હતા. આંગદેવ જ્ઞાનેશ્વરનો ચમત્કાર જોવા માટે તથા જ્ઞાનદેવને જિતવા વાઘપર બેસી **આમંદી** ગયા. જ્યારે આમંદી, ગામથી ચાર ગાઉ દૂર હશે, તેવામાં જ્ઞાનદેવને ખબર પડતાં તે ભીંતપર બેસી ભીંતને ચલાવી તેની મુલાકાત લીધી. આથી આંગદેવનો ગર્વ ઉતરી ગયો. આ જ્ઞાનદેવ સોળ વર્ષની ઉમરે મરણ પામ્યા હતા. પણ તે શ્રીકૃષ્ણના પરમ ભકત હતા. શ્રી વલ્લભાચાર્ય પણ તે જ પ્રમાણે શ્રીકૃષ્ણના પરમ પ્રેમી હતા. તેઓ પુષ્ટિ માર્ગના સ્થાપનાર હતા. તેઓ પોતે તૈલંગી બ્રાહ્મણ હતા. વિજયનગરમાં કૃષ્ણસરલુ નામે રાજાની સભામાં સ્માર્ત તથા વૈષ્ણવ સંપ્રદાય વચ્ચે વાદ ચાલતો હતો. તેમણે પોતે વાદવિવાદથી સ્માર્ત મતને જિત્યો હતો. આથી તે રાજા એમનો શિષ્ય થયો. જો કે શ્રી વલ્લભાચાર્ય પૂર્ણ બ્રહ્મજ્ઞાની હતા, છતાં તેમણે જે પંથ કાઢયો, તે તે સમયને અનુસરી કાઢેલ છે. તેમણે પ્રેમ ભકિતનો ઉપદેશ કર્યો છે. કારણ કે બ્રાહ્મણવિના બીજા લોકોમાં તે વખતે ઇશ્વરી જ્ઞાન રહ્યું નહતું. માટે તે લોકોને માર્ગપર લાવવા પ્રેમભકિતનો ઉપાય તેમને જડયો. આથી વૈશ્ય તથા શૂદ્ર અનેક તેમના શિષ્ય થઇ રહ્યા. વળી પ્રેમભક્તિથી જેવી રીતે જ્ઞાનની પ્રાપ્તિ થાય છે તેવી બીજા કશાથી થતી નથી. આ જ પ્રમાણે અખો ભકત પણ પ્રભુપરના પ્રેમને લીધે મુક્તિને પામ્યો હતો. આ જાતે શ્રીમાળી સોની હતો. તેને એક ધર્મની બહેન હતી. આ બાઇએ અખાને ૩૦૦) રૂપીઆ અનામત

મૂકવા આપ્યા હતા. બાઇએ પાછળથી તે રૂપીઆની કંઠી કરી આપવાનું કહ્યું. અખાએ પોતાની પાસેના રૂા. ૧૦૦) ઉમેરી ચારસોની કંઠી કરી આપી. આ બાઇને વિશ્વાસ પડયો નહિ. તેથી બીજા પાસે જોવડાવવા ગઇ. આ બાબત અખાને ખબર પડી. આથી તેને સંસારપર ધિક્કાર છૂટયો. તેણે હવે પોતાનું સર્વસ્વ વેચી નાખ્યું તથા સત્યની શોધ કરવા નીકળી પડયો. એકવાર વેષ બદલી ગોસાઇના મંદિરમાં ગયો, પણ તેને ધક્કા મારી બહાર કહાડી મૂકવામાં આવ્યો. આથી તેણે નીચે પ્રમાણે કડી જોડી કે;–

ગુરૂ કીધો મેં ગુકુલ નાથ, ઘરડા બળદને ઘાલી નાથ;
ધન હરે ધોકા નવ હરે, એ ગુરૂ કલ્યાણ જ શું કરે ?

તે કાશી ગયો. ત્યાં બ્રહ્માનંદસ્વામીના મઠમાં કથા થતી હતી, ત્યાં છૂપી રીતે સાંભળતો હતો. એક વખત સાંભળનારે હુંકારો નહિ. દેવાથી અખાએ હુંકારો આપ્યો. આથી શોધ કરતાં અખો જડી આવ્યો. પછી સ્વામીએ એને પોતાનો શિષ્ય બનાવ્યો. અખાના ચાબકા સચોટ છે. તેવડે પૂર્ણ જ્ઞાનની પ્રાપ્તિ થાય એમ છે. આ સર્વ પ્રેમ ભકિતથી જ થવા પામ્યું હતું. જે રીતે આ સર્વ ભકતો પ્રભુપ્રેમને લીધે મહાત્મારૂપે થઈ ગયા છે, તેમ પ્રેમાનંદ પણ પ્રભુનો ઘણો પ્રેમી હતો. આ કવિ ૧૪ વર્ષની ઉમર સૂધી તો કેવળ મૂર્ખ હતો. એની પાસે એક સાધુ આવ્યો તથા તેણે આવીને કહ્યું કે, હું બે દિવસનો અપવાસી છું, માટે મને ભિક્ષા આપો. પ્રેમાનંદે તેને ભિક્ષા આપી તૃપ્ત કર્યો. આ પછી જતી વખતે તે સાધુએ કહ્યું કે, તેં મને તૃપ્ત કર્યો, માટે હું તને આશીષ આપું છું કે, તેને સરસ્વતી પ્રસન્ન થશે. પ્રેમાનંદ ઇશ્વરનો પૂર્ણ ભકત હતો. એના કાવ્યમાં પ્રેમરસ ઘણો જ વહે છે. એણે સુદામા ચરિત્ર, ઓખાહરણ, નળાખ્યાન, નરસિંહ મહેતાની

હુંડી, મોસાળું, શ્રાદ્ધ, હારમાળા, મદાલસા, અભિમન્યુ આખ્યાન, રણવરી, વિવેક વણઝારો, રુકમણી હરણ, દાણ-લીલા તથા શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધના બાવન અધ્યાયનું કવિતારૂપે ભાષાંતર કર્યું છે. પ્રેમમાં દુઃખ કદી નથી. જો પ્રેમમાં દુઃખ હોત તો, દમયંતી નળરાજા સાથે ઉપ-વાસે ટળવળત નહિ, સુલોચના પોતાના પતિ ઇન્દ્રજિત સાથે બળી મરત નહિ, સીતા વનવાસ જાત નહિ, વળી પોતાની પ્રિયાના પ્રેમને ખાતર સ્મશાનની વિભૂતિ ચોળવી ગમતી ન હોય તો અમે પ્રેમને દુઃખરૂપ ગણીએ. પણ પ્રેમીઓને આ દુઃખો દુઃખકર લાગતાં નથી. વ્યવહારની નજરે આપણને જો કે દુઃખરૂપ લાગે, પણ પ્રેમની નજરે તે દુઃખ નથી.

વળી કવિ દયારામે પણ કહ્યું છે કે;—

પ્રિતમાટે રે પતંગ દીપકમાં બળે;
જાય પ્રાણ પોતાનોરે તોએ દીપકને મળે.
"ઔર પ્રસંગ ન લગે રૂચી, કીની અતિ મનુકારી;
જૈસી મનોહર માધુરી, લગે પ્રેમકી ગારી.

પ્રેમની ગાળ પણ મધુરી છે. પ્રેમ મનુષ્યને સ્વર્ગ તરફ ખેંચે છે અથવા તો પ્રેમ સ્વર્ગને પૃથ્વી તરફ ખેંચે છે. જીંદગીમાં મીઠાશ આણવા, કર્તવ્યમાં ઉત્સાહ લાવવા, વિચારોમાં શ્રેષ્ઠતા લાવવા, દુનિયામાં ઉજવળતા લાવવા, તથા પ્રાણીઓમાં ભ્રાતૃભાવ લાવવા આપણે **સત્ય પ્રેમના ઉપાસક થવું જોઇએ.** આપણે **થોડા વખતમાં કોઈ સાથે** સહવાસ કરવાથી પ્રેમ બંધાય છે. દૃષ્ટાંત તરીકે કણ્વ ઋષિની શકુંતલા પુત્રી ન હતી, છતાં જ્યારે કણ્વ ઋષિએ શકુંતલાને વળાવી, તે વખતે કહ્યું છે કે;—

यास्यत्यद्य शकुंतलेति हृदयं संस्पृष्टमुत्कंठया।
कंठस्तंभितबाष्पवृत्तिकलुषं चिन्ताजडं दर्शनम्॥
वैक्लव्यं मम तावदीदृशमिदं स्नेहादरण्यौकसः॥
पीड्यन्ते गृहिणः कथं नु तनया विश्लेषदुःखैर्नवैः॥

અર્થઃ—આજે શકુંતલા એને સાસરે જાય છે, તે જોઇ મારૂં અંતઃકરણ ઘણુંજ ચિંતાતુર બની ગયું છે. મારૂં ગળું એવું રૂંધાઇ ગયું છે કે, આંસુ પણ બહાર પડી શકતાં નથી. મારી આંખો પણ ચિંતાને લીધે જડ થઈ ગઇ છે. હું કે જે કોઇપણ પ્રકારના આસંગથી રહિત છું, તેને પણ પ્રેમને લીધે આટલું દુઃખ સહન કરવું પડે છે, તો પછી જેઓ ગૃહસ્થાશ્રમીઓ હોય છે તથા તેને પોતાની પુત્રીને સાસરે વળાવવી હોય છે ત્યારે તેને તો વિયોગને લીધે કેટલુંજ દુઃખ થતું હશે ! આ પ્રેમની ઘણીજ વિચિત્રતા છે. તેમાં ઉલટી સુલટી બહુ અસરો છે. જે ચીજ ઠંડી આપનારી છે, તેજ ચીજ ગરમી આપનારી થાય છે. જેમાં સુખ હોય છે, તેમાંજ દુઃખ લાગે છે. પ્રેમની વાતજ જૂદી છે. જે પ્રેમી હોય છે તેના **દીલની મોટાઈ**, તેના મનના **ઉભરા**, તેના મનની **હિંમત**, તેની તર્કશક્તિનું પ્રાબલ્ય, તેના મોહનો **બંધ**, તેના હ્રદયનો માનસિક આનંદ તથા તેની કુદરતી પ્રફુલ્લતા સ્વર્ગમાં પણ નથી. જ્યાં સૂધી મનુષ્યમાં પ્રેમ નહિ હોય ત્યાં સૂધી તે ઇશ્વરનો ભક્ત કદી થશે નહિ. વળી ભક્તિ વિના જ્ઞાનની પ્રાપ્તિ થવી દુર્લભ છે તથા જ્ઞાન વિના મોક્ષ મળવો પણ દુર્લભ છે. માટે સર્વેએ પ્રેમનું પોષણ કરવું જોઇએ. એક વેળા વિભીષણે હનુમાન પર પ્રસન્ન થઇ તેને એક મોતીની માળા ભેટ આપી. આ માળા હનુમાને લીધી તથા તેમાંથી એકેક મોતી કાઢી રસ્તાપર નાંખી દેવા માંડયું. આ વખતે વિભીષણે હનુમાનને કહ્યું કે, વાનર જાતિને મોતીની કીમત હોતી નથી. ત્યારે હનુમાને કહ્યું કે, રામ એજ મોતી છે. બીજાં મોતી કશા પણ કામનાં નથી. વળી આ રામચંદ્રજી મારે રૂંવેરૂંવે ભરેલા છે, એમ કહી હનુમાને પોતાનું હ્રદય ચીરી બતાવ્યું કે, જૂવો મારા દરેક રૂવામાં રામચંદ્રજી છે કે નહિ? આનું નામ તે અનન્ય પ્રેમ કહેવાય. વળી સાક્ષાત્ શ્રીકૃષ્ણ ભગવાને પણ કહ્યું છે કે,

"अनन्याश्चिंतयंतो मां ये जनाः प्रर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमवहाम्यहम् ॥

અર્થ:-હુંરૂપ પરમેશ્વરથી ભિન્ન માયિક પદાર્થમાં જેને રાગ નથી, તે અનન્ય કહેવાય છે. આવા અનન્યરૂપે થઇ હુંરૂપ પ્રત્યક અભિન્ન રૂપ પરમાત્માનું ચિંતન કરનાર સાધન ચતુષ્ટય અધિકારી પુરૂષ હુંરૂપ નિર્ગુણ પરમાત્માનું ધ્યાન કરે છે. આવા મારારૂપ ધ્યાન પરાયણ તત્વવેત્તા પુરૂષને હુંરૂપ પરમેશ્વર યોગની તથા ક્ષેમની પ્રાપ્તિ કરૂં છું." "અહીં અપ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિનું નામ યોગ છે તથા પ્રાપ્ત અર્થના પરિરક્ષણનું નામ ક્ષેમ છે. આજ રીતે પ્રેમ સંબંધી શ્રીકૃષ્ણ ભગવાને નીચલા શ્લોકમાં જણાવ્યું છે કે,

"मच्चिता मद्गतप्राणा बोधयंतः परस्परम् ।
कथयतश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च ॥

અર્થ:-જેઓનું ચિત્ત મારામાં લાગેલું છે, જેની ઇન્દ્રિયો મારામાં જ રહેલ છે, મારૂંજ વારંવાર જ્ઞાન પ્રાપ્ત કરતા તથા મારીજ સ્તુતિ કરતા મનુષ્યો મારામાં સંતુષ્ટ રહે છે તથા મારામાંજ આસક્ત રહે છે." પ્રેમના વિરહથી મનુષ્યની ઉન્મત્તાવસ્થા બની જાય છે. આનાજ દાખલા તરીકે વિક્રમો-ર્વશીયમાં જ્યારે પુરૂરવા રાજાની સ્ત્રી ઉર્વશી લતારૂપે થઇ ગઇ, તે વેળા તેણે કેવળ મૂઢ બની જઇ કહ્યું છે કે;-

"मधुकरमदिराक्ष्याः शंस तस्याः प्रवृत्तिम् ।
वरतनुरथवासौ नैव दृष्टा त्वया मे ॥

यदि सुरभिमवाप्स्यस्तनमुखोच्छ्वासगंधं ।
तव रति भविष्यत्पुंडरीके किमस्मिन् ॥

અર્થ:-હે ભમરા! મદિરાના સરખી આંખવાળી સ્ત્રીની ખબર જો તું જાણતો હોય તો મને કહે. અથવા સુંદર શરીરવાળી તે સ્ત્રી તારા જોવામાં નથી આવી. જો તે સ્ત્રીના મુખનો ગંધ તેં લીધો હોત તો તારી પ્રીતિ આ કમળ વિશે થાત નહિ. આ રીતે પ્રેમપાત્રના વિરહથી વિરહીની કેવી વિચિ-

ત્રાવસ્થા થાય છે, તે આમાં જણાવ્યું છે. માટે પ્રેમ એજ મોક્ષનું સાધન છે.

સૌ કાર્ય કરતાં આ વિકટ કાર્ય છે. આવો અમૂલ્ય પ્રેમ મેળવવા પૂર્વ સંસ્કાર–પ્રભુકૃપા ને સત્સંગ સાથ દૃઢ સંકલ્પવાળી સાચી ઉપાસના જોઇએ. ગુલાબ વાવવાને જેમ પોચી જમીન કરવી પડે છે, તે જ મુજબ આ શરીરરૂપી ભૂમિકામાં પરમાત્મારૂપી ગુલાબ વાવવા હૃદયને ઇન્દ્રિયનિગ્રહ સાથ તિતિક્ષા, જ્ઞાન, અને દયાવાળું શાંત નિર્મળ મન કરવું જોઇએ. સદ્દગુરૂની કૃપાથી સંસ્કારી આત્માઓ અડગ શ્રદ્ધાથી ગમે તેવા બારીકમાં બારીક પ્રસંગોમાં પણ રાજા હરિશ્ચંદ્રની માફક સત્ય સાચવે છે. ત્યારે તેવાઓને હરિશ્ચંદ્રની માફક જ શંકર જેવા મહાદેવ પ્રસન્ન થઇ આત્મપ્રકાશ સાથ દર્શન આપે છે. એ માટે વસિષ્ઠ જેવા ગુરૂ જોઇએ કે, જેણે હરિશ્ચંદ્રને એકજ બોલમાં સત્ય સમજાવેલું કે, "બેટા મર્દ ઓ હે કે જીસને હવસકો મારા." એકંદર આવા આવા મહા પુરૂષોના શ્રદ્ધાપૂર્વક નામથી પણ સત્ય જ્ઞાન મળવું જોઇએ. પણ અનેક જન્મનો સંસ્કારી તે જીવ જોઇએ. એકંદર પ્રેમથી સૌ હેઠ છે. એ જ **આ સાચા પ્રેમનું સત્વ** છે. એ વિષયનો હેતુ એટલેથી જ સમાપ્ત કરીશું.



# પ્રકરણ ૧૪મું.

## જ્ઞાનનું સાધન ભક્તિ.

**સવાલઃ**—સર્વ દુઃખનો નાશ શાથી?

**જવાબઃ**—ભક્તિ, તથા તેથી થતા આત્મજ્ઞાનથી.

वेदान्तार्थविचारेण जायते ज्ञानमुत्तमम् ।
तेनात्यन्तिकसंसारदुःखनाशो भवत्यनु ॥

(विवेकचूडामणि)

અર્થઃ-વેદાંતઅર્થનો વિચાર કરવાથી ઉત્તમ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. વળી એ જ્ઞાનથી તુરત સંસારસંબંધી દુઃખનો નાશ થઇ જાય છે.

### ભજનો.

" ચાલ લાવણી-રાહ "

### શ્રી કૃષ્ણની બંશી.

બજી મન મોહનકી બંશી, કલેજેમેં જયું નાગન ડંસી (ટેક)
બીત કયાં ગઇ આજ રજની, કહું સુખ બહેન સુનો સજની,
બજી ગોકુલમેં કપટ બજની, ભૂલ ગઇ ભજન સદા ભજતી;
મેં સોઇ થી નિંદમેં મેરે, બાળ કરે પયપાન;
બાજી બંશી બેરન બંનમે મોહ લગા કલેજેમે બાણુ;
જ્ઞાન ભૂલ ગઇ મેં કપટ ફન્સી કલેજે મે જયું
નાગન ડશી—બજી-ટેક.

જાદુગરે બંશી લલકારી, તડફતી રહી રેન સારી;
ચલી જહ ઘરેક નીકશ પ્યારી, ભૂલ ગઇ ચીર સુંદર સાડી.
નગ્ન તન મન મગ્ન મેરે છુટ ગઇ સબ લાજ,
કાજળ નેન ન દીયો નહિ સુરમો મેં ઢુંઢતહું બ્રીજરાજ;
લાજ તું રખબે માખણશી—ટેક.

નેહ નટવરસે લગો, આલી ફીરૂં બન બનમેં મતવાલી,
ભીલા નહિ કહાન કપટ ખ્યાલી, કઉતકી મોહન બનમાલી.
મોહન મોહન મે કરૂં રે, બીચ મીલે નંદલાલ,
ગ્વાલ સખી સબ સંઘ બીરાજે, મોહે કરી રહે ખુશી.
ચાલ; ચાલ ચાલત ચાલે હંસી—કલેજેમે૦ ટેક.
ભેટ ભઇ મોહનસે મેરી, બંશરી મુખમે હાથ ;
છબી નીરખત મનસા ફેરી, ન જાણું મેં ગોવિંદ ગત તેરી.
બાર બાર મેં ચરણુ પડું રે, બીનય કરૂં કર જોડ,
દાસ કરીને શરણે રાખો, જય જય નંદ કીશોર,
ભોર નિત્ય સમરૂં યદુબંશી, કલેજે મેં જ્યું નાગન ડંશી
ટેક—બજી૦
મન મોહનકી બંશી કલેજેમેં, જ્યું નાગન ડંશી.

## રામભક્તિ વિષે.

ચાલ લાવણી. રાહ એજ.

ભજો મન રામ સદા રમતા, છોડી દે મોહ મમતા,
મોહકી સૈન્ય અતિભારી, લશ્કરી લોભ કરે ખ્વારી;
કામ ઓર ક્રોધ રહે જારી, દીનકર દીયા કપટ જારિ—ટેક.
આશા તૃષ્ણા પાપનીરે, મદ મત્સર અભિમાન;
દંભ કપટ દો દંત પીશકે, લેવે તુમારા જાન;
પ્રાણુકી આશા કોણુ રખતા, છોડી દે મોહ મમતા.
ભજો મંન—ટેક.
અકળ ગત એહી સમજ માયા, અમ્મર નહિ રહે તેરી કાયા;
રંક જીયું સ્વપ્ને રાજ પાયા, ગઇ જ્યું તરૂવરકી છાયા.
મૃગ તૃષ્ણાકે નીરકોરે, જો ચાહત મન ભૂલ;
નીર નહિ એ સમજ સોચ કર, તપી ધૂળકી ધૂળ.
ભૂલ માયામે મુરખ રમતા—છોડી દે મોહ માયા મમતા.
સજન સુત નાર એહી સારે, કુંટુંબ પરિવાર મુલક ડારે;
તું અપના કર ન્યારે, ગયે સૌ છોડ તુજ ખ્યારે.

જુઠો આ સંસાર છે રે, માત તાત પરિવાર;
વધી ઘટીકો દેખદેખકે, કયું હોતા લાચાર,
ધ્યાન સદ્દગુરૂશે કરો સમતા, છોડી દે મોહ માયા મમતા.
ટેક—ભજો મન.
એહિ સંસાર દેખ સ્વપ્ના, જગતમેં કોઇ નહિ અપના
મંત્ર શિવ સોહં બ્રહ્મ જપના, અચળ અવિનાશીરૂપ અપના
મન બુદ્ધિ, ચિત્ત અહંકારસેરે, પંચ વિશે અરૂ પ્રાણ;
પંચ તત્વ તીલ તુંહી ન જાણે, તુંહિ તો સબકુ જાણ
જ્ઞાન, ગત કરત સદા રમતા, છોડી દે મોહ માયા મમતા.
ટેક—બે વાર.

રાગ ભજન. ( લાવણી )

તુળશી મગન ભયે, રામ ગુણ ગાય કે;
રામ ગુણ ગાય કે, સીતા રામ ગુણ ગાયકે.–ટેક.
કોઈ ખાવે શીરા પુરી, ભોજન બનાકે;
સાધુ ખાવે સુકા ટુકડા, ભોગ ધરાકે.—ટેક.
કોઇ રહેવે બાગ બગીચા, હવેલી જુકાગે;
સાધુ રહેવે ટુટી ઝુંપડી, ધુનિયા ધકાગે—ટેક.
કોઇ ચડે હાથી ઘોડે, પાલખી મંગાકે;
સાધુ ચલે નંગ પાઊં, કીડીયા બચાગે—ટેક.
(ભક્ત તુળસીદાસ)

વિયોગી આસુક.

શોર પીલુ–રાહ ભજન.

ભજ મન રામ, રહી આશ થોડીરે, થોડીરે, થોડી;
આશ થોડી–ટેક.
સાથ સનેહી લેવન આયે, સંગ લીયે કાષ્ટકી ઘોડીરે
ઘોડીરે, ઘોડી; આશ થોડી–ટેક.
છૂટે કેશે રે, ત્રિયા રૂવતહે; બીછડત મોરી હંસાકી
જોડીરે, જોડીરે, જોડી; આશ થોડી–ટેક.

ધીરજ ધર ઓ બાળ અભાગની, જીને જોડી ઉને તોડીરે
તોડીરે; તોડી; આશ થોડી.
( મુન્સી હશ્ર )

पद (राग खुमाच)

तज मन कुमता कुटिलको संग
जाकी संगते कुबुद्धि उपजत हे, पड़त भजनमे भंग ॥
तज० ॥ १ ॥
कौवेकुं क्या कपुर चुगावत, श्वानही न्हावत गंग।
खरकुं कीनो अरगजा लेपन, मर्कट आभूषण अंग ॥
तज० ॥ २ ॥
कहा भयो पयपान पिलावत, विषहु न तजत भुजंग।
आनन्दघन प्रभु काली कांबलीया, चढत न दुजो रंग ॥
तज० ॥ ३ ॥

(આનન્દઘન પદસંગ્રહ)

રાગ જોનપૂરી.

"કાચા પર બડાઇ કરનારને અર્પણ."

કાચી મીટ્ટીકા દેહેરા ઓ ચેતન, કાચી મીટ્ટીકા દેહેરા–ટેક.

પડ ગયા બુંદ બીખર ગયા દેહેરા, લોક કહે ઘરમે રાચો
ચેતન—કાચી–ટેક.

ઊપર પતને આભુષણુ સોવે, ભીતર બોત અંધેરા;
ઓ ચેતન–ટેક.

જુઠા ઠાઠ ઠઠ્ઠા દુનિયામેં, જુઠા તન ધન મેરા ઓ ચેતન
--ટેક.

નવલ કહે છીન છીન મત બીશરો, એ જગમે નહિ તેરા ઓ
ચેતન–ટેક.

(મહારાજ નવલચંદજી)

## પ્રભાતીયું.

( બીભાસ દાદરો—ઓપર સમ )

જાગીએ ગોપાળ લાલ, પંખી બન બોલે—ટેક.
રવિ ભયો ઉદેમાન, પંખી સબ તુષ્ટમાન
ભમર કરે ગુંજગાન, કમલ નેન ખોલે—ટેક.
શશીકલા સીથલ થઇ, ચકવી પીયા મીલન ગઈ
અતિ સુગંધ પવન મંદ, હમપાંત ડોલે—ટેક.
સુરદાસ કહે જાગ્યો પ્રભાત, પનીહારી પ્રભુ ચરન જાત
ઝાંજર કરત સુંદર નાદ, ઝમકાર બોલે—ટેક.

(ભક્ત સુરદાસ)

## ગોડી—ચોતાલ. ( વિપર સમ )

શંકર વિષધારી ચંદ્રમા લલાટ ધરેરી,
બિભૂતી બસ્તર અંગ, ગળે રૂંઢ માળા સોહે નાગકારી,
શંકર—ટેક.
જટા મધ્યે સોહે ગંગ, પાર્વતી અંગ;
એક હાથ ત્રિશૂળ, એક હાથ ડમરૂ દમકારી—શંકર—ટેક.
કામ ક્રોધ બસ કીને, બ્રખવ વાહન લીને
એસો શંભુ મહાદેવ, દેહ લીલાધારી.
સ્વર્ગ મૃત્યુ પાતાલ લોક, શંભુજીકે નામ લેત,
તાનસેન તીજ લીગ લાગી તારી—શંકર—ટેક.

( તાનસેન )

## તોડી ચોતાલ ( નેપરસમ )

છોટોસો કનૈયો એક મુરલી મધુર છોટી
છોટેસે સખનસંગ—છોટી પાઘ શીરકી—છોટો—ટેક.
છોટીસી લકુટી હાથ છોટ—બછલીએ સાથ
છોટી કટ છોટી પટ—છોટી પીતાંબરકી—છોટો—ટેક.
છોટેસે કુંડળ કાન મુનિ મન છુટે ધ્યાન
છોટી છોટી ગોપી સબ આઈ ઘરઘરકી—ટેક.

નંદદાસ પ્રભુ છોટે, બીધી ભાવ મોટે મોટે;
ખાયો હે માખન, સોભા દેખત બદનકી—ટેક

( ભકત નંદદાસ )

મલાર ચોતાલ (ઈ. પરસમ)

ઈન્દકી અસવારી પપૈયાને ખુબ કીની;
દેશ દેશ ખબર દીની—ઈન્દકી–ટેક૦
ઘોઘો ગરજે ન ગોર બાજે, ઘો ઓરવા નિશાન બાજે;
બોદરાકી ફોજ, તાન ધરાકી તીરકારી,
દાવે નીર કે નીર, તોલા ગોલા તોપા છુટે; કા કરત
બીન હનુમાન ઊનહીકી ગત ન્યારે;
તાનસેનકો પ્રભુ તુમ બહુ નાયક, જાકો પીયા,
પરદેશ ઉનહુકો જગમારી;–ઈન્દકી૦—ટેક

( તાનસેન )

ખમાચી ચોતાલ ( ઇ. પરસમ )

સિતા જેસી સતી નાહીં ભ્રાતી લછમનસેં નાહીં;
રામસેં રાજા નાહીં, બલિભદ્ર જેસે બીર હે. ટેક.
અગ્નિસેં તેજ નાહીં, જળસે શીતળ નાહીં;
નારદસેં ગુની નાહીં, કૃષ્ણ જેસે આહીર હે. ટેક.
બ્રહ્મા જેસે પંડિત નાહીં, દાતા તરવરસે નાહીં;
ધનવંતરીસે હકીમ નાહીં, ગોરખ ફકીર હે. ટેક.
કહે ગુલાબરાય, દીલમેં કીયો બીચાર;
નાનકસેં સાધુ નાહીં, ભક્ત કબીર હે. ટેક.

( ગુલાબરાય )

## નસીબની બલિહારી.

(ગઝલ) સદા સંસારમાં–એ રાહ.

હજારો હાથ પછડાયે, કશું વળનાર નથી;
લલાટે લેખ લખ્યા, કોઈથી ટળનાર નથી.

બ્રહ્મા વિષ્ણુ અને શંકર, સમાન ઉથાપી શકે;
વિધિના લેખમાં, કોઇ મેખ મારનાર નથી.
પડે વરસાદ છતાં, ચાતકો તરસ્યા મરે છે;
નથી ઇચ્છા વિધિની, તે કદી મળનાર નથી.
હજારો યત્ન કરો, કે મથી મરો છતાંયે;
રૂતુવિણ વૃક્ષ કદી, વિશ્વમાં ફળનાર નથી.
જાદુ મંત્રો અને તંત્રોવડે, ભાવી ન ટળે;
સહી બેસી રહો, બીજો કશો ઉપચાર નથી.
બળો ફફડો કદી ઉપાધિ, લાખ વેઠી મરો!
વિધિથી ઉલટા, ઉચ્ચારને અધિકાર નથી.
ક્રિયા શક્તિ ચલાવે, તંત્ર આ બ્રહ્માંડતણું;
તમારૂં કે હમારૂં ધાર્યું, કંઈ થનાર નથી.
હિણી રાત્રી ફરી વળી, થયો છે અસ્ત રવિ;
ભરાતા ટોપલા અંધકાર, ખૂટનાર નથી.
વાવ્યાં છે વૃક્ષ જેવાં, પામવાં એવાંજ ફળો;
ક્રિયાના ત્રાજવામાં, લેશ ફેરફાર નથી.
કરેલાં કર્મનાં ફળ, ભોગવો આધીન રહી;
ચુકાવો આગલાં દેવાં, તેમાં ઉપકાર નથી.
લખ્યાં દુર્ભાગ્યનાં દુઃખો, ટળે તે કેમ કરી;
નિભાવો યોગ અનેરો, ફરી મળનાર નથી.

(વસંત)

## તમારા દેશને માટે.

(ગઝલ) રાહ કવાલી.

"કશુંના થઇ શકે અમથી" અરે ઓ એમ વદનારા!
જરા તો લાગણી રાખો! તમારા દેશને માટે.
ન ભીરૂતા બતાવી દો, થયા કાં સુસ્ત ને એદી!
જરા તો આંખ ઉઘાડો, તમારા દેશને માટે.
પડ્યા જે કારમા ઘા તે, મુંગે મોંઢે સહન કરતાં;

બહુ ઉંઘ્યા હવે જાગો, તમારા દેશને માટે.
કરો જે કાંઈ બને તે, તે, વિસરી દ્વેષ ને ઇર્ષ્યા;
તજી દો દંભ મગરૂબી, તમારા દેશને માટે.
ધરો ના ભાવના કો દિ, તવંગર યા ગરીબીની;
સમર્પો તન મન ધનને, સદાના દેશને માટે.
ભૂમી ને આસમાનોને, ધ્રુજાવી હાંકથી દેતા;
ગયા એ વીર નર તે તો, તમારા દેશને માટે.
સુખોને દેહના ભોગે, કરીને દેશની સેવા;
ગયા જે જે બધા હીરા, સદાના દેશને માટે.
તમારી જાતને માટે, તમારા ભ્રાતને માટે;
સદા સર્વસ્વ અર્પી દો, તમારા દેશને માટે.

( વિવિધ ગ્રન્થમાળા ) ૧૯૭૪ (અરૂણ).

## માતાની ભક્તિ.

(ભકત મારગ શૂરાનો, નહિ કાયરનું કામ જોને) એ રાહ.
જતન કરીને રાખ હૃદયમાં, મા ભવતારક શ્યામા જોને!
હે મન! તું જોને હું જોઉં, અવર ન પામે લાગ જોને!
કામ ક્રોધને ભૂરકી નાંખી, જા મન તું એકાંત જોને!
રાત દિવસ રસનાએ રહજે, માડી કેરૂં નામ જોને!
મલિન વાસનારૂપી મંત્રી, ફરકે ન તારી પાસ જોને!
જ્ઞાન નેત્રનો ચોકી પહેરો, સાચવજે દિન રાત જોને!
મનડા! વાટ વિકટ છે વસમી, રહેજે ખુબ હુશીઆર જોને!
પળ પળ માનું નામ સમરજે, વાટ ખડગની ધાર જોને!
વિવિધ ગ્રન્થમાળામાંથી સંવત ૧૯૭૪

( શ્રી રામકૃષ્ણ પરમહંસ.)

## [ માતા શ્રી મહાકાળીની પ્રાર્થના ]

(ભક્તિનો માર્ગ શૂરાનો, નહિ કાયરનું કામ જોને) રાહ.
સાંભળજો શિખામણ દઉં છું, મનની ખેતી કાજ જોને;

માનવરૂપી જમીન પડતર, દેશે સોના પાક જોને.
હરિ નામની વાડ કરજો, લેશ નહિ નુકસાન જોને;
વાડ કરીને નિર્ભય રે'જો, યમ નહિ મુકે પાગ જોને.
સો વર્ષ પણ એ ખેતરનો, પટો ન પૂરો ન થાય જોને;
લગણી જયમ ફાવે તેમ કરજો, જાણી નિજનો માલ જોને.
ગુરૂ મંત્રનું બીજ વાવીને, ભક્તિ વારિ સીંચો જોને;
શ્રદ્ધા ને ધીરજ રાખીને, અમુલખ ફળને લણજો જોને.

વિવિધ ગ્રંથમાળા ૧૯૭૪–શ્રીરામકૃષ્ણ પરમહંસ.

રાહ–ભજન ધુન.

ડૂબ ડૂબ ડૂબ મન ! રૂપનિધિમાં ડૂબ ડૂબ ! ટેક.
તળ વિતળ પાતાળ ખૂંદ, પામશે તું પ્રેમ ધન;
કમર કસી શોધ શોધ, હૃદયમાં જ વૃંદાવન—ડૂબ.
ઝળહળંતી જ્ઞાનજ્યોતિ, હૃદય મંદિરે સુહાવ;
સતત પ્રેમ જ્ઞાન ભક્તિ, રશ્મિમાં તું મ્હાલ મ્હાલ—ડૂબ.
રૂમ ઝુમ ઝુમ નાદ થાય, ધ્યાન સુરતિમાં જાય;
નમી નમી ગુરૂ દેવ પાય, કબીર લીન થાય થાય—ડૂબ.

(શ્રીરામકૃષ્ણ પરમહંસ).

શ્રી કૃષ્ણ પરમાત્માની પ્રાર્થના.

ભજન–રાહ. (આરતી)

દીન જનોપર કરૂણા કરશો, કેશવકુંજ બિહારી;
માધવ મનમોહન, મધુસૂદન મોહન મુરલી ધારી.
જય–જય દેવ હરે !

કાલીય મર્દન, શ્રીવ્રજનંદન, કાતર ભવ ભય ભંજન હે;
ત્રિભંગી, મોરમુકુટ ધર, નટવર, શ્રી રાધા મનરંજન હે.
જય–જય દેવ હરે !

ગોવર્ધન ધર ગુંજા ભૂષણ, દામોદર રાસ બિહારી;
કંસ નિકંદન, સુર મુનિરંજન, યમુના પુલિન બિહારી.
જય–જય દેવ હરે !

( તારાપદ )

## ગુરૂ મહિમા.

### ત્રિતાલ રાહ.

રામ નામકી કમાઇ હમારી, ખાત ન ખૂટે ચોર ન લૂટે;
યમકી ભે ન રહાઇ—ટેક૦
બડે રાજ ગુરૂ સાહેબ મેરા, તાકી દૂકાન ધરાઇ;
ઉવાહુકી નોકરી પાવત હુંમે, હરદમશે હજુરાઇ.
સાધુ સંતકો કીયે દલાલી, સુમરન સોદા કરાઈ;
જામે તોટા જુગ જુગ નાવે, વસ્તુ વિના ગ્રથ પાઇ.
સત સ્વરૂપ સત ધામ હમારા, જહાં સંત કોઇ જોઈ;
ઉવાહા કમાઇ પહોંચાઇ ધણીને, આપ રહે અળગાઇ.
નિર્મળ વણુજી કરી આયકે, હરિગુણ સંત સહાઈ;
વ્હાલ મોરારે પ્રતાપે છોટા, પટા અચળ પદ ગાઇ.

( છોટમ કૃત )

### નિર્ધનની પાર્થના

### રાગ (ભીમપલાસ)

નિર્ધન બાવરે રે, ભજ મન રામ નામ લેતું—ર
કોઉ સંગ લડત કોઈ સંગ ભિરત, મત દુઃખ પાવોરે
ટેક.
જગત તજ ઓર લોભ માયા, કામ ક્રોધકો ત્યાગ,
પ્રભુ નામ ધાઓરે—ભજ મન રામ.–ટેક.
રામ નામકો ધાર મનમેં, કૃષ્ણ નામકો સાધરે;
તબ તો હો નર તેરી મુક્તિ, હર ભજન કર હરકિશોરી,
ગર્વ માનકો ત્યાગ પ્રભુ નામ ધાઓ રે.—ટેક.

(ઉસ્તાદ નેનખાં)

મુ. મુરાદાબાદ.

## એક આશક પ્રત્યે માશુકની પ્રાર્થના.

( ગજલ )

બે વજે કયું કફા હો, અમારી ખતા નહિ;
કોઇ કશુર હમશે તો, અબ તક હુવા નહિ. ટેક.
બાતે હમે સુનાતે હો, તુમ ખાકે માલજર;
સચ્ચેકી મુફલશીમે, કોઇ આસના નહિ.
મ્હેરે ગરીબ ખાનેકો, ઘર અપના જાનીએ;
તકલીફ કીજીએ તો, તકલુફ જરા નહિ.
નબ્જ મેરી દેખકે, કહેને લગા તબીબ;
એ ઇસ્કકા બીમાર હે, ઇશકકી દવા નહિ.

( ઉસ્તાદ કાસમ )

## પ્રલાપો પ્રેમીના દીલના

પ્રલાપો પ્રેમીના દિલના, સનમ જાણે ધણી જાણે;
'તૂંહિ તૂંહિ' નાદ ઘાયલના, ઘવાયાં હોય તે જાણે.
પ્રલાપો પ્રેમીના દિલના૦
વિલાપો જાનકીજીના,
બુઝે શું લોક લંકાના ?
પિછાને કોઇ હનુમાના, ખરેખર રામજી જાણે;
પ્રલાપો પ્રેમીના દિલના૦
મીરાંનાં પ્રેમ આંસુને,
કઠિન રાણાજી શું જાણે ?
બનેલું ઘેલું એ જાણે, ખરૂં શ્રી કૃષ્ણજી જાણે.
પ્રલાપો પ્રેમીના દીલના૦
બધી બાજુ ખરાબીની,
સખત મસ્તી ખરાબીની;
સૂફિઓ હોય તે જાણે, અગર દિલ્દાર ! તું જાણે.
પ્રલાપો પ્રેમીના દિલના૦

જિગર ઉસ્તાદ સાગર શાહ,
ડુબ્યૂં હાં પ્રેમ ધર્મ પ્રવાહ;
ડૂબેલાં હોય તે જાણે, અગર બસ ॐ સનમ જાણે.
પ્રલાપો પ્રેમીના દિલના૦

(દિવાનેસાગર)

( વેદાંત સિદ્ધાંત ) ભક્તિ રાણી

ભજન—શાહ

ભક્તિ કર, ભક્તિ કર, પ્રીત આરત ધરી;
હરિ ગુરૂ સન્ત પર ભાવ આણી,
ધ્યાનથી માનથી ભકિત અદ્વિતીયથી
વેદનો ભેદ લેજે પ્રમાણી—ભકિત૦
સન્ત જન અનુભવે ગાય રવ નવ નવે,
પૂર્ણ ઉલ્લાસથી પ્રેમ વાણી;
ભકિતને બારણે જ્ઞાનને કારણે,
મુકિત દાસી ભરે રોજ પાણી—ભકિત૦
સુખ અને દુ:ખ એ મન તણાં ભ્રમણ છે;
મન સમ ન એ ખરી ઝિન્દગાની.
સત અસત ઉભયથી વસ્તુને પર જુવે;
સકળ સંશય ખુવે ભકત જ્ઞાની—ભકિત૦
પ્રેમ તલ્લીનતા દીનતા આવતાં;
સાત્વિકી વૃત્તિ અન્તર સમાણી.
હરિ હરિમય બધું, વિશ્વ આ વિલસતું;
હરખતું હૈયું નિજ રૂપ જાણી—ભકિત૦
બાજી પ્રારબ્ધની ગુરૂજી મુજ પાલટી;
દાસ સાગર તણી શી કમાણી.
શું તજે ? શું ભજે ? પ્રણવ ધ્વનિ છો બજે,
લાડ કરંતી ભલે ભકિત રાણી—ભકિત૦

( દિવાને સાગર )

## ઘેલા જોગી

હમ ઘેલા જોગી ! ઘેલા ! પાગલમેં પહિલા ! પહિલા !
મા લક દેખા મય પ્યાલીમેં ! ખુલ્લા હુવા છુપેલા !
હમ જોગી ઉસપર ઘેલા જી ! ઔર કીસીકો કયા ?
મન ઘેલા કોઈ ! ધન ઘેલા કોઇ ! જવાન જોબન ઘેલા !
બન્દા ઐસા ઇશ્ક દીવાના, સબસે પાગલ ઘેલા !
હમ પાગલ જોગી ઘેલા જી ! ઔર કીસીકો કયા ?
દર દર ફિરતા રંજ ઉઠાતા ! બોલત "લયલાં ! લયલાં" !
અકલ ગુમાયા ! જિગર જલાયા ! ઐસા મજનૂં ઘેલા !
હમ ઇસી કિસમકા ઘેલા જી ! ઔર કીસીકો કયા ?
ચશ્મનૂર ! ચલ્લુ ભર દારૂ ! ઉલ્લુ દિલ બહલાયા !
જિક્ ફિક્ દરકાર છુડાકે, ઇશ્ક ફકીર બનાયા !
હમ વોહિ નૂરકા ઘેલા ! જી ! ઔર કીસીકો કયા ?
કાતિલ ઝખમો હમને ખાયા ! ગઝલ કવ્વાલી ગાયા !
અજબ દર્દપર રહમ સનમકી ! કાયમ રંગ ખીલાયા !
હમ ઉસી સનમકા ઘેલા જી ! ઔર કીસીકો કયા ?
તન મન ધન કુલ ઇઝત આબરૂ, શરાબમેં સિલગાયા !
ઉસ ભડકેપર ખડા જોગીકો, નાચનયાં સિખલાયા !
હમ યેહિ નાચકા ઘેલા જી ! ઔર કીસીકો કયા ?
બડી ખુશીસે અપની દુનિયા, અપને આપ જલાયા !
આપ જલાકે આપ જીલાના ! ઐસા ભેખ લગાયા !
હમ યેહિ ભેખકા ઘેલા જી ! ઔર કીસીકો કયા ?
સાકી મિલા પીલાનેવાલે ! ઘેલા હાલ બનાયા !
સુરસિંહ ગુરૂરાજ રહમસેં, સાગર ડુબ ગઇ માયા !
હમ ઘેલા કછુ કમાયા જી ! ઔર કીસીકો કયા ?

( દીવાને સાગર )

### ભજન

( ગજલ રાહ )

જગત કુલ રેયનાકા સ્વપના, સમજ મન કોઇ નહિ અપના;
કઠણ મદ લોભકી ધારા, વોહમે જાત સંસારા-૧
ઘડા જબ નીરકા ટા, પત્તા જયું ડાલશે તુટા;
ઐસી ન રહે જીંદગાની, સવેરા છોડ અભિમાની-૨
ન ભૂલો દેખ તન ગોરા, જગતમેં જીવના થોડા;
તજો મદ લોભ ચતુરાઈ, રહો નિઃશંક જગમાંહી-૩
સજજન પરિવાર સુતદારા, સબ એક રોજ હે ન્યારા;
નિકશ જબ પ્રાણ જાવેગા, નહિ કોઇ કામ આવેગા-૪
સદા મન જાન એ દેહકો, લગાવો સત્ નામ નેહકો;
કટે ભ્રમ જાળકી ફાંસી, કહે કબીર અવિનાશી-૫

-: શયેર :-

સારાસાર ભજ રામ એક, રામ કરત જગત્ કામ;
અસંગ રહત હે જગત્સે, કબીર કરે સલામ.

( ભકત કબીર )

## પરચુટણ શેર અને દુહા.

— દુહો —

સાચ સમાના તપ નહિ, જૂઠ સમા નહિ પાપ,
જાકે હિરદે સાચ હે, વાકે હિરદે આપ.
ચાહત વો કિશ કામકી, અનચાહતકે સંગ
દીપકકે મન ભાવના, જલ જલ મરે પતંગ.
જેવું પાકું બોર, તેવું મન દુર્જનતણું,
ભીતર કઠણ કઠોર, બહારથી બિંબ રતુમડું.
વીરલા નર પંડિત ગુણી, વીરલા બુજનહાર;
દુઃખ ખંડન વિરલા પુરૂષ, વીરલા બુદ્ધિ ઉદાર.

પ્રીતિ નિભાવન કઠિણુ હે, કોઇ મત કરીયો પ્રીત;
મર જાના તો સહજ હે, કઠિણુ પ્રીતકી રીત.
દિલદારી દિલદારની, શું સમજે સંસાર;
દિલનું દ્વાર મળ્યા વિના, મળે નહિ દિલદાર.
અનહોની પ્રભુ કર શકે, હોનાર મીટ જાય;
તુળશી ઇસ સંસારમેં, પ્રભુ ભજન સુખદાય.
સુખી સુખી સબ કોઇ રહે, સુખમે જાણુત નાય;
સુખી સ્વરૂપ આત્મ અમ્મર, જો જાને સુખ પાય.
સુખકે માથે સીલ પડો, હરિ હૃદયસે જાય;
બલીહારી આ દુઃખકી, પલ પલ રામ સંભરાય.
કહાં ચુનાવે મેડીયા, કરતા દોડાદોડ;
ચીઠ્ઠી આઇ રામકી, ગયે પલકમેં છોડ.
ધન એસા સાચીએ, જો ધન આગે હોય;
સુંઢ માથે ગાંઠરી, જાત ન દેખા કોય.
તુળશી તલબ ન છોડીયે, નિશ્ચય લીજે નામ;
મનખ મજુરી દેત તો, કયું કર રાખે રામ.
રામ નામ તો રતન હે, જીવ જતન કરી રાખ;
જબ પડેગી સંકટી, તબ રાખે રઘુનાથ.
નિરાકાર હરિ રૂપ હે, પ્રેમ પ્રીતસે સેવ;
જો માંગે આકારકુ, તો સંતો પ્રતક્ષ દેવ.
સંત વૃક્ષ હરિ નામ ફળ, સતગુરૂ શબ્દ વિચાર;
એસે હરિજન ન હતે, તો જલ મરતે સંસાર.



# આગળથી થયેલા ગ્રાહકોનાં નામ

| નામ | સ્થળ |
|---|---|
| હોરમસજી સોરાબજી | સુરત |
| વિશ્વનાથ મણિશંકર | ,, |
| રણછોડદાસ મોતીલાલ | ,, |
| મરજોરજી અસ્પંદીઆરજી | ,, |
| વેણીલાલ નરોતમદાસ | ,, |
| ,, ભગવાનદાસ ગોપાલદાસ | ,, |
| ,, જમનાદાસ હરગોવનદાસ | ,, |
| ,, ઇશ્વરલાલ હરજીવનદાસ દરૂ | ,, |
| મનુભાઇ હરીશંકર પંડ્યા | ,, |
| ,, માધવપ્રસાદ મોહનલાલ | ,, |
| ,, જમનાદાસ જેકીસનદાસ | ,, |
| નાનાલાલ દુર્લભદાસ | ,, |
| ભોગીલાલ કૃપાશંકર | ,, |
| મનુભાઇ નાનાભાઇ હરિદાસ | ,, |
| ધનજીશાહ હોરમસજી | ,, |
| ગોવિંદભાઇ કલ્યાણભાઇ દેસાઇ | ,, |
| ,, મૂળજીભાઇ આશારામ | મુંબઇ |
| ,, નાથાલાલ ચંદુલાલ | ,, |
| ,, વીરચંદ ભાઇચંદ આચાર્ય | ,, |
| ,, જમનાદાસ રામદાસ | ,, |
| ,, કાનજી સુંદરજી ઠકર | ,, |
| ,, પીરોજશા દાદાભાઇ | ,, |
| ,, નાથાભાઇ લલ્લુભાઇ | ,, |
| ,, પી. એફ. ઘડીઆળી | ,, |
| ,, ખોજા કરમાલી રેમતઅલ્લા | ,, |
| ,, બદેઅલ્લી ઇસ્માઇલ | ,, |
| ,, સોરાબજી એચ. (વાંદરા) | ,, |
| ,, ડોસાભાઇ દોરાબજી | ,, |
| ,, રામસી નરપત | ,, |
| ખોજા મહમદ જુમ્મા | ,, |

| નામ | સ્થળ |
|---|---|
| ,, જીવાજી પેસ્તનજી | ,, |
| ,, લુકમાનજી કરીમભાઇ | ,, |
| ,, જાલભાઇ દાદાભાઇ | ,, |
| ,, માણેકજી હોરમસજી | ,, |
| ,, બમનજી હોરમસજી | ,, |
| ,, મથુરાદાસ દેવરામ | ,, |
| ,, સી. સી. વકીલ | ,, |
| ,, કેશવજી વીરજી | ,, |
| ,, રાજુલા આર્ય હિતવર્ધક કું. | ,, |
| ,, ચરણદાસ ચત્રુભુજ મોરારજી | ,, |
| ,, અમરજી કાનજી | ,, |
| ,, ચંદુલાલ ડાહ્યાભાઇ | ,, |
| ,, પ્રેમજી ગોકળદાસ | ,, |
| ,, જમનાદાસ લક્ષ્મીદાસ | ,, |
| ,, માણેકશા દોરાબજી | ,, |
| ,, દીનશાજી સોરાબજી | ,, |
| ,, ડાહ્યાભાઇ પુરશોતમ ઠકર | ,, |
| ,, કરશનદાસ ગોવિંદજી | ,, |
| ,, ગોકલદાસ પરસોતમ | ,, |
| ,, ડાહ્યાભાઇ તુલસીદાસ | ,, |
| ,, જગજીવન મોરારજી | ,, |
| કનૈયાલાલ નગીનદાસ | ,, |
| ,, ઝેવીઅર મેરીકેરનહાસ | ,, |
| ,, નરીમાન કાવસજી દસ્તુર | ,, |
| ,, એદલજી હોરમસજી | ,, |
| ,, સાવકશા દારાબશા ચેરમેન | ,, |
| ,, સોરાબજી મેરવાનજી મીસ્તરી | ,, |
| ,, લક્ષ્મીશંકર વેણીરામ શુક્લતાશ | |
| ,, અવિચળભાઇ બાપુભાઇ પાલેજ | |
| ,, જેરામ દેવજી કુંભારીઆ (કચ્છ | |

નામ        સ્થળ

,, એમ. જી. દુવારકાદાસ મદ્રાસ
,, ફતેહચંદ દયાળદાસ કરાંચી.
શેઠ હરિદાસ નારણદાસ ધોલેરા
,, અમ્રતલાલ સુંદરજી એડન
,, તેમુરસ ગુસ્તાદજી દલાલ આબુ
,, પ્રાણશંકર વાલજી પંડ્યા ધોરાજી
,, ઠકર કાકુ રામજી કલકત્તા
,, પટેલ ગોવિંદ ખુશાલ ભરૂચ
,, દીનશાજી દાદાભાઈ અમલસાડ
,, ડાહ્યાભાઇ મંગલજી વાઘોડ
,, ચુનીલાલ હરગોવન નવસારી
,, એમ. કે. દેસાઇ રંગુન
,, હીમતરામ કાશીરામ હારીજ
,, ખોજા મેરાઅલી કાસમ થાણા
,, ધનપ્રસાદ એચ. વકીલ અજમેર
,, મા મોતીરામ તારવાળા ઇંદોર
,, પેસ્તનજી કુંવરજી અમદનગર
,, શાપુરજી બોખાજી ઉમરગામ
,, નાગજીભાઇ ગીરધરભાઇ પાણેથા
,, પરમાનંદ રામપાલજી કીસનગઢ
,, ગુલાબભાઇ જીવણજી વ્યારા
,, નરસી નેનસી કલકત્તા
,, ઇશ્વર વશીભાઇ ભરૂચ (વાગરા)
,, રણછોડ જેરામ અંજાર (કચ્છ)

નામ

,, કુમારશ્રી પુંજા ખાચર કે
(ધં.
,, લીલાધર ડાહ્યાભાઇ રંગુન
,, એલ. ડી. સાંગાણી રંગુ
,, જમીએતરામ હીરપાશંકર
,, ગીરધર મનોર જંબુસર
,, મણીભાઈ જીવણજી વલસાડ
,, હુસેનઅલી મહમદ થાણા
,, મગનલાલ તારાચંદ ભરૂચ
,, ચતુર્ભુજ ત્રીકમજી વઢવાણ
,, દીનશાજી જમશેદજી નાશક
,, નવલ બરજોર ઇટાલીઆ
(પટીઆલા)
,, સોરાબ એ. રીપોર્ટર હૈદ્રાબાદ
( દખણ )
,, રામનક આર. સોલાપુર (દખણ)
,, અલીમહમદ ઝવેરભાઇ સીલોન
(કોલંબો)
,, હંસરાજ વિષ્ણુરામ માંગરોળ
(કાઠીઆવાડ)
,, દાદાભાઇ જમશેદજી ઝાલોદ
(પંચમહાલ)
,, દોરાબજી રતનજી નવસારી

અમારા માનવંતા ગ્રાહકોએ વી. પી. થી પોસ્ટ કાર્ડ લખી પુસ્તક મંગાવી લેવું.

